વિસનગરવાસી કાજી અનવર મીયાંકૃત કાવ્યનો સંગ્રહ

અથવા

# અનવર કાવ્ય

યાને

## ગુલશને ખુશી.

સંગ્રહ કરનાર

**સ્વર્ગસ્થ શેઠ હઠીસંગ ચુનીલાલ.**

ટીકા સાથે પ્રસિદ્ધ કરનાર

**મહાસુખભાઈ ચુનીલાલ.**

કાવ્યસરિતાના રચનાર ( વિસનગર ).

**પાંચમી આવૃત્તિ. પ્રત ૪૦૦૦**

( સુધારા વધારા સાથે. )

**વિક્રમાર્ક ૧૯૭૬. સન ૧૯૨૦**

**અમદાવાદ.**

ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

**કીંમત રૂ. ૨-૦-૦.**

## અનવર કાવ્ય મળવાનું ઠેકાણું.

---

આ પુસ્તક નીચેના ઠેકાણેથી રોકડી કીંમતે અગર ટપાલ મારફત વેલ્યુપેએબલથી મળશે. ટપાલ ખરચ જે પડશે તે વિશેષ લેવામાં આવશે. પુસ્તક મંગાવનારે પોતાનું સરનામું ચોકસ અને સ્વચ્છ અક્ષરે લખવા મહેરબાની કરવી—

**મહાસુખભાઈ ચુનીલાલ.**
**મુકામ–વિસનગર. જીલ્લો–ગુજરાત.**

---



---

Printed by D. C. Parikh at the "Diamond Jubilee" Printing Press, Salapose Road, Ahmedabad.
and
Published by Mahasukhbhai Chunilal Sheth, Member of the Legislative Council, Baroda State. Bazar near Mandi; Visnagar. ( Gujarat ).



**મહુર્મ કાજી અનવર મીયાં આજા મીયાં.**

જન્મ—સંવત ૧૮૯૯ના વૈશાખ વદ ૫, શુક્રવાર.

મૃત્યુ—સંવત ૧૯૭૨ના પોષ વદ ૨, શનિવાર.



પાલનપુરના નવાબ સાહેબે બનાવેલા મહુમ કાજી અનવર મીયાંના રોઝાનો દેખાવ.



મર્હુમ કાજી અનવર મીયાંના શબની પાલખીનો યાને જનાઝાનો દેખાવ.



**પાલનપુરના નવાબ સાહેબનો ચંદ્રમહેલ**

જ્યાં મહૂમ કાજી અનવર મીયાંએ માંદગીના દિવસો
ગુજારી દેહનો ત્યાગ કર્યો.



મર્હુમ કાજી અનવર મીયાંની વિસનગરની મસ્જીદના
આગલા ભાગનો યાને તેમના ઇબાદતગાહ
(ભજન કરવાની જગો) નો દેખાવ



પાલનપુરના મર્હુમ નવાબ નેક નામદાર

**શ્રી શેર મહુંમદખાનજી સાહેબ બહાદુર,**

જી. સી. આઇ. ઇ.

જન્મ તા. ૨-૧-૧૮૫૨. મૃત્યુ—તા. ૨૮-૯-૧૯૧૮.



પાલનપુરના નવાબ શ્રી

કેપ્ટન તાલેહ મહંમદખાનજી સાહેબ બહાદુર.

જન્મ તા. ૭-૭-૧૮૮૩.



અનવર કાવ્યનો સંગ્રહ કરનાર

**સ્વર્ગસ્થ શેઠ હઠીસંગ ચુનીલાલ (વિસનગર).**

જન્મતિથિ—સંવત્ ૧૯૧૬ના વૈશાખ સુદ ૧.

મૃત્યુતિથિ—સંવત્ ૧૯૬૨ના ચૈત્ર વદ ૧૩.

# હૃદયપ્રેમાંજલિ.

"When I am gone from this mortal view
The skies will wear their wonted blue;
The clouds distil the summer rain
On leafy wood and grassy plain;
And flowers will smile through morning dew.
The birds I loved will still be true
To their old haunts, flutter through
The boughs, nor alter one sweet strain
When I am gone.
The silent moon will wax and wane
Heedless that I ne'er come again;
Cold stars roll round in order due;
But hearts–warm hearts–perchance a few
With loving tears some cheeks will stain
When I am gone."

( S. Final E. 1897. )

## મારા વ્હાલા ભાઈ હઠીસંગ !

( રાગ ગઝલ. )

કહું કોને હૃદયની આ ? હૃદયની તે હૃદય જાણે,
દિવાના દર્દનું દિલ દર્દ દિવાનો દર્દ પીછાને.
અગન જે ઈશ્કની જાગી બુઝાવે કોણ આશકની ?
ન જે સમજે શું તે કરશે ? મુંઝામણ આવા અંતરની !
ચમન કે એચમનમાં હું બીજાને શું ! જહાંને શું !
સહન કર કે નહીં કર મન ! પડી પીડા બીજાને શું !

કરી મ્હોબત કરી સોબત ! 'કરી' 'ન કરી' નહીં થાશે !
પડ્યો ઘા પ્રેમનો કારી ! હવે તે કેમ રૂઝાશે ? !
તને ભાઈ શું આ સૂઝ્યું ? કરી કેવી દગલબાજી !
ઠગાયો હું ! ફસાયો હું ! નહીં સમજ્યો બિના સાચી.
લિધી અવસાન ભરનિદ્રા ભુલી તોફાની દુનિયા આ !
ફરી પંખું નહીં જાગ્યો ! વિસાર્યો સ્નેહી ભ્રાતા આ !
થયો ગુલતાન સ્વપ્ને કે ગયો શું દિવ્ય દુનિયામાં ?
લુભાયો સ્વર્ગસુખમાં કે ડુબ્યો શું બ્રહ્મદરિયામાં ?
અરે દિલબર ! બિરાદર હે ! સહોદર હે ! મુસાફર હે !
મુસાફરીનીજ સોબતની મહોબત સૌ રહી હૃદયે.
મુસાફરી મેં કિધી સાથે ! પડ્યો તું તો હવે છૂટો !
ફરી મળશું હવે ક્યારે ? પડ્યો લઘુ ભાઈ વિખૂટો !
રમ્યા સાથે ! જમ્યા સાથે ! ફર્યા સાથે ! રહ્યા સાથે !
હવે તુજ સાથ ક્યાં શોધું ? વિધિનો ઘા પડ્યો માથે !
પડ્યો પડ પ્રેમનો હૃદયે, હૃદય રસમય બનેલું છે !
મળી પરમાણુએ હૃદયે સ્વરૂપ તારૂં ઘડેલું છે !
હૃદયમાં તારી તે મૂર્ત્તિ મુસાફરી યાદ લાવે છે !
હૃદય ધડકે નિરાશાથી ! નયન બે આંસુ નાખે છે !
'થયું' 'ન થયું' નહીં થાશે, ધીરજ ધરને અરે મન તું !
અહા તે દિવ્ય મૂર્ત્તિને સ્મરી ધર ધ્યાન અંતર તું ?
અદા કરને મહાસુખ ફર્જ વફાદારીથી ભ્રાતાની !
સનમ કરશે રહમ તુજ પર, પછી દરકાર છે શાની ?

તારો સદાનો સ્નેહાંકિત,

**લઘુ ભાઈ મહાસુખ.**

# પ્રસ્તાવના.



આ નાના પુસ્તકને બીજી પ્રસ્તાવનાની શી જરૂર છે એ સ્વાભાવિક પ્રશ્ન ઉભો થાય તેમ છે, પણ આ પુસ્તકનાં કાવ્યોને શોધી એકઠાં કરી ઉર્દુ લિપિમાંથી ગુજરાતી લિપિમાં લખી છપાવી પ્રસિદ્ધ કરનાર મારા પૂજ્ય વડીલ બંધુ હઠીસંગ ચુનીલાલ સ્વર્ગવાસી થવાથી અને આ પુસ્તકની સુધારા વધારા સાથેની નવી આવૃત્તિઓ મારા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવતી હોવાથી આ બીજી પ્રસ્તાવના લખવાની જરૂર પડી છે.

આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ સંવત્ ૧૯૫૪ ( હીજરી સન ૧૩૧૬ ) માં બહાર પાડવામાં આવી હતી; શરૂઆતમાં તો પુસ્તકો ધીમે ધીમે ખપતાં હતાં પરંતુ જેમ જેમ તેના અધિકારી વર્ગમાં તેનો ફેલાવો દિન પ્રતિ દિન થતો ગયો તેમ તેમ તેની માગણી બંને હિંદુ અને મુસલમાન કોમ તરફથી વધારે થવા લાગી અને ગુજરાત તથા ઉત્તર હિન્દુસ્થાનમાંથી મુસલમાન લોકો તરફથી ઉપરા ઉપરી માગણીઓ થવાથી પાછળથી તેનો ઉઠાવ વધારે થવા લાગ્યો અને તેની એક હજાર પ્રતો ખપી ગઇ અને માગણી કાયમ રહેવાથી બીજી આવૃત્તિ રચનારની સૂચનાનુસાર મોટા સુધારા વધારા અને ટીકા સાથેની સંવત્ ૧૯૬૫ માં પ્રકટ કરવામાં આવી. તે આવૃત્તિ બંને હિંદુ અને મુસલમાનને વધારે પસંદ પડવાથી તેની એક હજાર પ્રત જલદી ખપી જવાથી, સંવત્ ૧૯૬૮ માં ગઝલોના ભાવાર્થ સાથે અને ઉપોદ્ઘાતમાં મોટા વધારા સાથેની ત્રીજી આવૃત્તિની બે હજાર પ્રતો પ્રસિદ્ધ કરવામાં આવી, તે પણ ખપી જવાથી પદ અને ગઝલોના વધારા સાથેની સંવત્ ૧૯૭૨ માં ચોથી આવૃત્તિની ૪૦૦૦ પ્રતો પ્રકટ કરવામાં આવી. જણાવવાને આનંદ અને સંતોષ થાય છે કે તે તમામ પ્રતોનો ઉઠાવ થવાથી આ પાંચમી આવૃત્તિની ૪૦૦૦ પ્રતો

પ્રસિદ્ધ કરવામાં આવી છે, આ આવૃત્તિમાં કાજી અનવર મીયાંનાં રચેલાં ત્રણ મોટાં નસીહતનામાં, તેમજ માતમ અને જોગીનામાં જેટલાં જડી આવ્યાં છે તેટલાં ટીકા સાથે દાખલ કર્યા છે; વળી હઝરત મહંમદ પેગમ્બરના જીવનનું ટુંક વૃત્તાંત પણ આપવામાં આવ્યું છે. પુસ્તક છાપતી વખતે પાછળથી કેટલીક જડી આવેલી ગઝલો પણ છેવટના ભાગમાં દાખલ કરી છે.

જણાવવાને ખેદ થાય છે કે આ આવૃત્તિનું સ્વરૂપ કાજી અનવર મીયાંની દૃષ્ટિ આગળ રજુ કરવાને હું ભાગ્યશાળી થયો નથી કારણ કે મહાત્મા કાજી અનવર મીયાં સંવત્ ૧૯૭૨ ની સાલમાં આ ફાની દુનિયાનો ત્યાગ કરી ચાલ્યા ગયા છે. તેમના સ્વર્ગવાસનો હેવાલ તેમના જીવન ચરિત્રમાં દાખલ કર્યો છે.

ગુજરાતી શાળાઓમાં અને ગુજરાતની ઉર્દુ શાળાઓમાં ઉપલા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓને આ પુસ્તક અતિ ઉપયોગી થઇ પડે તે હેતુથી અને સામાન્ય રીતે સાધારણ માણસોને કાવ્યોના અર્થ સારી રીતે સમજાઈ શકે તેમજ સમાધિ યોગ અને ભક્તિનો ખરો માર્ગ શીખવાની ઇચ્છાવાળા મનુષ્યો બરાબર રીતે ભાવાર્થ સમજી શકે તેવા ઉદ્દેશથી કાવ્યોની નીચે ટીકા અને કઠણ શબ્દોના અર્થ કરી બતાવવામાં આવ્યા છે એટલુંજ નહીં પરંતુ હિન્દુ લોકોને બરાબર ઉર્દુ કાવ્યનું રહસ્ય સમજાય તે માટે ગઝલ જેવાં કેટલાંક કઠણ કાવ્યોના અર્થ સાથે સંપૂર્ણ ભાવાર્થ કરી બતાવ્યા છે અને મુસલમાન લોકોને ભક્તિશૃંગારરસની ગરબીઓના અર્થ, ખરા ભાવાર્થ અને હેતુ સમજવામાં આવે તે માટે કેટલીક ગરબીઓનું ઉર્દુ ભાષામાં લાંબા વિસ્તારથી વિવેચન આપવામાં આવ્યું છે. સમાધિ, અભેદજ્ઞાન, યોગ વીગેરેના ખુલાસા માટે ઉપોદ્ઘાત યાને દિબાચામાં તમામ હકીકત જણાવવામાં આવી છે. વાચક વર્ગની સરળતાની ખાતર તમામ કાવ્યોને ભજનસંગ્રહ, ગરબીસંગ્રહ, પદસંગ્રહ, ગઝલસંગ્રહ, નસીહત સંગ્રહ અને પરચુરણ કાવ્યસંગ્રહ એ રીતે ૭ ભાગમાં વહેંચી નાખવામાં આવ્યાં છે.

રચનાર કાજી અનવર મીયાં બિલકુલ નિઃસ્વાર્થ હોવાથી કાવ્ય રચી જે ભક્તજનો માગતા તેમને એઓ પ્રેમપૂર્વક આપતા અને સંગ્રહ કરવાની બિલકુલ વૃત્તિ ધરાવતા નહીં. સાધુ પુરૂષોમાં આ ગુણ સ્વાભાવિક રીતે હોવાથી રચનારમાં એ ગુણ હોય એ નવાઈ જેવું નથી. આથી તેમનાં કાવ્ય એકદમ ધાર્યાં મળી આવતાં નથી તો પણ રચનારના હૃદયરૂપી સુગંધીદાર છોડવાની કલમરૂપી લતાગ્રેથી ખરી પડતાં કાવ્યરૂપી પુષ્પોને વીણી લઇ તે પુષ્પોને ગુંથી તેનો સુગંધીદાર ગુચ્છ બનાવી તેના અધિકારી વર્ગને સુંઘાડી તેની સુગંધીનો મોહ અને આનંદ પમાડવા મારા સ્વર્ગવાસી વડીલ બંધુની અને મારી ઉત્કંઠા હોવાથી રચનારનાં વેરાઈ જતાં કાવ્યોને જૂદા જૂદા લોકો પાસેથી મોંઢેથી ઉતારી લઈ અને કેટલેક ઠેકાણેથી રચનારના હાથે ઉર્દુમાં લખેલા કાગળો મળી આવેલા તે ઉપરથી ગુજરાતીમાં ઉતારી લઈ જેટલાં ભેગાં કરવામાં આવ્યાં છે તેટલાં આ પુસ્તકમાં દાખલ કર્યા છે.

રચનારે કાવ્યના અંતમાં કેટલાક સ્થળે પોતાના નામની સંજ્ઞા (તખલ્લુસ) તરીકે **"જ્ઞાની"** શબ્દ વાપર્યો છે અને કેટલાક સ્થળે **"અનવર"** શબ્દ વાપર્યો છે, આ બાબતનો ખુલાસો રચનારે પોતેજ ગરબીમાં, નસીહતનામાના દીબાચામાં વીગેરેમાં કરેલો છે. ગુજરાતી કાવ્યોમાં કોઇક સ્થળે શબ્દોમાં જાતિભેદ થયેલા છે પણ તેથી અર્થના ગૌરવમાં બિલકુલ ન્યૂનતા આવેલી નથી. નસીહતનામાંની ભાષા ગ્રામ્ય છે પરંતુ તેનો ખુલાસો રચનારેજ નસીહતનામાના દીબાચામાં જણાવ્યો છે કે ગામડાના નાના યા મોટા તમામ મુસલમાન ભાઇઓને સ્પષ્ટ સમજણ પડે તે ખાતર ગ્રામ્ય ભાષા વાપરી છે.

પુસ્તકની શરૂઆતમાં મર્હુમ કાજી અનવર મીયાંની, તેમનું સ્મરણ કરાવનાર તેમની દરગાહ ઉપરના ભવ્ય રોઝાની, તેમના શબની પાલખી યાને જનાઝાની, તેમની માંદગી અને દેહ ત્યાગ વખતના ચંદ્ર મહેલની, તેમની વિસનગરની મસ્જીદ યાને તેમના ઇબાદતગાહ (બંદગી કરવાની જગો) ની, પાલનપુરના મર્હુમ તથા વિદ્યમાન નામદાર નવાબ સાહેબની, અને તેમનાં કાવ્યોનો સંગ્રહ કરનાર

મારા સ્વર્ગવાસી વડીલ બંધુ હઠીસંગ ચુનીલાલની છબીઓ મુકવામાં આવી છે. કાજી અનવર મીયાંની છબી તેમના કોઈ સંબંધીએ એકાગ્ર ધ્યાનમાં લીધેલી તે કોઈ સ્થળેથી તદન ઝાંખી થયેલી સ્થિતિમાં મળી આવેલી તે ઉપરથી તૈયાર કરાવવામાં આવી છે. તેમની છબી લેવા માટે તે મને વારંવાર ના પાડતા હતા તેથી તેમની છબી હું પડાવી શક્યો નથી. તેમના શબની પાલખી ( જનાઝા ) સંધ્યા સમયે લઈ જવામાં આવી હતી તેથી તેની છબી સ્પષ્ટ ઉતરી શકી નહોતી.

આ આવૃત્તિમાં આશરે ૧૧૦ પૃષ્ટનો થયેલો વધારો, સુંદર ૮ ચિત્રો અને કાગળની સખ્ત મોંઘવારી એ મુખ્ય કારણોના લીધે લાચારીથી કીંમતમાં વધારો કરવામાં આવ્યો છે માટે સુજ્ઞ ગ્રાહકો ક્ષમા કરશે.

આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં મારા સ્નેહી મિત્ર મીયાં હયાતખાં નજ્બુભાઈ તરફથી વખતો વખત ઘણી સારી મદદ મળી છે તે માટે હું તેમનો સદાનો આભારી છું.

વિસનગર.
સંવત્ ૧૯૭૬. વસંતપંચમી. } લી. મહાસુખભાઈ ચુનીલાલ.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.




રેક સ્થળે અવલોકન કરી તાત્પર્યનો સંચય કરી વિચારીશું તો એમજ માલમ પડશે કે આનંદ ને શોક, આશા ને નિરાશા, જ્ઞાન ને અજ્ઞાન એકજ વસ્તુમાંથી અનુભવાય છે. જે વસ્તુ આપણને આનંદ આપે છે તે ને તેજ વસ્તુથી બીજાઓના હૃદયમાં શોકની પ્રાપ્તિ થાય છે, જે વસ્તુથી એકના અંતઃકરણમાં આશા બંધાય છે તેજ વસ્તુ અન્ય જનને નિરાશાના આવરણથી ઢાંકી દે છે, જે પદાર્થમાંથી એકને જ્ઞાન પ્રાપ્ત થાય છે તેજ પદાર્થ બીજાઓને અજ્ઞાનરૂપ ભાસે છે; અર્થાત્ જેમાં જેની રૂચી રમી રહી છે તેને તે આનંદદાયક માને છે; ત્યારે આપણે સત્ય અને શ્રેષ્ઠ આનંદ કોને કહેવો ? આપણે સાધારણ બુદ્ધિથી આ પ્રશ્નનો સ્વાભાવિક રીતે ઉત્તર આપી શકીશું કે જે આનંદ અખંડ અચળ અને મોક્ષદાયક છે કે જેની પ્રશંસા જગતે માનેલા એવા ડાહ્યા, વિદ્વાન્ ને સદ્ગુણી પ્રાચીન ઋષિ ;તથા જ્ઞાનવેત્તાઓએ પોતાના ગ્રંથોમાં કરી છે તેજ આનંદ. આ પરથી કોઇને સહજ શંકા થશે કે આવા પ્રકારના વિચારની સ્ફુરણાનું અત્રે શું મહત્વ છે ? મહત્વ છેજ; અને તે નીચે પ્રદર્શિત કરેલા વિચાર પરથી સ્પષ્ટ આદર્શરૂપ થઈ રહેશે.

દરેક વાચક એકનું એક પુસ્તક વાંચે છે પરંતુ વાચકના વિચાર વિચારમાં બહુજ ફેર હોય છે; તેમાં વર્ણવેલું રૂપક કોઈ ક્યા સ્વરૂપમાં લે છે ને અન્ય તેથી કોઇ જુદાજ ભાવમાં કલ્પી લે છે. શૃંગારરસમાં લુબ્ધ એવા યુવાન પુરૂષો દયારામ કવિનાં કાવ્ય વાંચી કાંઈ જુદાજ પ્રકારનો આનંદ અનુભવે છે, અને તે આવા પ્રકારના આનંદનું ફળ વિરક્ત દશામાં સાંભરી આવી એમ સૂચન કરે છે કે તે આનંદ માત્ર તુચ્છ સમાન છે; પરંતુ દયારામ કવિના તે ને તેજ કાવ્યમાંથી સાધુ અને સંત પુરૂષો જ્ઞાનામૃત ગ્રહણ કરી લે છે અને પોતાના આત્માનું સાર્થક કરે છે.

વિદ્યમાન **જ્ઞાની કાજી અનવર** સાહેબના આ લઘુ પુસ્તકમાં આપણા પ્રાચીન કવિયોના કાવ્યભાવ જેવાં ઘણાં કાવ્યનો સમાવેશ થાય છે. દયારામ કવિના ભક્તિશૃંગારરસથી ભીંજયેલાં કાવ્ય જેવાં, તથા ધીરા, કબીર, મીરાંબાઈ તથા ભોજાભક્તનાં, સમાધિ, અભેદ, બ્રહ્મજ્ઞાન, આત્મજ્ઞાન આદિ રસથી રેલાતાં કાવ્ય જેવાં આ મહાપુરૂષનાં કાવ્ય અનુભવવામાં આવે છે, અને આ

તમામ કાવ્યની ભાવના જાણે કે આ મહાપુરૂષના હૃદયના ચિત્રનું સ્વરૂપ આ પુસ્તકમાં ચિતરાયું હોય તેવી લાગે તેમાં આશ્ચર્ય નથી, કારણ કે આ મહાપુરૂષ આત્મજ્ઞાની છે; જે માણસ નીતિ વિષે બોધ કરે તે માણસ જો નીતિવાન હોય તો તેનો ઉપદેશ ઘણોજ અસરકારક હોય એ નિર્વિવાદ છે. ભજન પદ વગેરે કાવ્યોનો મોટો ભાગ કાજી અનવર મીયાંએ જંગલ અને એકાંત સ્થળે ગુજારેલા વખતમાં પ્રભુ પ્રેમના આવેશથી અને ઉભરાથી રચેલો છે, તે કાવ્યો જુદા જુદા ઠેકાણેથી એકઠાં કરી હાલ આ પુસ્તકરૂપે લોકોપયોગી થઈ પડે તેવા હેતુથી પ્રકટ કર્યાં છે, તમામ ભજન, ગરબી, પદો, ગઝલો મળી આવ્યાં નથી પણ જેટલાં મળી આવ્યાં છે તેટલાં દાખલ કરવામાં આવ્યાં છે.

આ પુસ્તકમાં પ્રકાશિત થતો કાવ્યભાવ, વિરક્ત, સંત, સાધુ આદિ આત્મજ્ઞાની પુરૂષોને આનંદજન્ય છે. પરંતુ આત્મ અભેદ બ્રહ્મજ્ઞાનથી અજ્ઞાત તરલ હૃદયના તરૂણ મનુષ્યોને તો આ કાવ્ય તદન નિસ્તેજ લાગશે અને લાગે તે સ્વાભાવિક છે; પરંતુ તેમની રૂચી ઉપર આ પુસ્તકનું પ્રકટ થવું નથી. સાધુ, સદ્‌ગુણી, અને સંત પુરૂષો આવા મહાન પુરૂષના જ્ઞાનના ઝરણનું પાન કરે તેજ ઉદ્દેશથી આ **અનવર કાવ્યને** પ્રકટ કરવાને પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ મહાન પુરૂષ કાજી અનવરમીયાં જ્યારે જંગલમાં અને મસીદોમાં રાત્રિ દિન પરમેશ્વરની બંદગીમાં ગુજારતા તેવા સમયે મારા પુન્યનો ઉદય થવાથી દિવસમાં બે ચાર વખત તેમના દર્શનનો લાભ મળી આવતો તો તે પ્રસંગે મારી યાચના એ હતી કે “ આપ મને વિદ્યાભ્યાસ કરાવો ” તો એઓ સાહેબ મારી વિનંતી ધ્યાનમાં રાખતા ને કહેતા કે “ આગળ ઉપર થઇ રહેશે.” ત્યાર બાદ થોડી મુદત થયે વિક્રમાર્ક ૧૯૩૨ ની સાલમાં મેં એઓની પાસે ઉર્દુ અને ફારસી અભ્યાસ શરૂ કર્યો. દિન પ્રતિ દિન મારો શિષ્ય તરીકેનો સંબંધ ધીમે ધીમે વધતો ગયો અને તેજ સંબંધ આજ સુધી ચાલ્યા કરે છે.

જે સમય કાજી અનવર મીયાંએ જંગલમાં અને એકાંત સ્થળમાં ગાળેલો તે દરમીઆન પ્રભુપ્રેમના આવેશથી તેમણે ભજન પદ ગરબી તથા ગઝલોનો મોટો ભાગ રચેલો છે.

**વિક્રમાર્ક ૧૯૫૪.**
**હીજરી સન ૧૩૧૯.**

**લી. હઠીસંગ વિ. ચુનીલાલ.**
**વિસનગર.**

# મર્હુમ મહાત્મા જ્ઞાની કાજી અવનર મીયાંનું જીવનચરિત્ર.*



આ મહાપુરૂષનું જીવનચરિત્ર દર્શાવતાં પહેલાં એમના વંશજોની કેટલીક બિનાના વર્ણનની જરૂર છે. આ મહાન પુરૂષના બુઝર્ગો અરબસ્થાનના મૂળ વતની હતા અને તેઓ આરબ જાતમાં કુરેશી વંશ કે જે વંશમાં મુસલમાન લોકોના મહાન **પેગંબર હઝરત મહંમદ** થયા છે તે વંશના હતા. જ્યારે મુસલમાન લોકોનું રાજ થયું ત્યારે ધર્મસુધારણાર્થે તેઓ હીંદુસ્થાનમાં આવી દીલ્હીમાં આવી રહ્યા. બાદ મુસલમાન લોકોનું રાજ અને વસ્તી ગુજરાતમાં વધી ત્યારે દીલ્હીના લશ્કર ભેગા ગુજરાતના પાટણ શહેરમાં તેમનું આવવું થયેલું.

* નીચેનો લેખ પ્રથમ આવૃત્તિમાં રચનારે બક્ષિસનામામાં દાખલ કરેલો પરંતુ તેનું મહત્વ આ સ્થળે વિશેષ જણાયાથી તે લેખ અત્રે દાખલ કરવામાં આવ્યો છે. વળી તે લેખ રચનારના સ્વહસ્તે લખાયેલો હોવાથી બહુજ અગત્યનો છે માટે અક્ષરે અક્ષર નીચે પ્રમાણે પ્રકટ કરવામાં આવ્યો છે–

"જબ બારા બરસકી ઉમર ઈસ ખાકસારકી થી ઉસ વક્ત ઈસ કસબેમેં એક સૈયદ સાહેબ મસ્ત સીંધકી તરફસેં આ ગયે થે, દો ચાર રોઝ ઉનકા મુકામ રહા થા, ફીદવી ઉનકી ખીઝમતમેં બેઠા રેહેતા થા, ઉનકો કુછ મહોબત ઇસ હકીર પર આ ગઇ સો ઉહનુને વક્ત ઝોક ઓર શૌકકે ફીદવીકો એક પ્યાલા શરબતકા બનાકે થોડા ઉસમેંસેં આપને પીયા, બાકી ઇસ ખાકસારકો પીલા દીયા ઓર તાલબ બના દીયા, ઉનકા નામ સૈયદ હેદરશા બતાતે થે. ઉસ શરબતકે પીનેસેં વાકેઈ ઇસ કમતરકે દિલ પર અસર ઇશ્કકા ઝાહર હુવા, બાકી હાલ ખુદાકો માલુમ હે. ફીર સને ૧૨૮૫ હીજરીકી સાલમેં હઝરત રૈહેનુમાએ સાલેકાં વ પેશવાએ આરેફાં સૈયદેના વ મુરશદેના સાહેબ સજ્જાદા સદરે નશીન સૈયદ એહમદુલ્લા સાહેબ મારૂફબાવા મીયાં સાહેબ રફાઇ હસની અલ મુસવી સુરતસેં પીરાન પટ્ટન આયે થે, વહાંસેં બીસલનગરમેં તશરીફ લાયે, ખાદીમ ઉનકી ખીઝમત શરીફમેં બેઠા રેહેતા થા, ઉનકી મહોબત કુછ ઇસ મીસકીનકે ઉપર

મુસલમાની રાજમાં કાજી (ન્યાયાધીશ) નું કામ જેઓ ધર્મ તથા વિદ્યા સંબંધી વધારે જ્ઞાન ધરાવનારાઓ હતા તેઓને ઘણું કરીને આપવામાં આવતું અને તે હોદ્દો વંશપરંપરા ચાલતો, અને તે એટલે સુધી કે ઘણું કરી એ હોદ્દો એજ તેઓની જાત પણ ગણાતી, અને એવાઓને જાગીર બક્ષવામાં આવતી, એજ પ્રમાણે આ મહાન પુરૂષના બુઝરગોને કાજીનું કામ અને તેના લગતા લવાજમ જાગીર વિસનગર ખાતે બક્ષવામાં આવવાથી વિસનગરમાં વાસ કરીને રહ્યા. રાજની ફેરફારી થઈ છતાં પણ મુસલમાન લોકોમાં હાલ કાજીપણાનું કામ તેમનાજ તરફ જારી રહેલું છે.

મર્હુમ કાજી અનવર મીયાં (જુઓ ચિત્ર ૧) નો જન્મ વિસનગરમાં વિક્રમાર્ક ૧૮૯૯ ના વૈશાખ વદ ૭ શુક્રવારના દિવસે થયો હતો. તેમના પિતાશ્રીનું નામ આજામીયાં અનુમીયાં હતું; થોડી મુદત બાલ્યાવસ્થામાં વિત્યા પછી વિદ્યાભ્યાસ તરફ કાજી અનવર મીયાંનું

---

આ અઈ સો ઉહ્નુને ફીદવીકો મુરીદ કરકે ખીલાફત અઝ તરીકે કાદરીયા ઓર રફાઇયા ઓર ઉલવાનીયા ઓર સોબાનીયા ઓર રદુનીયા ઓર નકશબંદીયા ઓર સેહરવરદીયા ઓર ચીશતીયા ઓર ગેર ન્તલીક અઝ સલાસલે સુફીયા અતા ફાયા, ઓર સનદ ઓર શજરા લીખકર દીયા ઓર મુરીદ ઓર તાલબ ઓર ખાદીમ કરનેકા ઓર સીલસલા બુઝરગોંકા જારી કરનેકા હુકમ દીયા, ફીર ઉન સાહેબસેં ઓર ઉનકે બુઝરગોંસેં જો ફેઝ ઓર મદદ વક્ત કામ મુશ્કેલકે ખાકસારકો પહોંચી વોહો ખુદા જાનતા હે, યા ઇસ ખાકસારકા દિલ જાનતા હે; અલ્લાહ ઉનકે ઉપર રેહેમત કરે, ઓર ફીર સને ૧૨૯૭ હીજરીમેં ખાકસાર વાસ્તે હજકે ગયા થા, સો મક્કે મોઅજ્ઝમમેં હજકે વાસ્તે બગદાદ શરીફકી તરફસેં સૈયદેના વ મુરશદેના જનાબ સૈયદ શેખ સૈયદ મોહમંદ મુકર્રમ સાહેબ શેખ સજ્જાદે નશીન કાદરીયા ઇબ્ન સૈયદ શેખ મોહંમદ અજહરી સાહેબ આયે થે. સો ઉનકી ખીઝમતમેં કમતર હાઝર હુવા. ઉહ્નુને ભી અઝ રૂએ મેહેરબાની ઓર શફ્કતકે ઇસ ખાકસાર નાચીઝકો બેઅત કરકે ઇઝ્ન ઝીકર ઓર મુરાકબા વગેરેહુકા દેકર શજરા લીખ દીયા થા, ઇ હાલ યે ફકીર ઉન બુઝરગોંકે વસીલેસેં અપને શુગલ અશગાલમેં રેહેતા હે! ઓર અપના હાલ દિલ કીસીસેં ઝાહર નહીં કરતા હે ઓર અલ્લાહ જાનતા હે."

ધ્યાન તણાયું અને દિન પ્રતિ દિન ધર્મવિદ્યા તરફ પોતાનું વલણ વધારે પરોવાતું ગયું અને ઈશ્વર પ્રત્યે વિશેષ પ્રેમ વધ્યો અને સંસાર અસાર જણાતો ગયો ને તેથી સંત, સાધુ, સંન્યાસી, યતિ, ફકીર, પીર, વીગેરે એવા વૈરાગી પુરૂષો સાથે સમાગમ વધારે ચાલુ રાખ્યો. પરિણામે અંતરના ઈશ્વરપ્રેમના આવેશથી એકાંત વાસમાં તે રહેવા લાગ્યા.

આ મહાન પુરૂષ પોતાની યૌવન અવસ્થામાં પોતાના આત્મકલ્યાણાર્થે જંગલમાં અને કબરસ્થાન કે જ્યાં પીરની કબરો હોય ત્યાં એકાગ્રતામાં સમભાવે રહેવા પોતાનો વખત ગુજારતા હતા; અને શરીર સંબંધી ઘણાં કષ્ટો તે સહન કરતા. કોઇ વખતે એ ત્રણ દિવસે આહાર લેતા; આવાં કષ્ટ છતાં પોતાના આત્મધ્યાનમાં સંસારી કાર્ય તરફ અણગમો ધરાવતા અને સંસારવ્યવસાયનું કષ્ટ કંઈ હિસાબમાં ન ગણતાં ઈબાદતમાં તલ્લીન રહેતા.

આ પ્રમાણે કેટલોક વખત તેઓ જંગલ અને કબરસ્થાનમાં પડી રહેવાથી અને તેમને ખાવાપીવાની તકલીફ પડતી હોવાથી તેમના સંબંધીઓનું, ભક્તોનું અને ખાસ કરી તેમના શિષ્ય મારા સ્વર્ગવાસી વડીલ બંધુ **હઠીસંગ ચુનીલાલનું** ( જુઓ ચિત્ર ૮ ) મન બહુ દુખાવા લાગ્યું તેથી તેમને જંગલમાં અને કબરસ્થાનમાં નહીં જતાં ગામમાં રહી મસ્જીદમાં પ્રભુભક્તિ કરવા માટે આગ્રહ કર્યો, તેમના અતિશય આગ્રહથી તેઓ ગામમાં રહેવા લાગ્યા.

આ મહાત્મા જ્યારે ગામમાં આવ્યા ત્યારે **કાજીવાડામાં** એક જુની મસ્જીદ હતી તેમાં રહી પ્રભુભજન શિવાય તમામ સંસારી કામનો ત્યાગ કીધો. પોતાના મુસલમાની ધર્મ પ્રમાણે વિક્રમાર્ક ૧૯૩૭ ની સાલમાં મક્કે અને મદીને હજ કરી આવ્યા બાદ પોતાના ઘર પાસે એક જીર્ણ મસ્જીદ હતી તે નવી બનાવી. પોતાના આત્માનું જેથી કલ્યાણ થાય તેવાં તેમજ પરોપકારી અને સંસાર વ્યવહારના મહત્વનાં કામ શિવાય અન્ય કામનો ત્યાગ કરી ઈશ્વરભજન કરવા સારૂ મુકરર કરેલા મકાનમાં રહી રાત્રી દિવસ ઘણો ભાગ એકાંત વાસમાં ઈશ્વરપ્રાર્થનામાં ગાળી પોતાની જીંદગી ગુજારતા હતા.

ઘણીવાર એવા પ્રસંગ બનતા કે લોકો તેમનાં દર્શન કરવા માટે આવતા તેથી તે કંટાળતા. આ કંટાળામાંથી મુક્ત થવા તેમણે વિસનગરમાં ઢેડવાડાની પાસે એક મકાન રાખી ત્યાં ભજન કરવાનું સ્થાન બનાવવા દુરસ્તી કરાવવા લાગ્યા. આથી લોકોની લાગણી દુખાઈ અને તે વાત મારા આગળ આવી. હું તેમની પાસે ગયો અને તેમને વિનંતી કરી કે "આમ કરી લોકોને આવતા અટકાવવા એ ઠીક નહીં. આપે હજુ લોકોને દેખાડવાનો ફકીરીવેશ ધારણ કર્યો નથી ત્યાં સુધી તમારે લોકો સાથેનો વ્યવહાર થોડો ઘણો સાચવવો પડશે." મારા ઉપર તેમની મમતા અને ભાવ હોવાથી મારૂં કહેવું સ્વીકાર્યું અને **મસ્જીદમાં** (જુઓ ચિત્ર ૫) ઇબાદતગાહમાં રહેવા લાગ્યા. હું મોટો છું, હું ફકીર જેવો છું, સમાધિ જાણું છું, ષટ્દર્શનનો જાણકાર છું, કવિ છું એવું કહેવાનો તે કદી દાવો કરતા નહોતા, ઉલટા તે તદ્દન નમ્ર, સભામાં બોલાવવામાં આવતા તો તે છેવટના ભાગમાં છાનામાના બેશી જતા, મોટા પુરૂષો માન આપવા તૈયાર થતા તો તે નાશી જતા, અભણ વર્ગમાં પોતાની ગણના કરાવવા ઇચ્છા રાખતા, સાદા, સ્વચ્છ અને પરોપકારી હતા, પૈસા પાસે આવતા તો ફકીર સંત સાધુને આપી દેતા.

સાધારણ રીતે આ મહાત્માનું શરીર સારૂં રહેતું પરંતુ ગુરદાના દર્દની પીડાથી તે કોઈ કોઈ વાર હેરાન થતા હતા. સંવત્ ૧૯૭૨ ના કારતક માસમાં તેમની તબીઅત વિસનગરમાં નરમ થઈ અને કાંઈક વિચાર આવવાથી પોતાનાં પહેરવાનાં થોડાંક કપડાં સાથે રાખી પાલનપુર ગયા. પાલનપુરના મર્હુમ નવાબ નેક નામદાર **શેર મહંમદખાનજીનો** ( જુઓ ચિત્ર ૬ ) આ મહાત્મા ઉપર અપૂર્વ ભાવ હોવાથી અને તેઓ સાહેબને કાજી અનવર મીયાંના આવ્યાની જાણ થવાથી તેમનો તપાસ કરાવી તે પોતાના બંગલે લઈ ગયા અને તેમને **ચંદ્ર મહેલમાં** ( જુઓ ચિત્ર ૪ ) મુકામ આપ્યો. વૈદ્ય, હકીમ અને ડૉક્ટરોની દવાઓના ઉપચારો કરવામાં આવ્યા, તેમને દુઃખમાંથી મુક્ત કરવા નવાબ સાહેબથી જેટલું બની શકે તેટલું કરવામાં આવ્યું પરંતુ તબીઅતમાં સુધારો નહીં થતાં ઉલટું શરીર વધારે બગડવા લાગ્યું અને સ્થિતિ

ગંભીર થઈ પડી. આ વખતે હું મુંબઈ હોવાથી અને હું અનવર મીયાંનો શિષ્ય છું એવું નવાબ સાહેબ જાણતા હોવાથી મને તાર મુકી બોલાવ્યો. હું પાલનપુર ગયો અને મહાત્માના મુખારવિંદનાં દર્શન કર્યાં, મેં તેમને બોલાવ્યા, મારો સાદ કાને પડતાં તેમની મંદ પડતી આંખો-ની કીકીઓ મારા તરફ વળી અને અશક્ત બનેલો તેમનો જમણો હાથ ઉંચો કરી મારા માથા ઉપર મુકી જાણે કે છેવટનો આશીર્વાદ આપતા હોય તે પ્રમાણે મોંઢાના હોઠ ધ્રુજવા લાગ્યા, સ્પષ્ટ શબ્દોનો ઉચ્ચાર થઈ શક્યો નહીં, આથી મને અતિ લાગણી થઈ આવી અને મારી આંખમાં આંસુ ભરાઈ આવ્યાં એટલુંજ નહીં પરંતુ મન ઉપર કાબુ નહીં રહેવાથી મારાથી રડાઈ જવાયું. નવાબ સાહેબે મને ધીરજ આપી શાન્ત કરી તેમના દિવાનખાનામાં લઈ ગયા, અને મહાત્માની તબી-અત સંબંધી ખુલાસાથી વાત કરી. તેમણે જણાવ્યું કે ડૉક્ટરો અને વૈદ્યોએ હવે આશા છોડી છે અને ખુદા બચાવે તો બચે. સંધ્યાકાળ થયો કે તેમની તદ્દન બેભાન અવસ્થા થઈ ગઈ. માત્ર શ્વાસ ચાલતો હતો, પલંગ ઉપર ચતા સૂતેલા હતા, તેમની ધોળી દાઢી, મુખની ભવ્ય આકૃતિ, મીંચાયેલી આંખો, વૃદ્ધાવસ્થાના લીધે કરચળી પડેલું તેજસ્વી કપાળ જેવાં ને તેવાંજ દૃષ્ટિગોચર થતાં હતાં, જાણે કે ભર-નિદ્રામાં પડી ઉંડો શ્વાસ લેતા હોય તેવું સ્વરૂપ જણાતું હતું. આજુ-બાજુ શાન્તતાથી મોલવી કલમા પઢતા હતા. દરબાર અને ગામના તમામ લોકો ઉદાસ બની ગયા. આ સ્થિતિમાં રાત પસાર કરી અને બીજે દિવસે એટલે સંવત્ ૧૯૭૨ના પોસ વદ ૨ તા. ૨૨-૧-૧૯૧૬ શનીવાર હીજરી સન ૧૩૩૪ માહે રબીઉલ અવ્વલની તારીખ ૧૬ મીના દિવસે બપોરના ૨॥ વાગે ૭૩ વર્ષની ઉમ્મરે મહાત્મા કાજી અનવર મીયાંનો આત્મા દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો, શ્વાસોચ્છ્વાસ બંધ થયા અને મીંચાયેલી આંખો ખુલ્લી થઈ ગઈ, એક પળમાં હતું નહોતું થઈ ગયું, ખુટી તેની બુટીજ નહીં. અત્યાર સુધીનો તેમની સાથે ગુજારેલો લાંબો વખત, તેમની સાથેના જ્ઞાનમય વાતવિનોદ, તેમના સમાગમના આનંદ-પ્રેમ-તમામ એક ક્ષણમાં સ્વપ્નવત્ થઈ ગયા, તેમનાં કાવ્યો સંબંધી કેટલીક વાતો મારા મનમાં ને મનમાંજ

રહી ગઈ; હવે કયાંથી તે ગત પ્રસંગ પ્રાપ્ત કરી હૃદયનો ઉભરો બહાર પાડી શકું ? તે મૂર્ત્તિ કયાંથી, કેવી રીતે, અને કોની શક્તિથી પુનઃ સજીવન થાય અને વાત કરે ? ગયું તે ગયુંજ ! પાછું નહીંજ આવી શકે ! આવા વિચારોની સાથે અંગ્રેજ કવિ થૉમસ ગ્રેના નીચેના કાવ્યનો ખ્યાલ ખડો થયો—

* Can storied urn, or animated bust,
Back to its mansion call the fleeting breath ?
Can Honour's voice provoke the silent dust ?
Or flattery soothe the dull cold ear of Death ?

કોઈનો ઉપાયો કામ આવ્યાજ નહીં. આ માઠા બનાવથી નામદાર નવાબ સાહેબ કે જે અત્યાર સુધી હીંમત રાખી શાન્ત બેશી રહ્યા હતા તેમની આંખોમાંથી પણ ખરખર આંસુ વહેવા લાગ્યાં, લોકોના હૃદય અને મુખ ઉપર શોકનું આવરણ છવાઈ રહ્યું. નામદાર નવાબ સાહેબ આ મહાત્માના શબને કયાં દફન કરવું, જનાઝાને કેવા ઠાઠથી લઈ જઈ ક્રિયા કરવી, શું પુણ્યદાન કરવું, તેની જાતે ગોઠવણ કરવા લાગ્યા. મહેલની નીચે મોટા મેદાનમાં જાજમો પથરાઈ અને લોકો એકઠા થવા લાગ્યા. પછી નામદાર નવાબ સાહેબ પોતાના શાહજાદાઓ તથા વડા અમલદારો અને મને સાથે લઈ પોતાના મુરશદના રોઝા-વાળી જગોએ ગયા, અને મુરશદના રોઝાની પાસે ઉભા રહી કહેવા લાગ્યા " કાજી સાહેબે મને વસીહત ( ભલામણ ) કરેલી છે કે જો મારો દેહ પડે તો મને મુરશદના રોઝાની પાસે દફન કરજો. " આમ હકીકત જણાવી રોઝાની પાસેની જગો જોવા લાગ્યા. શાહજાદા અને અમલદારોની સલાહ લઈ મુરશદના રોઝાની બાજુની જગો પસંદ કરી કબર માટે જગા તૈયાર કરવા નામદાર નવાબ સાહેબે હુકમ આપ્યો,

* સગુણ ચરિતાશય અને સજીવન મૂર્ત્તિ સમાન કૃત્રિમ ભવ્ય પ્રતિમા શું ઉડી જતા આત્માને ફરીને તેના અંગવાસમાં લાવવાને શક્તિવાન છે ? શું કીર્તિધ્વનિ નિર્જીવ દેહને જાગૃત કરી શકશે ? અને શું પ્રશંસાના શબ્દ સ્વરો પ્રાણહીન કાયાના શિથિલ અને શીત બનેલા શ્રવણમાં પ્રવેશ કરી શકશે ? ના; નહીંજ.

અને જણાવ્યું કે તેમની કબર ઉપર મુરશદના રોઝાના જેવો જ રોઝો બનાવવાનો છે. આ પ્રમાણે નક્કી કરી ત્યાંથી પાછા આવ્યા અને સાંજના ૬ વાગતાના સુમારે **જનાઝાને** ( જુઓ ચિત્ર ૩ ) લઈ ચાલ્યા. જનાઝા ઉપર જરીનું કીમતી કપડું ઢાંકવામાં આવ્યું હતું, હજારો મુસલમાનો અને હિન્દુઓ સરઘસના રૂપમાં ચાલતા હતા. પાછળ અનાજથી ભરેલાં ગાડાં ચાલતાં જેમાંથી છુટા હાથે ગરીબોને ખેરાત કરવામાં આવતી હતી. મુકરર કરેલી જગોએ આવી પહોંચતાં હજારો લોકો ત્યાં જોવા માટે એકઠા થયા હતા. રાતના આઠ વાગ્યાની ટ્રેનમાં કાજી અનવર મીયાંનાં સગાં સંબંધીઓ વિસનગર, મેસાણા, વડનગર, ખેરાળુ, વગેરે સ્થળોથી આવી પહોંચ્યાં કે નામદાર નવાબ સાહેબે દફન કરવાની તૈયારી કરી. મહાત્મા કાજી અનવર મીયાંના શબને વિધિપૂર્વક મુકરર કરેલી જગોએ દફન કરી માટી આપી ફુલ ચડાવી રાતના ૧૨ વાગે સૌ પોતપોતાના ઘેર ગયા.

થોડા દિવસ પછી નામદાર નવાબ સાહેબે તે મહાત્માની દરગાહ ઉપર મોટો સુંદર **રોઝો*** બનાવી દીધો અને મુરશદના ઉરૂસ (મેળા)ના

---

* જુઓ ચિત્ર ૨. રોઝાના આગલા ભાગમાં એક આરસની તકતી લગાડેલી છે જેમાં નીચે પ્રમાણે લેખ ઉર્દુ લિપિમાં કોતરેલો છે:—

૭૮૬

મકબરા હઝરત કાઝી અનવરમીયાં સાહબ રહમતુલ્લા તાઅલા.
આપ કસ્બે વીસનગર ઇલાકે ગાયકવાડકે બાશન્દે ઓર હીન્દીકે બા કલામ શાઅર થે, શાઅરીમેં વહેદાનીઅત વ મારફતકી ઝલક હે, બહોત બડે બુઝુર્ગ ઓર સાહબે હાલ મશહુર થે, ગુજરાતમેં હઝારોં અહલે હનુદ ઓર મુસલમાન આપકે હલકએ ઇરાવતમેં શામીલ હેં; હજુર મોઅલ્લાકી અકબદત આપકો વતનસેં પાલનપુર ખેંચ લાઈ ઓર ચંદ રોઝકી ઈલાલતકે બાદ આપકી વફાત ૧૯ માહે રબીઉલ અવ્વલ ૧૩૩૪ હીજરીકો ૭૨ બહોત્તેર બરસકી ઉમરમેં વાકે હુઇ. હજુર અઝ્દતુલમુલ્ક દિવાન નવાબ શેર મહંમદ-ખાન બહાદુર જી. સી. આઈ. ઇ. ફરમાં રવાએ રીઆસત પાલનપુરદામ ઈકબાલ હુમને આપકા મકબરા બઝેર નીગરાની સૈયદ ગુલામમીયાં મીર ઈમારત વ હસ્બ તજવીઝ મીસ્ત્રી ઇસાવલ્દ સાલુજી. ૧૩૩૪ હીજરી સન, ૧૯૧૬ ઇસ્વીસન, ૧૯૭૨ બીક્રમીમેં તામીર કરાયા.

દિવસોને જોડી કાજી અનવર મીયાંના ઉરૂસના દિવસો નક્કી કર્યા. તે દિવસોમાં હજારો લોકો દેશ પરદેશથી મર્હુમ કાજી અનવર મીયાંની દરગાહનાં દર્શન કરવા માટે આવે છે. મહાત્મા પુરૂષોનું મરણ ઉચ્ચ પ્રકારનું થાય છે તેનો જન સમાજની દૃષ્ટિ આગળ આ એક પુરાવો છે. વળી નામદાર નવાબ સાહેબ કે જે તેમના ઉપર અપૂર્વ ભાવ રાખતા હતા અને ખરા જીગરથી ચહાતા હતા તેમને પણ તેમની ઈચ્છાનુસાર મહાત્માની સેવા કરવાનો અલભ્ય પ્રસંગ સ્વાભાવિક રીતે પ્રાપ્ત થયો તે પણ નામદાર નવાબ સાહેબના ઈચ્છાબળનો પુરાવો છે.

અત્રે જણાવતાં ખેદ થાય છે કે મહાત્મા કાજી અનવર મીયાંના મરણ પછી પરોપકારી દયાળુ વયોવૃદ્ધ મહાઅનુભવી નામદાર નવાબ સાહેબ શેર મહંમદખાનજી સંવત્ ૧૯૭૪ ની સાલમાં દેવગત થયા. હાલના નવાબ સાહેબ નેક નામદાર **તાલેહ મહંમદખાનજી** ( જુઓ ચિત્ર ૭) પણ પોતાના પિતાશ્રીના પગલે ચાલી મહાત્માઓની પાછળ કરેલાં કાર્યોને વધુ દીપાવવા લાગણીપૂર્વક તન, મન અને ધનથી પ્રયત્ન કરે છે, એટલુંજ નહીં પરંતુ તેમના પિતાશ્રીના સ્વર્ગવાસથી પ્રજાજનોના હૃદય ઉપર થયેલો કારી ઘા રૂઝાવવા તેમના ઉત્તમ ગુણો અને કાર્યો રૂપી દવાના ઉપચારો પ્રજાને સંતોષ પમાડી રહ્યા છે તેથી ખરેખર ખુશી થવા જેવું છે.

મર્હુમ કાજી અનવર મીયાંને એક વિધવા છોડી અને આજા-મીયાં નનુમીયાં નામે એક ભત્રીજો છે. કાજીપણાનું કામ તે ભત્રીજા તરફ ગયેલું છે. પરમ દયાળુ પરમેશ્વર મર્હુમ કાજી અનવર મીયાંના આત્માને અખંડ શાંતિ આપો. ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

**વિસનગર.** 
સંવત્ ૧૯૭૬. } **લી. મહાસુખભાઇ ચુનીલાલ.**

# બક્ષિસનામા.

## શેઠ મહાસુખભાઇ ચુનીલાલ. (વિસનગર.)

નિહાયત શુક્ર ઓર એહસાન ખુદાએ પાકકા કે ઈસ નાચીઝ હેચમદાન કે અશઆર મુદ્દતે મદીદ ઓર અરસે બઇદસેં મુતફર્રક ઓર પરાગંદા હર જા બ જા થે, સો ઇન દીનુંમેં સઆદત આસાર નેક અતવાર અહસનલ આમાલ બુલંદ ઇકબાલ તલમીઝ અઝીઝ પુરતમીઝ વફાદાર નેક કિરદાર સઆદત અતવાર નુરચશ્મ શેઠ હઠીસંગ ચુનીલાલ ઓર ઉનકે બીરાદર ખુર્દ શેઠ મહાસુખભાઇ ચુનીલાલ કે ઉનકે બુઝુર્ગો કદીમસેં આલી ખાનદાન ઓર સાહેબે દોલત ઓર સાહેબે અઝમત ઓર સાહેબે ઇજ્જત હેં, ઓર શેઠ મહાસુખભાઇ મઝકુરકે યેહ સાહેબે ઇલ્મ ઓર સાહેબે અકલ ઓર સાહેબે હુનર ઓર હર ફનમેં માહેર ઓર નુકતેદાન ઓર બડે લાયક ઓર અહલેખેર વાસ્તે આમ લોગોંકે હેં. ઉહનુંને ઈસ કીતાબ નાયાબ દરિયાયે હકીકત ઓર અમવાઝે મારેફતકો સાથ બડી કોશીશ ઓર જાં ફીશાંનીકે ઓર સાથ કસીર ઝર અફશાનીકે વાસ્તે ફાયદે ખાસ વ આમકે બહોત કોશીશ કરકે ઉસકી શરેહ બાઝી જગાહ ઓર હાશીઆ હરેક શેઅરકા લગાકે આમ ફેહમ કર દી. તાકે સબ લોગ સમજકર ઇસસેં ફાયદા દુનિયા ઓર આખેરતકા ઉઠાવેં, એસી નેક નૈયતી ઓર ઇખલાસ દિલસેં તબે કરાઈ હે, લેહાઝા જો લોગકે ઉસકો પઢેં ઓર ઈસસેં ફેઝ હાંસલ કરે તો યેહ શેઠ આલી હીંમત મહાસુખભાઇકે હકમેં દુઆ કરેં. ઓર ઉનકે પિતાજી જનાબ ફેઝમઆબ શેઠ ચુનીલાલ બીન દલછારામ સાહેબ ઓર ઉનકે બુઝુર્ગ કે બહોત દોલતમંદ ઓર ખાનદાનકે લોગ હેં; કદીમસેં ઈસ ખાકસારકે ઓર ઇનકે બુઝુર્ગ પડોસી હેં. ઈસ વાસ્તે ઈસ કમતરકે ઓર શેઠ ચુનીલાલ સાહેબ કે મહોબત ઓર મુવાફકત બા એક દીગર ઝયાદે અઝહદ થી, ઓર શેઠ સાહેબ મોસુફકી શફકત ઓર ઈનાયાત નીહાયત દરજે ઈસ નાચીઝકે ઉપર થી, ઓર અલતાફ મુરબ્બીયાના ઓર મહેરબાની દોસ્તાના ઇસ કમતર પર રખતે થે, ઓર બક્ષીસ ઓર રહમકી નઝરસેં પેશ આતે થે, બારે એહસાન ઈસ ફકીર પુર તકસીરકી ગરદન પર બેહદ ઓર બેઅદદ હે. અલ્લાહ ઉનકી ઇજ્જત ઓર ઇકબાલ કાયમ રખે. ઉનકે ઝરીએસેં ઉનકે જમીએ એહલો અયાલ ઈસ ફીદવી પર નિહાયત મહેરબાની ઓર મહોબત અઝદિલ વ જાન રખતે હેં, ઓર ઉનકે ફરઝંદ અરજોમંદ મુસમ્મા હઠીસંગકો શૌક ફારસી

પઢનેકા હુવા, સો વ્હો નુરલ અબસાર નેક કીરદાર તલમીઝ વફાદાર વાસ્તે સબક પઢનેકે ઈસ હકીરકે પાસ આને લગે ઓર ઉહ્નુંને થોડી મુદ્દતમેં કુછ બહરા લીખને ઓર પઢનેકા ફારસી ઓર ઉર્દુકા હાંસીલ કીયા, ઓર ફીર વ્હો અપને શરાફી બેપારકે શગલમેં લગ ગયે, વ્હો તલમીઝ અઝીઝ વફાદાર જાં નીસારને જો આદાબ ઓર ઈકરામ ઓર તાઝીમ વ તકરીમસેં ઈસ ખાકસાર ઝર્રા બેમીકદારકી ખીઝમત ગુઝારી કી, ઉસકા બદલા અલ્લાહ તાઅલા ઉનકો નેક દે. ઓર ઉનકે ફરઝંદોંકી ઉમર ઓર રીઝકમેં બરકત દે. ઉહ્નુંને જો ઇસ કીતાબકે દિબાચેકે યાને પ્રસ્તાવનાકે અંદર ઈસ હકીરકી તારીફ કી હે ઉસકે લાયક યેહ ખાકસાર ગુનેહગાર નહીં હે, મગર ઉહ્નુંને ઇસ દલીલસેં કે શાગીરદોંકા હક ખીઝમત ઓર તારીફ કરનેકા હે ઓર ઉસ્તાદકા હક મહોબત ઓર દુઆ કરનેકા હે. હાલ અવ્વલ ઉમરકા કુછ ઉનકે દેખને ઓર સુનનેમેં આયા થા સો લીખ દીયા હે, યેહ ઉનકી અશરાફત ઓર નેક તીનતીકી ખુબીયેં ઝાહર કી હેં; ફીદવી ઉસકે લાયક નહીં હે.

અવ્વલ યેહ કીતાબ એક બાર શેઠ હઠીસંગને તબે કી ઓર અબ શેઠ મહાસુખભાઇ મોસુફને,—કે વ્હો ઈલ્મ ઉરૂઝ ઓર કાફીયા ભી ખુબ જાનતે હેં ઓર ઉનકી તસ્નીફકી કીતાબ એક મુસંમા **કાવ્યસરિતા*** યાને દરિયાએ અશઆર ભી તબે હો ચુકી હે જીસમેં અજાયબ શીકલેં ઓર ઉમદે રૂપ કવિતાકે બા કાયદે પિંગલ ઉહ્નુંને બાંધે હેં સો વોહ કીતાબ ભી કવિતામેં બહોત ઉમદા હે ઈસ લીયે બડોદા સરકારને ભી શીરસ્તે તાલીમકે વાસ્તે મંઝુર કી હે,—ઉહનુંને ઇસ કિતાબ **અનવર કાવ્ય** યાને **ગુલશને ખુશી**કો ભી અપને ઇલ્મ ઓર અકલસેં ઝીનત દેકર સુધારી હે, તાકે ફાયદા ખાસ ઓર આમ ઉઠાવેં, ઓર મુસન્નફકો ઓર શેઠ મોસુફકો સાથ દુઆએ ખેરકે યાદ ફરમાવેં, ઓર ઇસ કમતરને શેઠ મોસુફકો ઈજાઝત ઓર ઇખ્તીઆર કુલ દેકે યેહ **અનવર કાવ્ય** યાને **ગુલશને ખુશી** બક્ષિસ કર દી હે.—

**દુઆ ઉનકો અનવરકી હે સુબહોશામ,**
**સલામત રખે ઉનકે તઈ હક મુદામ.**

**રાકીમ કાઝી અનવર**
**ઇબ્ન આઝમ મીયાં ઉર્ફે આજા મીયાં જુબેરી. બિસનગર.**

---

* યે **કાવ્યસરિતા** કીતાબકે અંદર કયા કયા ચીઝે દાખીલ હેં વોહ ઇસ કીતાબકે આખીર ઝાહેર ખબર રખ્ખી હે ઉસકો દેખનેસેં માલુમ હોગા.

# ઉપોદ્ઘાત યાને દિબાચા.*



આ ય સાહેબો! આ પુસ્તક આત્મજ્ઞાન સમજી તેની પ્રાપ્તિ કરી આત્માનો શોધ કરવા માટે છે તે વાસ્તે જાણવું જોઇએ કે હું કોણ છું, આત્મા શું છે, આ સર્વે માયાની ઉત્પત્તિ શી રીતે થઇ છે, અને તે સર્વે વસ્તુ શું છે તે સર્વેનો અનુભવ કરવો જોઇએ, તેના માટે કોઇ અધ્યાત્મી, ગુણી, સંતોષી, નિરાપેક્ષી આત્મજ્ઞાની ગુરૂ† કરીને તેના સત્સંગથી તથા સંત સમાગમથી સર્વે વસ્તુનો અનુભવ કરી તથા સર્વેનો અર્થ સમજી લાભ લેવો જોઇએ, અને આત્માનો આનંદ

---

* પોતાનાં કાવ્યો ઉપર વિશેષ ટીકા લખવી ન પડે અને વાંચનારને ટુંકામાં સમજવામાં આવે એવા હેતુથી રચનારે ઉપોદ્ઘાત ખાસ પોતાના મનની ઉલટથી લખ્યો છે. રચનારનો આ હેતુ આથી ખરેખર સંપૂર્ણ રીતે બર આવે છે એમ લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે. આ ઉપોદ્ઘાતની ભાષા ઉપરથી વાચકવર્ગને જણાશે કે રચનાર મુસલમાન કોમના હોવા છતાં ગુજરાતી ભાષાનું કેવું સારૂં જ્ઞાન ધરાવે છે. વળી તેમનાં ૪૦, ૫૦ વર્ષ ઉપરનાં અને ત્યાર પછીનાં લખેલાં કાવ્યોની ભાષાની સાથે હમણાંની ભાષાની સરખામણી કરવાનો પણ ઉપોદ્ઘાત ઉપરથી પ્રસંગ મળે છે. વળી યોગ, સમાધિ, સૃષ્ટિઉત્પત્તિ વગેરે સંબંધી હિંદુ અને મુસલમાન ધર્મમાં કેટલા અંશે સરખાપણું છે તેનો પણ રચનારના અનુભવ ઉપરથી ખ્યાલ આવે છે, એટલે મુસલમાનના હાથે લખાયેલું આવું પુસ્તક હિંદુ લોકોને ઘણુંજ ઉપયોગી છે એમ જણાય છે. રચનારે નિષ્પક્ષપાતપણે તમામ હકીકત જણાવી છે એ કાવ્યો ઉપરથી સમજાઈ આવે છે.

† महाव्रतधरा धीरा भैक्षमात्रोपजीविनः ।
सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥
सर्वाभिलाषिणः सर्वभोजिनः सपरिग्रहाः ।
अब्रह्मचारिणो मिथ्योपदेशा गुरवो न तु ॥

અર્થઃ— શીલ, સત્ય, ક્ષમા, દયા, વીગેરે મહાવ્રતોને ધારણ કરનાર, ધૈર્ય રાખનાર, ભિક્ષા ઉપર આજીવિકા ચલાવનાર, રાગદ્વેષ રહિત, સમભાવ-

ગ્રહણ કરવો જોઇએ; ત્યારે આ અજ્ઞાન રૂપી તિમિર દૂર થાય અને અનુભવ રૂપી ભાનુ હૃદયે પ્રકટ થાય તથા સર્વે ભ્રમણાઓ મટી જાય, મનને સંતોષ થાય, નિર્ભય પદને પામે અને પરિણામે આત્માનો મોક્ષ થાય; માટે હું પામર જીવ પશુ સમાન કાજી અનવર મારી અલ્પ બુદ્ધિથી એક અંશ માત્ર આ સંસારની ઉત્પત્તિ, બ્રહ્મજ્ઞાન, યોગ તથા અભેદજ્ઞાનનું વર્ણન કરૂં છું, તેમાં ભુલ ચૂક હોય તો આપ જ્ઞાની જનો મને અલ્પજ્ઞાની ખાકસારને માફ કરશો.

શરૂઆતમાં મહાત્માઓના શાસ્ત્રવચનથી આ સંસારની ઉત્પત્તિ*

---

પણે હૃદયમાં રહેનારા તથા ધર્મનો ઉપદેશ કરનારાઓને ગુરૂ માનેલા છે. સર્વ પ્રકારની અભિલાષાઓ રાખનારા, સઘળું ખાનારા, પરિગ્રહ રાખનારા, બ્રહ્મચર્ય નહીં પાળનારા તથા મિથ્યા ઉપદેશ કરનારાઓને ગુરૂ માનવા નહીં.

* જગતની ઉત્પત્તિ સંબંધમાં મનુસ્મૃતિમાં નીચે પ્રમાણે લેખ છે:—

आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् । अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः॥१॥ ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यंजयन्निदम् । महाभूतादि वृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ २ ॥ योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः । सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥३॥ सोऽभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः । अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ४ ॥ तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् । तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ ५ ॥ आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः । ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥ ६ ॥ यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् । तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥ ७ ॥ तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् । स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद्द्विधा ॥८॥ ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे । मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥ અર્થાત્ પૂર્વે મહાપ્રલય વખતે આ આખું જગત્ માયામાં લય થઈ જવાથી જાણે અંધારામાં ડૂબી ગયું હોય તેવું, અવ્યાકૃત અવસ્થાવાળું, ઇંદ્રિયાદિ પ્રત્યક્ષ પ્રમાણોથી જાણી શકાય નહીં તેવું, અનુમાનથી જેનું લક્ષણ બાંધી શકાય નહીં તેવું, તર્કમાં આવી શકે નહીં તેવું, શબ્દાદિ પ્રમાણોથી પણ જાણી શકાય નહીં તેવું તથા ચોતરફથી જાણે સુષુપ્તિ અવસ્થાને વશ થયું હોય તેવું હતું. ॥ ૧ ॥ એ મહાપ્રલય કાળ પૂરો થયા પછી ભગવાન્ સ્વયંભૂ પરમાત્માએ અવ્યક્ત ( ધ્યાન તથા યોગાભ્યાસ નહીં કરનાર મનુષ્યોથી

વિષે લખું છું કે પહેલાં તો સુન હતું, નિરંજન નિરાકાર વસ્તુ હતી, અને તે છે છે ને છે, તેને કંઈ પણ કહી શકાય તેમ નથી, તેનું નામ ઠામ પણ નહોતું અને રંગ રૂપ પણ નહોતું પણ વસ્તુ અલક્ષ્ય હતી કે કોઈના લક્ષમાં આવે નહીં, તે વાસ્તે તે બાવનથી બહાર લખાય છે અને તેના ગુણ તથા લક્ષણ કાંઈ કહી શકાતાં નથી પરંતુ સત્તાએ કરી તેમાં સર્વે ગુણ હતા પણ પ્રકટ નહોતા. પછી તેને પોતાને પ્રકટ થવાની ઇચ્છા થઈ ત્યારે અગમથી બ્રહ્મરૂપ પ્રકટ થયું અને તે બ્રહ્મ એક કહે-

---

નવીં દેખાય એવા ) રહીને આ પંચમહાભૂતાદિકને પ્રકટ કરીને સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું પોતાનું સામર્થ્ય વધાર્યું અને પછી મહાપ્રલયની અવસ્થાનો નાશ કરીને પોતે પ્રકટ થયા. ॥ ૨ ॥ શાસ્ત્રમાં તથા વેદમાં પ્રસિદ્ધ, બાહ્ય ઇંદ્રિયોથી જાણી શકાય નહીં તેવા, સૂક્ષ્મ સ્વરૂપધારી, અવયવોથી રહિત સનાતન ( આદિ તથા અંત રહિત ), સર્વ પ્રાણીઓના આત્મારૂપ તથા પ્રમાણોથી જાણી શકાય નહીં તેવા ( જે પરમાત્મા છે ) તે પરમાત્મા પોતેજ (હિરણ્યગર્ભરૂપે) પ્રકટ થયા. ॥ ૩ ॥ તે પરમાત્માને પોતાના શરીરમાંથી અનેક જાતની પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા થવાથી તેમણે મનમાં સંકલ્પ કરીને આરંભમાં પાણી ઉત્પન્ન કર્યું, અને તે પાણીમાં પોતાની શક્તિરૂપી બીજને રોપ્યું. ॥ ૪ ॥ તે બીજ પરમાત્માની ઇચ્છાથી સુવર્ણના જેવું નિર્મળ તથા સૂર્યના જેવું કાંતિવાળું ઇંડુ થયું, અને તે ઇંડામાં સર્વ લોકોના પિતામહ ( ઉત્પન્ન કરનારા ) બ્રહ્મા પોતાની મેળે વિરાટ રૂપે ઉત્પન્ન થયા. ॥ ૫ ॥ જળને "નાર" કહેવામાં આવે છે કારણ કે તે "નર" થી કહેતાં પરમાત્માથી ઉત્પન્ન થાય છે; તે "નાર" પૂર્વે જગતના આરંભમાં પરમાત્માનું "અયન" કહેતાં નિવાસસ્થાન હતું જે ઉપરથી પરમાત્મા "નારાયણ" કહેવાય છે. ॥ ૬ ॥ શાસ્ત્રમાં તથા વેદમાં પ્રસિદ્ધ સર્વ જગતના કારણરૂપ, બાહ્ય વિષયોને ગ્રહણ કરનારી ઇંદ્રિયોથી જાણવામાં આવે નહીં તેવા, નિત્ય ( ઉત્પત્તિ તથા વિનાશથી રહિત ), વેદાંતશાસ્ત્રદ્વારા જ્ઞાનીઓને જાણવામાં આવતા હોવાથી સત્યસ્વરૂપ તથા અજ્ઞાનીઓના જાણવામાં નહીં આવતા હોવાથી અસત્યરૂપ એવા પરમાત્મા જે પુરૂષને ઉત્પન્ન કરે છે તે પુરૂષ જગતમાં બ્રહ્માને નામે કહેવાય છે. ॥૭॥ તે ભગવાન નારાયણે તે ઇંડામાં દેવતાઓનું એક વર્ષ રહ્યા પછી "તે ઇંડાના બે કડકા થાય તો ઠીક" આવો પોતેજ પોતાના મન સાથે વિચાર કરીને તે ઇંડાના બે કડકા કર્યા. ॥૮॥ નારાયણે તે બે કડકામાંના ઉપરના

વાગે. એને પોતાનું જ્ઞાન થયું તથા એને પોતાનું સ્વરૂપ દેખાયું અને સ્વરૂપ અને જ્ઞાન પ્રકટ થયાં. સત્તાએ કરી તે બ્રહ્મમાં સર્વે ગુણ જ્ઞાન અને પદાર્થો હતા. જેમકે સત્તાએ કરી બીજમાં સર્વે ઝાડ, ફળ, ફૂલ, પાંદડાં વીગેરે છે તેમ બ્રહ્મમાં સત્તાએ કરી સર્વે લીલા, સર્વ માયા અને સર્વ વસ્તુ હતી. તે બ્રહ્મને મુસલમાન લોકો નબી સાહેબ મહંમદ રસુલ અલ્લાહનું નૂર કહે છે. સર્વથી પહેલાં તે નૂર પ્રકટ થયું અને બીજા ધર્મવાળા તેને બ્રહ્મ અગર હું ભૂલતો હોઉં તો કાંઈક બીજા નામથી બોલતા હશે. પછી તે નૂરથી પાંચ તત્ત્વ પેદા થયાં, અને તે પછી સર્વ લીલા, સર્વ માયા અને સર્વ વસ્તુ તેથી ઉત્પન્ન થઈ. જેમકે એક મૃત્તિકાની હજારો વસ્તુઓ થાય છે અને સર્વનું રૂપ જુદું, ઘાટ જુદો, રંગ જુદો, ગુણ જુદા, લક્ષણ જુદાં હોય છે પણ તે સર્વના માંહે એકજ મૃત્તિકા છે અને બીજું કાંઇ નથી, તેમ આ સર્વે વસ્તુ તે એકજ નૂરથી થયેલી છે, બીજું નથી, એવું મહાપુરૂષો અને જ્ઞાની જનો ભાખી ગયા છે. આ વાત મેં યત્કિંચિત્ લખી છે કે જેથી સર્વના સમજવામાં આવે.

ચિત્તમાં દૃઢ વિશ્વાસથી નિશ્ચય કરવો જોઇએ કે આ સંસારમાં જે પદાર્થ છે તે સર્વે એકજ છે, માત્ર તેનાં નામ અને રૂપ જુદાં છે. જેમ કે ખાંડના અનેક પ્રકારના પદાર્થ બનાવવામાં આવે છે અને તે સર્વનાં નામ તથા રૂપ જુદાં હોય છે, પણ એ સર્વ પદાર્થમાં એકજ ખાંડ છે; વળી જેમ સુવર્ણના અનેક પ્રકારના ઘાટ ઘડવામાં આવે છે, તેનાં નામ અને રૂપ જુદાં જુદાં હોય છે પણ એ સર્વમાં સોનુંજ

કટકામાંથી સ્વર્ગલોક અને નીચેના કટકામાંથી પૃથ્વી ઉત્પન્ન કરી અને તેની વચ્ચે આકાશ, આઠ દિશાઓ તથા પાણીનું સનાતન સ્થાન ( સમુદ્ર તથા મેઘમંડળ ) નિર્માણ કર્યું. ॥ ૯ ॥ ( જગતની ઉત્પત્તિ સંબંધી દરેક શાસ્ત્રોના જુદા જુદા મત છે. જૈન લોકો પરમેશ્વરને માને છે પરંતુ પરમેશ્વરને જગતના કર્ત્તા તરીકે માનતા નથી, તે બાબતનો ખુલાસો શ્રીસંમતિતર્ક, દ્વાદશસાર નયચક્ર, સ્યાદ્વાદરત્નાકર, સ્યાદ્વાદમંજરી, સૂત્રકૃતાંગ, પ્રમાણસમુચ્ચય, પ્રમાણપરીક્ષા, પ્રમાણમીમાંસા, ન્યાયાવતાર, તત્ત્વાર્થ વીગેરે જૈનમતના ગ્રંથોમાં સારી રીતે કરેલો છે. )

હોય છે, એવી રીતે આ સર્વે સંસાર એકજ વસ્તુથી થયો છે. જેમ સમુદ્રમાં લહેરો ઉઠે છે અને પરપોટા થાય છે તેમ બ્રહ્મરૂપ સમુદ્રમાં આ સર્વે લહેરો અને પરપોટા છે અને સમુદ્રની લહેરો તથા પરપોટા તથા પાણી બંધાઇને કરા પડે છે, બરફ થઇ પથ્થર સમાન થાય છે, અને સર્વેનાં સ્વરૂપ ચર્મચક્ષુથી જોતાં જુદાં જુદાં જણાય છે પણ તે સર્વે જ્ઞાનચક્ષુથી જોતાં એકજ પાણી છે અને બીજું કંઈ નથી, એવીજ રીતે આ સર્વે સંસાર એકજ બ્રહ્મ છે અને એટલાજ માટે "એક બ્રહ્મ ઓર દ્વિતીય નાસ્તિ" જ્ઞાની પુરૂષોએ કહેલું છે. માટે જ્ઞાની જનોનો સત્સંગ* અને સંતનો સમાગમ કરવામાં આવે ત્યારે જ્ઞાનનો ઉદય થાય, સર્વે ભ્રમણા ટળે, સંશય મટી જાય અને આત્મજ્ઞાન પ્રકટ થાય; વળી નિર્ભય પદ પામે, સર્વેમાં એકજ વસ્તુ જુએ, સર્વેને એક સમજે અને છેવટે મોક્ષપદને પામે; પણ જ્યાં સુધી વ્યવહારબંધન છે ત્યાં સુધી આચાર વિચાર રાખવા જોઇએ, કેમકે ન રાખવામાં આવે તો દુઃખ થાય છે; સંસારી લોકો લડે છે, જીવને સંતાપે છે; માટે લોકોની સાથે સંસારવ્યવહારમાં રહીને આપણે આપણું કામ સિદ્ધ કરવું જોઇએ; તે માટે કહ્યું છે કે "લોક મળે તો લોકાચાર અને સંત મળે તો એકાકાર" માટે એવી રીતે કામ કરવું જોઈએ. જો કે આપણું આ શરીર તથા શરીરના સર્વે અવયવો હાથ પગ વીગેરે એકજ વસ્તુના છે, જુદા નથી અને સર્વે આપણા છે તો પણ જ્યારે આપણે લોકોના ભેગા જમવા બેસીએ ત્યારે આપણે ભાણામાં હાથ નાખીએ તો કોઈ આપણને બોલતું નથી પણ જો ભાણામાં પગ નાખીએ તો સર્વે લોકોને ખોટું લાગે છે અને ઠપકો આપી લહે છે, તે માટે સંસારી માણસે વ્યવહાર સંભાળવો જોઈએ. જે માણસ ત્યાગી વૈરાગી છે અને સંસારની ગરજ રાખતા નથી તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે ચાલે તો તેમને કોઈ કંઈ કહે નહીં, કારણ કે તે

---

* सत्संगेन परं प्राप्य दुस्तरं तरतेऽचिरात् । तस्मादातिप्रयत्नेन सत्संगं सततं कुरु ॥ અર્થઃ—સત્સંગથી સચ્ચિદાનંદ પરમાત્માની પ્રાપ્તિ થાય છે, અને સંસારરૂપી મહાસાગરને તરીને પાર ઉતરાય છે માટે પ્રયત્ન કરીને નિરંતર સત્સંગ કરવો.

સંસારી નહીં હોવાથી તેમને કાંઇ દરકાર હોતી નથી. સંસારીને વ્યવહાર રાખવો એ સંસારની રીત છે. વ્યવહારને વળગી પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઇએ. અભેદમાર્ગવાળાને તો સર્વ વસ્તુ એકજ છે, એમને જરા પણ ભિન્ન ભાવ નથી. વળી સર્વમાં એકજ આત્મા છે, અને આત્મા એજ પરમાત્મા છે, તે જ્ઞાનચક્ષુથી દેખાય છે, અજ્ઞાને કરી સમજાતો નથી. આવા ખરા અભેદજ્ઞાનવાળા પરમેશ્વરના ખરા ભક્ત દુનિયામાં ઘણા થોડા જોવામાં આવે છે. જેવી રીતે હિન્દુઓમાં નરસિંહ મ્હેતો, જૈનમાં આનંદઘનજી વીગેરે મસ્ત ભક્તો થઈ ગયા છે તેવી રીતે મુસલમાનમાં મનસુર અને શમ્સતબ્રેજ વીગેરે થઈ ગયા છે. તેમની હકીકત જાણવા જેવી હોવાથી ટુંકામાં નીચે પ્રમાણે જણાવું છું—

બગદાદ શહેરમાં મનસુર નામનો એક ફકીર હતો, તે ખરેખરો પરમેશ્વરનો ભક્ત અને અભેદજ્ઞાની હોવાથી હમેશાં તે કહેતો હતો કે "હું પરમેશ્વર છું" આ કારણથી બાદશાહે તેને કેદખાનામાં પૂર્યો. એક દિવસ બાદશાહ કેદખાનામાં તેને જોવા ગયો તો કેદખાનામાં મનસુર જણાયો નહીં; ફરી બીજા દિવસે બાદશાહ ગયો તો કેદખાનાની જગોએ કેદખાનું કેદી કે કોઈ પણ જણાયું નહીં; બાદશાહ ફરી ત્રીજા દિવસે જોવા ગયો તો ત્યાં કેદખાનામાં મનસુર હમેશની માફક જોવામાં આવ્યો. તેને જોઈ બાદશાહે તેને કહ્યું કે "આ શું?" તેના જવાબમાં મનસુરે કહ્યું "પહેલા દિવસે હું પરમેશ્વરને મળવા ગયો હતો તેથી કેદખાનામાં હું નહોતો, બીજા દિવસે પરમેશ્વર મને મળવા આવ્યો હતો એટલે સર્વે વસ્તુ સુન હતી, આજે હું ઈશ્વર પાસે ગયો નથી માટે અહીંઆં બેઠો છું" આવો મનસુરનો જવાબ સાંભળી બાદશાહ ઉલટો ક્રોધાયમાન થયો અને તેણે શાસ્ત્રકારોને હુકમ કર્યો કે "તેના હાથ પગ કાપી શૂળી ઉપર ચડાવો." શાસ્ત્રકારો પણ મનસુરના વિરૂદ્ધ હોવાથી આ હુકમથી ખુશી થયા અને તરતજ તેમણે રાજાના હુકમ મુજબ મનસુરના હાથ પગ કાપી તેને શૂળી ઉપર ચડાવ્યો; તે વખતે પણ મનસુર તેજ કહેવા લાગ્યો કે હું જ પરમેશ્વર છું. જે જે જગોએ તેના લોહીનાં ટીપાં પડતાં હતાં તે તે જગોએ પણ "અનલહક" હું જ પરમેશ્વર છું એવા અક્ષરો

પડતા હતા. મનસુરને શૂળીએ ચડાવ્યા પછી તેના મડદાને નહીં દાટતાં બાળી દેવામાં આવ્યું અને તેની રાખને દરિયામાં નાખી દેવામાં આવી તો એકદમ દરિયામાં ભરતી આવી. ભરતી દેખી તરતજ મનસુરના મુરીદે (ચેલાએ) મનસુરે પોતાની હયાતીમાં આપેલો ખલકો દરિયામાં નાખ્યો એટલે દરિયો શાંત થયો. મનસુર જ્ઞાનદષ્ટિથી આગળથી જાણતો હતો કે અભેદમાર્ગમાં ચાલવાથી મને શિક્ષા થશે અને મારા મડદાની રાખને દરિયામાં નાખવાથી દરિયો કોપાયમાન થઇ દુનીઆનો નાશ કરશે માટે દુનીઆના ભલાની ખાતર દરિયો શાંત કરવા પોતાનો ખલકો પોતાના ચેલાને મનસુર આપી ગયો હતો.

શમ્સતબ્રેજ પરમેશ્વરનો ખરો આશક ફકીર હતો, તે કબરસ્થાનમાં પડી રહેતો હતો. એક દિવસે બાદશાહનો છોકરો મરી ગયો તેથી બાદશાહે તમામ શાસ્ત્રકારોને ભેગા કરી હુકમ કર્યો કે " તેને જીવતો કરો, નહીં તો બધાને મારી નાખીશ. " આવા હુકમથી શાસ્ત્રકારો મુવાને જીવતો કરે એવા માણસની શોધ કરવા લાગ્યા તો કબરસ્થાનમાંથી આ શમ્સતબ્રેજ મળી આવ્યો અને તેને બાદશાહ આગળ ખડો કર્યો. શમ્સતબ્રેજે શરૂઆતમાં જાહેર કર્યું કે " હું આ છોકરાને જીવતો કરીશ અને આ બધા શાસ્ત્રકારોને મરતા બચાવીશ પણ મને ખાતરી છે કે તમે બધા શાસ્ત્રકારો મને મારશો. " બધાએ કહ્યું કે " અમે તને કાંઇ નહીં કરીએ. " ત્યારે શમ્સતબ્રેજે છોકરાના મડદાને કહ્યું " કુમ્ એઇજની " (ઉઠ મારા હુકમથી ). આ શબ્દોથી છોકરો જીવતો થયો. પછી શાસ્ત્રકારોએ વાંધો ઉઠાવ્યો કે ખુદાના હુકમથી ઉઠ એવું નહીં કહેતાં મારા હુકમથી ઉઠ એવું તેણે કેમ કહ્યું ? માટે તે ધર્મ વિરૂદ્ધ ચાલ્યો. શાસ્ત્રકારોની આવી શીખવણીથી બાદશાહે હુકમ કર્યો કે " શમ્સતબ્રેજના શરીરની ખાલ ઉતારી ખાલમાં ઘાસનો ભુકો ભરો અને તેને કોરડા મારો. " આ શબ્દો સાંભળી શમ્સતબ્રેજે પોતાના હાથેજ માથાથી તે પગ સુધી પોતાના શરીરની ચામડી ઉતારી નાખી અને કહ્યું " લો ચામડી અને તેમાં ઘાસ ભરી ફટકાનો માર મારો. " આટલું બોલી શમ્સતબ્રેજ હાડમાંસના રૂપમાં ચાલ્યો ગયો; શરીરની આવી સ્થિતિમાં તે ગામમાં અને જંગલમાં

ફરવા લાગ્યો, તેના વિચિત્ર અને ગંદકી ભરેલા દેખાવથી લોકો તેને પાસે આવવા દેતા નહોતા. એક દિવસે કોઇને ત્યાંથી કાચો ખોરાક તેને મળી આવ્યો, તે પકવવા માટે દેવતા માગવા લાગ્યો પણ કોઇએ આપ્યો નહીં ત્યારે તેણે સૂર્યને કહ્યું કે "તુ આ મને શેકી આપ." આવા તેના હુકમથી સૂર્ય નીચે આવ્યો; સૂર્યના તાપથી શમ્સતબ્રેજે પોતાનો ખોરાક શેકી લીધો. સૂર્ય નીચે આવવાથી લોકો ઘણા દુઃખી થવા લાગ્યા તેથી મહંમદ પેગંબર ત્યાં હાજર થયા અને શમ્સતબ્રેજને કહ્યું "શા માટે તમે આમ દુનિયાને સતાવો છો? સૂર્યને હવે રજા આપો." પછી શમ્સતબ્રેજે સૂર્યને રજા આપી કે સૂર્ય ઉપર ગયો. આવી સ્થિતિમાં શમ્સતબ્રેજે પોતાની જીંદગી ખતમ કરી.

આવા દાખલાઓ દરેક ધર્મના લોકોમાંથી મળી આવે છે. અભેદજ્ઞાન થવું ઘણું કઠણ છે, દૃઢ મનવાળાજ મેળવી શકે છે. મૂઢ મૂર્ખ અજ્ઞાની અને નાસ્તિક મતવાળા લોકો કહે છે કે જે વસ્તુ દેખાતી નથી તે કેમ માનવામાં આવે? આવી તુચ્છ બુદ્ધિથી કલ્પના કરે છે, પણ જ્ઞાની મહાપુરૂષોનાં વચનનું પ્રમાણ કરતા નથી. મૂઢ અજ્ઞાની એટલું સમજતા નથી કે ઘણીક વસ્તુઓ નથી દેખાતી પણ તે વસ્તુઓની હયાતી હોય છે. જેમ શરીરમાં જીવ, ચક્ષુમાં તેજ, અને મગજમાં બુદ્ધિ, એ સર્વે દેખાતાં નથી પણ છે એમ સમજાય છે, તેમ જ્ઞાની માણસો નહીં દેખાતી વસ્તુઓ છે એમ સારી રીતે સમજે છે. આવી નહીં દેખાતી વસ્તુઓ ઘણી છે, પણ અહીં લખવાની જરૂર નથી, કેમકે ડાહ્યા માણસો તો અનાજના સો મણના ઢગલામાંથી માત્ર એક મુઠી અનાજ લઇ આખા ઢગલાની પરીક્ષા કરી ઢગલાને સમજે છે, એટલે કે બુદ્ધિવાળા પુરૂષો થોડું લખાણ લખ્યા છતાં ઘણું સમજી જાય છે; પણ જેની બુદ્ધિ પહોંચતી નથી તેના આગળ મોટો ચોપડો ચિતરીને મુકો તો પણ તે શું સમજનાર છે! ઘણાક મૂર્ખ માણસો એવું કહે છે કે પરમેશ્વર નથી, કદાપિ હોય તો અમને બતાવો; પણ એ મૂર્ખ એટલું સમજતા નથી કે તેમના શરીરમાં કોઇ ઠેકાણે દર્દ અને દુખાવો થાય છે અને તેની પીડાથી તેઓ બુમો પાડે છે અને જાહેર દર્દ માલમ પડે છે કે શરીરમાં અહીં

વહીં દુઃખે છે, પણ તે દર્દને શું કોઇ દેખી શકે છે કે તે કેવું છે? કાળું કે ગોરૂં છે? લાંબું કે પહોળું છે? કોઇ પણ તે દર્દને જોઇ શકતું નથી, પણ તે શરીરમાં છે એમ દુખવા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. પરમેશ્વર કે જે નિરંજન નિરાકાર સર્વવ્યાપક છે તેને કેમ કરી તે મૂર્ખ મૂઢ પુરૂષો દેખી શકે? પરમેશ્વરનાં ચિન્હ તો પ્રત્યક્ષ આ ચર્મ-ચક્ષુથી દેખાય છે, પણ અજ્ઞાનરૂપ અંધકારથી સમજાતાં નથી કે આ શું છે. અજ્ઞાની મૂર્ખ લોકો કે જેઓ મહા પાપરૂપ મળમૂત્રની ખાણ છે અને કૂડકપટના કૂપ સમાન છે તેઓ કહે કે મને ઇશ્વર બતાવો; પણ તેવા મૂઢ માણસોને પરમાત્મા કેમ દેખાય! જેના અંદર મળમૂત્ર ભરેલું હોય છે તે એમ કહે કે મારા ભીતરથી કસ્તુરીની સુગંધ આવવી જોઇએ. તો વિચાર કરો કે તેમાંથી કસ્તુરીની સુગંધ કેવી રીતે આવે? જ્યારે સર્વ કૂડકપટરૂપ મળમૂત્ર દૂર થાય અને અજ્ઞાનરૂપી મલથી મલિન બનેલી બુદ્ધિ શુદ્ધ થાય ત્યારે ચેતન પરમાત્માનો પ્રકાશ તેમાં દેખાય. તાંબું કહે છે કે હું હેમ થઇ જાઉં જેથી મારી કીંમત વધી જાય અને લોકો અનેક પ્રકારનાં મારાં આભૂષણ બનાવી મને કોટે વળગાડી મને પ્રિય કરી પોતાની પાસે રાખે. વિચાર કરો કે આ તે શી રીતે બને! પણ જ્યારે તાંબાને કોઇ કીમીયાગર મળે અને તેને દેવતાની ભઠ્ઠીમાં નાખી ખૂબ બાળી તેના રૂપના સર્વે રંગ ઢંગ બદલી નાખી તેમાં પારાની યુક્તિ ભરેલી અકસીર (ખાખ) નાખે તો તે કુંદન બની જાય છે, નહીં તો તે વિના સોનું થવું મુસ્કેલ અને દુર્લભ છે. તેજ પ્રમાણે કોઇ એમ ધારે કે મને સહેલાઇથી આત્મસિદ્ધિ અથવા વચનસિદ્ધિ થઇ જાય! પણ તે એકદમ થવું મુસ્કેલ છે; જેમ લુહાર લોઢાને દેવતામાં નાખી લાલચોળ કરી મેલ બાળી નાખી ચોખ્ખું બનાવી દે છે અને તે લોઢું બરાબર દેવતાનો રંગ અને રૂપ ગ્રહણ કરી, જો કે પોતે દેવતા નથી તો પણ દેવતાના ગુણ ધારણ કરી, દેવતા જેવું થઇ બાળવાને શક્તિવાન થાય છે, તેમ આત્મસિદ્ધિ અને વચનસિદ્ધિ સત્સંગ અને સંતનો સમાગમ થવાથી મળે છે, તેથી આત્મા શુદ્ધ થાય છે અને પછી છેવટે તેમાં સર્વ પ્રકારના ગુણનો ઉદય થાય છે.

જે પુરૂષોને બરાબર ધ્યાની* બની પરમેશ્વરનાં દર્શન કરી પરમેશ્વરને મળવું હોય તેમણે મોહ, માયા, લોભ, કામ વીગેરે દુર્ગુણોથી દૂર રહી, ખાવું પીવું નિમયસર કરી સંસારની, ન્યાત જાતની, વ્યવહારની તમામ ઉપાધિ દૂર કરી, ગુરૂનો સત્સંગ કરી તેની સેવા કરવી અને તેના હુકમમાં એવી રીતે રહેવું કે જેમ બળવાન પુરૂષનું મડદું સાધારણ બળવાળા જીવતા માણસના તાબામાં રહે છે, તેને માંચામાંથી પછાડી, ભોંય નાખી, રાશથી જકડીને વાંસડાથી બાંધી, લાકડાંમાં ખડકી, તેના શરીરને બાળી, ભસ્મ કરી નાખવામાં આવે છે તો પણ તે મડદું મોંઢામાંથી ચું કે ચેં કરતું નથી તેમ જે નર સહનશીલતાથી અને દ્રઢતાથી હુકમમાં રહી ગુરૂના તાબે રહે ત્યારે તે નર પરમેશ્વરને મળે અને તેમાં તેજનો પ્રકાશ જુએ, નહી તો તે વિના

* अमुंचन् प्राणनाशेऽपि संयमैकधुरीणताम्। परमप्यात्मवत्पश्यन् स्वस्वरूपापरिच्युतः ॥ उपतापमसंप्राप्तः शीतवातातपादिभिः। पिपासुरमरीकारी योगामृतरसायनम् ॥ रागादिभिरनाक्रांतं क्रोधादिभिरदूषितम्। आत्मारामं मनः कुर्वन् निर्लेपः सर्वकर्मसु ॥ विरतः कामभोगेभ्यः स्वशरीरेऽपि निःस्पृहः। संवेगह्रदनिर्मग्नः सर्वत्र समतां श्रयन् ॥ नरेंद्रे वा दरिद्रे वा तुल्यकल्याणकामनः। अमात्रकरुणापात्रं भवसौख्यपराङ्मुखः। सुमेरुरिव निष्कंप शशीवानंददायकः। समीर इव निःसंगःसुधीर्ध्याता प्रशस्यते ॥ અર્થઃ—પ્રાણ જાય તો પણ સંયમને છોડે નહીં, પોતાના આત્મસ્વરૂપથી નહીં ખસે અને બીજાને પણ પોતાની પેઠેજ સમજે, તથા તાઢ પવન અને તાપને પણ ગણતો નથી અને મોક્ષ કરનારા યોગરૂપી અમૃતના રસાયનને પીવાની ઈચ્છા રાખે છે, માયા રાગ આદિકથી નહીં લીંપાયેલા અને ક્રોધ વીગેરે વિષયોથી નહીં દૂષિત થયેલા આત્મસ્વરૂપ સમાન મનને કરે છે, તથા સર્વ કાર્યમાં નિર્લેપ હોય છે, કામભોગથી વિરક્ત હોય છે. પોતાના શરીરમાં પણ ઇચ્છા વિનાનો તથા વૈરાગ્યરૂપી સરોવરમાં નિમગ્ન થયેલો હોય છે; તથા સર્વ સ્થળે સમતા ધારણ કરે છે, રાજા અને રંકના કલ્યાણને તુલ્ય રીતે ઇચ્છે છે, સર્વ ઉપર કરૂણાવાળો તથા ભવના સુખથી વિરક્ત થયેલો હોય છે, મેરૂની પેઠે નિશ્ચલ, ચંદ્રની પેઠે આનંદ દેનારો પવનની પેઠે સંગ રહિત, તથા ઉત્તમ બુદ્ધિવાળો જે હોય છે તેજ ધ્યાન ધરનાર પ્રશંસાને પાત્ર ગણાય છે.

કદાપિ પણ કોઇ નુગરો, ધૂતારો, લોભીઓ, ઠગારો, સો વર્ષ સુધી માથું કૂટીને મરી જાય તો પણ તેનું કાંઇ વળવાનું નથી એ નિશ્ચયપૂર્વક સમજવું. આ વખતમાં કેટલાક દુષ્ટ, લોભીઆ, લાલચુ, ઠગારા, ધૂતારા અને કપટી લોકો એવા હોય છે કે કદાપિ કોઇને સાંભળે કે અમુક આદમી પરમેશ્વરની ભક્તિ કરે છે અને કાંઇક ઠીક છે તો લોભદૃષ્ટિથી તેની પાસે જાય છે, તેને કપટથી ભોળવી મોટા માને ચઢાવી તેની પાસે માગે કે મને કાંઇ બતાવો, એમ કહી તેના ગળે પડે છે, તેનો વખત ગુમાવે છે, તેનું ધ્યાન ચુકાવે છે, તેને દુઃખી કરે છે અને રીતસરની સેવા ચાકરી નહીં કરતાં કપટથી આવી રચના રચી તેને દુઃખ દે છે અને એવું ધારે કે તેની પાસે કાંઇ વસ્તુ હોય તો ઠગીને શીખી લઇએ. કોઇ એવા ઠગારા હોય છે કે આવીને ગુરૂના માથા પર પડતું મૂકે, આવીને ત્યાંજ અડંગો લગાવે અને કહે કે હું આપનું નામ સાંભળીને આવ્યો છું અને મહા દુઃખીયારો છું, મારી ઇચ્છા છે કે મને આપ કાંઇ બતાવો, એવી એવી વાતો કરી ગુરૂને ત્યાં ધામા નાખે, એટલે બિચારા ગુરૂને તેના રહેવાની, ઓઢવા પાથરવાની, ખાવાપીવાની સર્વ સ્હોઇ કરવી પડે; વળી કેટલાક દુષ્ટ પાપી ધૂતારા ગુરૂના મોં આગળજ ગુરૂનાં વખાણ કરે અને કદાપિ કોઇ વ્યસની હોય તો તે ગાંજો તમાકુ ભાંગ વીગેરે પી જાય, કંઇ ખાવાપીવાનું હોય તો તે ખાઇ જાય, પોતાનું કંઇ કામ કાજ હોય તે કરાવી જાય અને ત્યાંથી ઉઠી દૂર જઇ પાછી ગુરૂની નિંદા કરી તેનું ખોટું બોલે, માટે આવા દુષ્ટ લોકોથી સાવધ રહી સંત પુરૂષોએ અળગા રહેવું જોઇએ; એટલે છેવટે એ કપટી લોકો નિરાશ અને નિષ્ફળ નીવડી પાછા જાય. તે ઠગારાઓ પાપના ગાંસડા બાંધી નરકના અધિકારી થાય છે. જે કોઇ સાચા મનથી અને સાચા ભાવથી શ્રીગુરૂનો સત્સંગ કરીને ગુરૂની સેવા કરે છે તેને ગુરૂ દયા કરીને પરમાત્મા પરમેશ્વરનાં દર્શન કરાવે છે, નક્કી પરમેશ્વર છે, પણ અજ્ઞાની આંધળાને દેખાતો નથી. નુગરાને તો ગુરૂકૃપા વિના દેખાયજ નહીં. અરે ભાઇઓ! જેવી ફૂલમાં સુગંધી પ્રત્યક્ષ છે પણ દેખાતી નથી, જેવી પથરામાં આગ ચાંપી છે પણ દેખાતી નથી,

અને જેવો કાષ્ટમાં અગ્નિ પ્રગટ છે પણ દેખાતો નથી; પરંતુ જ્યારે તેનો કોઇ ઉસ્તાદ મળે છે અને પુષ્પને તોડી તેનો યંત્ર કરી અત્તર ખેંચે છે તો સુગંધી જણાઇ આવે છે, પથરાને ચકમકથી કૂટે છે તો તેમાંથી અગ્નિ નીકળે છે, અને કાષ્ટના બે કકડા ભેગા કરી તેનું મથન કરી વગડાના જંગલી લોકો આગ ઉત્પન્ન કરે છે, તેવી રીતે ગુરૂ જ્યારે સાચા સેવકને જ્ઞાન આપી તેના મનની મલિનતા દૂર કરી શુદ્ધ કરે છે અને તેને સંતોના રસ્તા મુજબ મહેનત કરાવે છે ત્યારે તેને પરમેશ્વરની પ્રાપ્તિ થાય છે અને પોતેજ પરમાત્મા બની જાય છે એમાં જરા પણ સંશય નથી.

પરમાત્માનો અંશ સર્વે વસ્તુમાં છે અને તેનાથી સર્વે વસ્તુનું શરીર બંધાયું છે; તે ન હોય તો શરીર હોયજ નહીં; મનુષ્ય તો પરમાત્મા છેજ; કદાપિ કોઇ સમજુ હોય અને પોતાના મનમાં વિચાર કરે કે "આ બોલે છે તે કોણ છે? સાંભળે છે તે કોણ છે? સમજે છે તે કોણ છે? અને દેખે છે તે કોણ છે?" એમ મનમાં વિચાર કરીને સમજે એજ પરમાત્મા છે, એજ હું છું, બીજું કોઇ નથી, કાન સાંભળતા નથી, આંખો દેખતી નથી, જીભ બોલતી નથી, આ શરીર સમજતું નથી, એ સર્વે નાશવંત અને જડ છે, તેનામાં ચેતન જુદો* છે. જ્યારે ચેતન તેમાંથી નીકળી જાય છે ત્યારે આ શરીર જે માટીનો ઢગલો છે તે પડી રહે છે, હાલતો નથી, ચાલતો નથી, બોલતો નથી, દેખતો નથી, સાંભળતો નથી; ત્યારે વિચાર કરવો જોઇએ કે આ સર્વ કામો કરનારો કોણ હતો. આવો માણસ વિચાર કરે ત્યારે તેને સમજ પડે કે જે હું કહેતો હતો અને જે પોતાને "હું છું" એવું સમજતો હતો તે ચાલ્યો ગયો; હવે આ જડ માટીનો ઢગલો ઠાલી પડી રહ્યો છે, એવા વિચાર કરવાથી જ્ઞાનની વૃદ્ધિ થાય અને પરમાત્માનો પ્રકાશ પોતાના ઘટમાં

---

* यदि देहं पृथक्कृत्य चिति विश्राम्य तिष्ठसि । अधुनैव सुखी शांतो बंधमुक्तो भविष्यसि ॥ અર્થઃ—જો દેહને પોતાના આત્માથી જુદો કરીશ અને ચૈતન્યરૂપ પરમાત્મામાં વિશ્રામ કરીને રહીશ તો તું હમણાંજ સુખી, શાંત, અને બંધનથી મુક્ત થઈશ.

થાય. કદાપિ કોઇ આવા પંથી અજ્ઞાની ગુરૂ કર્યાં વિના અને ગુરૂની સેવા કર્યા વિના કહે કે મને પરમેશ્વર દેખાડો, તો તે કેવળ મૂર્ખ છે, કેમકે ગુરૂનો સત્સંગ* કર્યા વિના એને જ્ઞાન ક્યાંથી આવે ! તે તો અજ્ઞાની પશુ બરાબર છે. જેમ કોઇ નાના ખાબોચીઆનો દેડકો પોતાના મનથી ખાડામાં દોડે અને વિચાર કરે કે મોટો સમુદ્ર આટલો મોટો હશે, એમ સમજીને રહે તેને મહા સમુદ્રની શી સમજ પડે કે સમુદ્ર કેવો અને કેટલો મોટો છે અને તેમાં શું શું વસ્તુઓ છે ? તેમ જે માણસ ગુરૂની સેવા અને સંતોનો સમાગમ કદી મહા જ્ઞાન મેળવ્યા શીવાય પોતાના અલ્પ જ્ઞાનની બરાબર જ્ઞાનીઓના મહા જ્ઞાન અને અનુભવની સરખામણી કરી પોતે પરમેશ્વરને જાણવાની ઇચ્છા રાખે તેના જેવો મૂર્ખ બીજો કોણ હોય ? તે અજ્ઞાની મૂઢ મૂર્ખ લોકોના કહેવાથી અને લોકોની દેખાદેખીથી પોતાના જડ શરીરને "હું" કહે છે અને તેનેજ "હું" સમજે છે; અને કદાપિ કોઇ તે મૂર્ખ મૂઢને પૂછે કે "તું ક્યાં છે ?" ત્યારે તે પોતાની છાતી ઠોકીને કહે છે કે "આ હું છું." અને જ્યારે બીજો આદમી તેના શરીરના ભાગ ઉપર આંગળી મુકી પૂછે કે "આ શું છે ?" ત્યારે તે સર્વ શરીરની ઇન્દ્રિયો તથા શરીરના સર્વ ભાગને જુદાં જુદાં નામ લઇને બતાવે છે પણ કોઇ ઠેકાણે "હું" બતાવી શકતો નથી ત્યારે તે મૂર્ખ બીજાને કહે કે મને વગર મહેનતે પરમેશ્વર બતાવો તે કેમ થઇ શકે ? પરમેશ્વર સત્ છે, પ્રકટ છે, પણ અજ્ઞાનીના તથા

---

* तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया । उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्वदर्शिनः ॥ અર્થઃ—સદ્ગુરૂની પાસે જઇ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને તથા આત્મા કોણ ? પરમાત્મા કોણ ? બંધ શું ? મોક્ષ શું ? હું કોણ ? વીગેરે પ્રશ્નો પૂછીને તથા તેમની સેવા કરીને પ્રસન્ન કરેલા ગુરૂ પાસેથી પરમાત્માના જ્ઞાનને જાણ, એટલે એ જ્ઞાની તથા તત્વદર્શી ગુરૂ પરમાત્માના જ્ઞાનનો ઉપદેશ કરશે. तस्माद् गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् । शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥ અર્થાત્—ઉત્તમ કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે સંશય ટાળનાર અને શિષ્યને દૃઢ સમજાવનાર શાંતિવાળા બ્રહ્મનિષ્ઠ ગુરૂને શરણે જવું.

નાસ્તિક આપા પંથીના ઘટમાં અંધારૂં છે તેથી તેમને દેખાતો નથી અને એમ જાણે છે કે જે હું સમજું છું તેજ ખરૂં છે, પણ તેમ નથી. એવું સમજવું જોઈએ કે મારાથી પહેલાં હજારો વિદ્યાવાળા જ્ઞાની સંત મહાત્મા સિદ્ધિવાળા શક્તિવાળા મોટા મોટા લોકો થઈ ગયા છે અને તે સર્વે કહી ગયા છે કે પરમેશ્વર સત્ છે, ત્યારે તે સર્વેથી હું મોટો ક્યાંથી થયો અને સર્વેથી મારા એકલાની બુદ્ધિ ક્યાંથી વધારે થઈ ગઈ કે હું કોઈની વાત માનતોજ નથી? માટે સમજવું જોઈએ કે મારામાંજ કાંઈક બગાડ છે જ, માટે મને સમજાતું નથી, કેમકે જેવી રીતે જ્યારે કોઈની આંખમાં કમળાનો રોગ હોય છે ત્યારે તે સર્વે વસ્તુ પીળી દેખે છે, પણ ખરૂં જોતાં તે સર્વે વસ્તુઓ પીળી નથી પણ આંખમાંજ બગાડ છે તેથી તેને સર્વે વસ્તુ પીળી ભાસે છે. એવી રીતે અજ્ઞાનીના ઘટમાં અંધારૂં છે તેથી તેને પરમાત્માની સમજ પડતી નથી. તે મૂઢ મૂર્ખ એવું નથી જાણતો કે લાખ્ખો માણસો પરમેશ્વરને માને છે અને હું એકલો નથી માનતો માટે મારા અંદરજ કાંઈ બગાડ છે. આવા માણસને શી રીતે કોઈ સમજાવી શકે? જેમ આંધળા આગળ આરશી મુકવી અને બહેરાના આગળ શંખ વગાડવો એવી અજ્ઞાની આપા પંથી અને નાસ્તિક મતવાળાની આગળ આ શીખામણ છે, માટે જાણવું જોઈએ કે પરમેશ્વર છે, સત્ છે, તે કોઈનો બનાવેલો નથી; તે છે છે ને છેજ. તે પરમેશ્વરે અગમથી બ્રહ્મરૂપ નૂર પ્રકટ કર્યું અને તેના બે ભાગ થયા. એક ભાગથી અગ્નિ* પ્રકટ

---

* तस्मादात्मन आकाशस्सम्भूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः । अद्भ्यः पृथिवी । तानि पंचतन्मात्राणि त्रिगुणानि भवन्ति । स्रष्टुकामो जगद्योनिस्तमोगुणमधिष्ठाय सूक्ष्मतन्मात्राणि भूतानि स्थूलीकर्तुं सोऽकामयत ॥ सृष्टेः परिमितानि भूतान्येकमेकं द्विधा विधाय पुनश्चतुर्धा कृत्वा स्वस्वेतरार्द्धतीयांशे पंचधा संयोज्य पंचीकृतभूतैरनन्तकोटिब्रह्मांडानि तत्तदंडोचितचतुर्दश भुवनानि तत्तद्भुवनोचितगोलकस्थूलशरीराण्यसृजत् ॥

ભાવાર્થઃ—તે આત્માથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, અને જળથી પૃથ્વી ઉત્પન્ન થઈ. તેઓ પાંચ તન્માત્રાઓ ત્રણ ત્રણ ગુણોયુક્ત છે. સૃજવાની ઇચ્છાવાળા જગતના કારણરૂપ

કર્યો, અગ્નિથી પવન થયો, પવનથી પાણી થયું અને પાણીથી પૃથ્વીની ઉત્પત્તિ થઈ અને તેજ તો તેમાં છેજ. પછી પાંચ તત્વથી મનુષ્યનું શરીર બનાવ્યું જેને આદમ કહેવામાં આવે છે અને તે શરીરમાં નૂરનો બીજો ભાગ જે બ્રહ્મનો હતો તેને આત્મારૂપી બનાવીને તે આદમના પુતળામાં મુક્યો; પછી એજ મનુષ્યથી આ અનેક મનુષ્ય થયા. જેમ એક બીજથી અનેક બીજ પેદા થાય છે અને પહેલું બીજ જણાતું નથી એમ એક બ્રહ્મથી આ સર્વે સૃષ્ટિ રચાઈ છે અને તે બ્રહ્મ દેખવામાં આવતો નથી, તેમ પાંચ તત્વથી સર્વે લીલા, માયા અને સૃષ્ટિ રચાઈ છે. મનુષ્ય પણ એજ પાંચ તત્વનું પુતળું છે અને તેમાં ચેતન પરમાત્મા રમી રહ્યો છે, તે આત્માનો શોધ કરવો જોઈએ તે માટે ધ્યાન, સમાધિ અને ભજન કરવાના રસ્તા કર્યા છે તે ગુરૂ સમાગમ કરીને સમજવા જોઈએ; ગુરૂ પાસે રહી તેની સિદ્ધિ કરવી જોઈએ ત્યારેજ કામ સિદ્ધ થાય.

મનુષ્યનો પિંડ આ પાંચ તત્વથી બંધાયો છે અને તેમાં શ્રેષ્ઠ આત્મા છે તેનું સિદ્ધાંત કરવું જોઈએ. શરીર નાશવંત છે, શરીર જડ છે, અને આત્મા ચેતન અને અખંડ અમર છે, માટે તે આત્માની શુદ્ધિ કરવી જોઈએ. આ પાંચ તત્વના પચીસ ગુણ છે. પૃથ્વીના ગુણઃ– હાડકાં, માંસ, ચામડી, રંગ અને વાળ. પાણીના ગુણઃ– વીર્ય,

---

પરમેશ્વરને તમોગુણનાં અધિષ્ઠાન થઈ સૂક્ષ્મ પંચમહાભૂતોને સ્થૂલ કરવાની ઈચ્છા થઈ, સૃષ્ટિ માટે નિર્માણ કરેલા પંચભૂતોને એક એકના બબે ભાગ કરી તેમાંના એક એક ભાગને રહેવા દઈ બીજા એક એક ભાગના ચાર ચાર ભાગ કરીને પોતપોતાના ભાગથી જુદા જુદા બીજા ભાગ સાથે જોડીને એક એક ભૂતમાં પાંચે ભૂતના ભાગ આવે તેમ પંચીકૃત (સ્થૂલ) ભૂતો કરી તે વડે અનંતકોટી બ્રહ્માંડો, તે તે બ્રહ્માંડોને ઉચિત તેઓમાં ચૌદ ચૌદ જીવનોને ઉચિત સ્થાનકો અને સ્થૂલ શરીરને ઈશ્વરે સુજાવ્યાં.

* ईशःपंचीकृतमहाभूतलेशानादाय व्यष्टिसमष्ट्यात्मकस्थूलशरीराणि यथाक्रममकरोत् कपालचर्मान्त्रास्थिमांसनखानि पृथिव्यंशाः । रक्तमूत्रलालास्वेदादिकाम्बंशाः क्षुत्तृष्णोष्णमोहमैथुनाद्या अ यंशाः । प्रचारणोत्तारणश्वासादिका वाय्वंशाः कामक्रोधादयो व्योमांशाः ॥ અર્થાત્–ઈશ્વરે પંચી-

મૂત્ર, થુંક, પરસેવો અને લોહી. વાયુના ગુણઃ– ચાલવું, દોડવું, પાછું વળવું, લાંબુ થવું અને ટુંકું થવું. અગ્નિના ગુણઃ– ભુખ, તરસ, આળસ, ઉંઘ, અને રૂપ. આકાશના ગુણઃ– કામ, ક્રોધ, શોક, મોહ, અને ભય. એ પાંચ તત્વના પાંચ પાંચ મળી એકંદર પચીસ ગુણ છે.

સમાધિ ભજનમાં સ્વરોદયજ્ઞાનનું પણ કામ પડે છે, તેથી કાર્ય વહેલું સિદ્ધ થાય છે, માટે અહીંઆં થોડું વિવેચન કર્યું છે. સ્વરોદયજ્ઞાનનું પણ સાધન કરવાથી તે સિદ્ધ થાય છે, તેના રસ્તા પ્રમાણે ખાવું પીવું વીગેરે, જુઠ તરકટ કપટથી દૂર રહેવું, અને નિશ્ચિંતપણે રહેવું, બેસવું ઉઠવું, વીગેરે સાધારણ રીતે કરવું એ રીતના રસ્તા પ્રમાણે કરવાથી તે બરાબર થાય છે. નહીં તો તેની ચાલ, વર્ણ, અને પ્રમાણ બદલાઈ જાય છે. દોડવાથી, મહેનત કરવાથી વીગેરે એવાં કારણોથી પણ બદલાઈ જાય છે. તે સર્વે અહીંઆં લખવાની જરૂર નથી. થોડું જરૂર પુરતું લખ્યું છે.

આ શરીરમાં ત્રણ નાડીઓ*છે. એક ઈંગલા ( ઈડા ) બીજી

---

ક્ત મહાભૂતોના અંશોને ગ્રહણ કરીને વ્યષ્ટિ સમષ્ટિરૂપ સ્થૂળ શરીરને યથાક્રમે બનાવ્યું. નાડી, ચામડી, આંતરડાં, હાડકાં, માંસ, નખો એ પૃથ્વીના અંશો છે. લોહી, મૂત્ર, લાળ, પરસેવો વીગેરે પાણીના અંશો છે. ક્ષુધા, તૃષા, ઉષ્ણ, મૈથુન, મોહ વીગેરે અગ્નિના અંશો છે. પ્રસારણ, સંકુચન, શ્વાસ વીગેરે વાયુના અંશો છે અને કામ ક્રોધાદિક આકાશના અંશો છે.

* इडा च पिंगला चैव सुषुम्णा चेति नाडिकाः । शशिसूर्यशिवस्थानं वामदक्षिणमध्यगा ॥ पीयूषमिव वर्षन्ति सर्वगात्रेषु सर्वदा । वामामृतमयानाडी सम्मताभीष्टसूचिका ॥ वहंत्यनिष्टशंसित्री संहंत्री दक्षिणा पुनः । सुषुम्णा तु भवेत्सिद्धिर्निर्वाणफलकारणम् ॥ અર્થાત્—ઈડા ડાબી બાજુની નાડી છે અને તેનું સ્થાન ચંદ્ર છે, પિંગલા જમણી બાજુની નાડી છે અને તેનું સ્થાન સૂર્ય છે, અને મધ્યમાં રહેલી સુષુમ્ણા નાડીનું સ્થાન શિવ છે. હમેશાં સર્વે ગાત્રોમાં અમૃતનીજ વૃષ્ટિ કરનારી ડાબી બાજુની અમૃતમય ઈડા નાડી શુભને સૂચવનારી કહેલી છે, જમણી પિંગળા નાડી અનિષ્ટ સૂચવનારી ગણાય છે અને સુષુમ્ણા નાડી સિદ્ધિ અને મોક્ષના ફળના કારણરૂપ ગણેલી છે

પિંગલા અને ત્રીજી સુખમણા (સુષુમ્ણા). તેમાં પિંગલા જમણી નાડી છે તેને સૂર્ય નાડી કહે છે. તે ગરમ છે અને ચલ કાર્ય માટે શુદ્ધ છે, જ્યારે પિંગલા નાડીમાં શ્વાસ આવે છે ત્યારે નાકના જમણા નસકોરામાંથી વાયુ ચાલે છે. ઇંગિલા ડાબી નાડી છે, તે ઠંડી છે અને તેને ચંદ્ર નાડી કહે છે, જ્યારે ઇંગલા નાડીમાં શ્વાસ આવે છે ત્યારે ડાબા નસકોરામાંથી વાયુ ચાલે છે, તે સ્થિર કામના માટે શુદ્ધ છે. અને સુખમણા મધ્યની નાડી છે, તે બંને નાડીઓ વચ્ચેની નાડી છે, તેને બ્રહ્મરૂપ કહે છે, જ્યારે સુખમણા નાડીમાં શ્વાસ આવે છે ત્યારે નાકના બંને નસકોરામાંથી વાયુ ચાલે છે. આ ત્રણે નાડીઓની જડ નાભિમાં છે. વળી સુખમણાની જડ ઈંદ્રિમાં છે અને તેની ટોક માથાના વચમાં તાળવામાં છે જેને દશમો દ્વાર કહે છે, અને ઇંગલા પિંગલા એ બે નાડીઓ સુખમણાના બે તરફની બે ડાળીઓ છે. શ્વાસના ઉપડતાં અને બેસતાં જે શબ્દ થાય છે તે સોહંગ ( સોહં ) અને ઓહંગ ( ઓમ્ ૐ ) કહેવાય છે; તેનો અર્થ "તે હું છું" એવો થાય છે. તેને અજંપાજાપ પણ કહે છે, પ્રાણવાયુ પણ કહે છે અને તેનાથીજ જીંદગી છે. મુસલમાન લોકો તેને "પાસ અનફાસ" કહે છે અને તેના શબ્દ જે દમ ઉઠતાં બેસતાં થાય છે તેને "હુ હુ" કહે છે, તેનો અર્થ પણ "હુંજ છું" એમ થાય છે. શ્વાસ રોકીને ધ્યાન કરવાને "હબ્સ દમ" કહે છે તેથી જલદી ફાયદો થાય છે પણ તે બહુ કઠણ છે. ઉપર બતાવેલી ત્રણ નાડીઓમાં ચંદ્ર સૂર્યની બે નાડી મધ્યે પાંચ તત્વના સુરો ચાલે છે, અને તે પોત પોતાના વારા પ્રમાણે ચાલે છે. આકાશતત્વ નાકના માંહે ચાલે છે, એક અથવા બે આંગળ ચાલે છે પણ તદન બેમાલમ ચાલે છે, તેનો રંગ કાળો એટલે ધૂમાડા જેવો ભૂરો આશમાની જેવો છે, તેનો સ્વાદ સારો નથી, બેમજાહ છે, ઉતાવળો ચાલે છે, નાકના માંહેના છિદ્રમાં ચાલે છે, કદી ગરમ અને કદી ઠંડો હોય છે, તેમાં સુન છે, એ ઘણો ખોટો છે માટે તેના વખતમાં કાંઇ થાય નહીં, તે મોતની વખતે ચાલે છે; સુખમણામાં બે નસકોરામાંથી દમ ચાલે છે ત્યારે કાંઈ પણ કામ કરવું જોઇએ નહીં, કેમકે કામ સિદ્ધ થતું નથી અને તે નુકશાનકારક છે પણ તે

વખતમાં સમાધિ ધ્યાન કરવું, હબ્સ અટલે દમ કરવો એટલે શ્વાસ બંધ કરવો, ધ્યાન કરવું, સુનમાં સુરતા લગાવી ભજન વીગેરે કરવું એ સારૂં છે. અગ્નિતત્વ ચાર આંગળ ચાલે છે, તે ઉપરની તરફ ચાલે છે, તેનો રંગ લાલ છે, વળી તે ઉતાવળો ચાલે છે, તેનો સ્વાદ તીખો છે, તેનો સ્વર કમ છે, તે ખોટો છે, સારો નથી. વાયુતત્વ આઠ આંગળ ચાલે છે, તેનો રંગ નીલો એટલે ભૂરો હોય છે, તે વાંકો ચાલે છે, તેનો સ્વાદ ખાટો છે, તે ધીરો ચાલે છે, તે થોડો છે, કદી ગરમ અને કદી ઠંડો છે, તે સારો છે પણ સાધારણ છે. જળતત્વ બાર આંગળ ચાલે છે, તેનો રંગ સફેદ છે, તેનો સ્વાદ ફીકો છે, તે નીચે ચાલે છે, થોડો ઉતાવળો ચાલે છે, ઠંડો છે અને તે થોડો સારો છે. પૃથ્વીતત્વ સોળ આંગળ ચાલે છે, તેનો સ્વાદ મીઠો છે, તેનો રંગ પીળો હોય છે, તે સામો ચાલે છે, અને ધીમે ધીમે ચાલે છે, થોડો ઠંડો અને થોડો ગરમ છે, બહુ સારો છે કાન, નાક, આંખ અને મોં, બે હાથની આંગળીઓથી બંધ કરીને બેસે તો તત્વોના રંગ અભ્યાસવાળાને જણાય છે, આંખોથી પણ તેનો રંગ જણાય છે તથા તેની ચાલથી અને મોંના સ્વાદથી પણ જણાય છે. અગ્નિતત્વનો સ્વાદ તીખો છે, આકાશનો સ્વાદ બેમજાહ છે, વાયુનો સ્વાદ ખાટો છે, જળનો સ્વાદ ફીકો છે અને પૃથ્વીનો સ્વાદ મીઠો છે, પણ તે સર્વ સ્વાદ અભ્યાસવાળાને જણાય છે.

જેમ સમાધિમાં સ્વરોદયનું કામ પડે છે તેમ ધ્યાનમાં સુરતીનું કામ પડે છે માટે તે વિષે થોડું લખવામાં આવે છે સુરતીનો સ્વભાવ એવો છે કે કદાપિ કોઈ પણ માણસ કોઇ વસ્તુના તરફ ધ્યાન કરીને તેના ઉપર બરાબર સુરતી લગાવે અને સુરતીને ત્યાંથી ડગવા નહી દે અને તેના ઉપર ઘણી વાર સુધી જે વસ્તુનું ધ્યાન કરે તો પોતે તે વસ્તુ થઈ જાય છે, અને પોતાનું ભાન ભુલી જાય છે; એ રીતે સુરતીનો ગુણ છે. ત્યારે મનુષ્યને જરૂર લાજમ છે કે તે પોતાના આત્માનુંજ ધ્યાન કરીને તેમાંજ સુરતી રાખે અને તેમાં લીન થઇ જાય, અને પોતાને ભુલી જાય તો આત્મસિદ્ધિની તેને પ્રાપ્તિ થાય અને તે પોતેજ આત્મસ્વરૂપ બની જાય એટલે સર્વ સિદ્ધિઓ તેને પ્રાપ્ત થાય; અગર

કોઇ એક કલાક બરાબર એમાં લીન રહે અને પોતાને ભુલી જાય તો તેને આત્માનું તેજ વીગેરે ઘણા ચમત્કારો દેખાય; આ આત્મસિદ્ધિનું પહેલું પગથીઉં છે; એવી સ્થિતિવાળા મનુષ્યને "ઑલીઆ" કહેવામાં આવે છે. બે કલાક સુધી ઉપર પ્રમાણે રહે તો તેથી વધારે સિદ્ધિ થાય, અને જેમ જેમ એક એક કલાક વધતો જાય તેમ તેમ સિદ્ધિ અને કરામત વધતી જાય, આજ માર્ગ સંતોનો છે, માટે સર્વ સમાધિઓ તથા ધ્યાન એ ભજનના માર્ગ કાઢ્યા છે તે માટે જે કોઇ સુરતીનું સાધન કરે તેનું કાર્ય જરૂર સિદ્ધ થાય. માટે સુરતીનું સાધન મેળવવા મનને પુરેપુરૂં કષ્ટ આપી સ્થિર રાખવાનું છે; મન ગમે ત્યાં ભટક્યા કરે અને ઉપરથી ધ્યાનનો મોટો આડંબર દેખાય તેથી કાંઇ વળે નહીં અને કાર્યસિદ્ધિ થાય નહીં માટે ધ્યાનમાં સુરતીની ખાસ જરૂર છે. જેમ નટડી દોરડા ઉપર ચાલે છે ત્યારે તેની સુરતી ખાસ દોરડા ઉપરજ હોય છે, અને જેમ પાણીઆરી પાણીનું બેડું માથા ઉપર લઈ બેડા સાથે એક ધ્યાન રાખી ચાલે છે, વળી જેમ બિલાડી ઉંદર તરફ એકી નજરે શિકાર માટે જોઈ રહે છે, અને જેમ બંદુક ફોડનાર પોતાનો શ્વાસ રોકી ધીરજથી નિશાન સાથે મખ્ખી, દિદવાન અને પોતાની નજર જોડી દઇ નિશાન તાકે છે તેજ પ્રમાણે જો એક સુરતી લગાડી મનનાં વ્હેમ અને ભ્રમણાઓ દૂર કરી એકાગ્રતાથી ધ્યાન કરવામાં આવે અને આ શરીરમાં હુંજ છું, અને સર્વ ક્રિયા કરનાર હું પોતેજ છું એવું સમજી ધ્યાન કરાય તો જરૂર આત્મજ્ઞાનની સિદ્ધિ પ્રાપ્ત થાય અને છેવટે મોક્ષપદ પમાય, સુરતીમાં આટલી બધી શક્તિ રહેલી છે. એક જગોએ કહ્યું છે કે કુંઝ પક્ષી સમુદ્ર કિનારે ઈંડાં મુકી જુવારની કાપણી વખતે ગુજરાતમાં આવે છે, તે જનાવર સારસ પક્ષી જેવડું મોટું હોય છે, થોડા વખત સુધી ગુજરાતમાં રહી ચારો ચરે છે પણ તેનું ધ્યાન સમુદ્ર કિનારે મુકેલાં પોતાનાં ઇંડાં તરફ ખેંચાયેલું હોય છે અને તે ધ્યાનના બળથી ગુજરાતમાં રહી પોતાનાં ઇંડાંનું સેવન કરે છે અને ત્યાં બચ્ચાં પેદા થાય છે, આવી સુરતીની મહાન ગહન શક્તિ છે! માટે ભાઇઓ! ઉપરની તમામ હકીકત ધ્યાનમાં લઇ એક ધ્યાન રાખી ભક્તિ અગર ભજન

કરવાથી ફાયદો થાય છે. પણ જો ગુરૂ કરીને ભક્તિ કરવામાં આવે તો તમામ ક્રિયાઓ જલદી સિદ્ધ થાય છે.

સર્વે શાસ્ત્રવાળા, તમામ સંત સાધુ પુરૂષો અને મહા યોગીઓ પોતાના યોગના અનુભવ ઉપરથી કહી ગયા છે કે યોગથી* સર્વે રોગ નાશ થાય છે, દેહ શુદ્ધ થાય છે અને ધ્યાનમાં તમામ આત્મસિદ્ધિનાં કામો સફળ થાય છે, માટે આ ઠેકાણે યોગના આઠ અંગની કેટલીક હકીકત આપવાની જરૂર છે. યોગનાં આઠ અંગ છે–૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, અને ૮ સમાધિ. આ આઠે અંગો કેવા પ્રકારનાં છે તે નીચે પ્રમાણે ટુંકામાં સમજાવવામાં આવે છેઃ—

યમ† એટલે તમામ ઈંદ્રિયોને સ્વાધીન કરી અંતઃકરણમાં સ્થિર થવું; એટલે કે કોઇપણ પ્રાણીને દુઃખ ન દેવું, સત્ય બોલવું, ચોરી કરવી નહીં, બ્રહ્મચર્ય પાળવું, સર્વે ઉપર દયા રાખવી, કોઈને તિરસ્કાર કે ધિક્કાર કરવો નહીં, મનમાં ક્ષમા રાખી શત્રુનો ગુન્હો માફ કરવો,

* योगः सर्वविपद्वल्ली विताने परशुः शितः । अमूलमंत्रतंत्रं कार्मणं च निर्वृतिश्रियः ॥ भूयांसोऽपि हि पाप्मानः प्रलयं यांति यागतः । चडवाताद् घनघना घनाघनघटा इव ॥ क्षिणोति योगः पापानि चिरकालार्जितान्यपि । प्रचितानि यथैधांसि क्षणादेवाशुशुक्षणिः ॥ અર્થઃ– યોગ સઘળી આપદાઓ રૂપી વેલાના સમૂહને કાપી નાખવાને તીક્ષ્ણ ધારવાળા કુહાડા સમાન છે તથા મોક્ષરૂપી લક્ષ્મીનું, મૂળ વિનાના મંત્રતત્રવાળું કામણરૂપ છે ? જેમ ચંડ પવનથી ઘટ વાદળનું દાવાદળ નાશ પામે છે તેમ યોગથી ઘણાં પાપો નાશ પામે છે; જેમ ઘણા કાળથી એકઠાં કરેલાં લાકડાંને ક્ષણવારમાં સળગેલો અગ્નિ નાશ કરે છે તેવી રીતે યોગ પણ ઘણા કાળથી એકઠાં થયેલાં પાપોનો નાશ કરે છે.

† सर्वं ब्रह्मेति विज्ञानादिंद्रियग्रामसंयमः । यमोयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥ અર્થઃ—તમામ જગત્ બ્રહ્મ છે એવો દૃઢ નિશ્ચય કરી સર્વે ઇંદ્રિઓને સ્વાધીન કરી હૃદયમાં સ્થિર થવું તેનું નામ યમ કહેવાય છે. अहिंसा सत्यमस्तेयं ब्रह्मचर्यं क्षमा धृतिः । दयार्जवं मिताहारः शौचं चैव यमा दश ॥ અર્થઃ—યમના દસ પ્રકાર છેઃ–અહિંસા, સત્ય, ચોરી નહીં કરવી, બ્રહ્મચર્ય, ક્ષમા ધૃતિ, દયા; આર્જવ, મિતાહાર, અને શૌચ.

કદાપિ અજાણતાં અશુભ કામ થઇ જાય તો પશ્ચાતાપ કરી ઇશ્વરનું ધ્યાન ધરવું, સૂક્ષ્મ આહાર કરવો અને પવિત્ર અને શુદ્ધ રહેવું.

નિયમ એટલે મન સાથે અમુક પ્રકારનો કોલકરાર કરવો અને તે પ્રમાણે ચાલવું તે; અર્થાત્ બુદ્ધિ અને વિચાર સારા રાખવા અને સારા કામમાં તેમનો ઉપયોગ કરવો; કાન, શરીર, ત્વચા, આંખો, નાક, જીભ, હાથ, પગ, મોં, એ સર્વેને શુભ માર્ગમાં દોરી સારા કામમાં ઉપયોગ કરવો. ખાવા પીવા પહેરવા ઓઢવામાં ઓછું મન રાખી પરિગ્રહ કમી રાખવો; લોભ નહીં કરતાં સંતોષથી રહેવું, યથાશક્તિ પુન્યદાન કરવું, સંતપુરૂષોનો સમાગમ કરવો, દુર્જનથી દૂર રહેવું, યથાશક્તિ તપ કરવું, ભક્તિ કરવી, નિંદા કરવી નહીં, ગુરૂ ઉપર ભાવ રાખવો, પ્રપંચ કરવો નહીં.

આસન એટલે સમાધિ તથા ધ્યાન કરતી વખતે શરીરના અવયવોને અમુક રીતે ગોઠવીને બેસવું તે. આસનના મુખ્ય ચોરાશી પ્રકાર છે તેમાં સમાધિ અને ધ્યાન માટે પદ્માસન, સિદ્ધાસન અને વજ્રાસન એ આસનોને ઘણાંજ શ્રેષ્ઠ ગણેલાં છે. પદ્માસનની રીત એવી છે કે જમણા પગને ડાબા પગની સાથળ ઉપર મુકવો અને ડાબા પગને જમણા પગની સાથળ ઉપર મુકવો, અને માથાને નમવા ન દેતાં કમર સીધી ટટાર રાખવી અને બંને હાથોની આંગળીઓ સાથળો ઉપર પેટની તરફ રહે એવી રીતે ગોઠવવી. સિદ્ધાસનની રીત એવી છે કે પદ્માસન પ્રમાણે બેસવું અને બંને હાથને પીઠ પાછળ ફેરવીને જમણા હાથથી જમણા હાથનો અંગુઠો પકડવો અને ડાબા હાથથી ડાબા હાથનો અંગુઠો પકડવો. વજ્રૂસનની રીત એવી છે કે જમણા પગની એડી ઉપર ગુદાનો ભાગ દબાવવો અને ડાબા પગની એડી ઉપર લિંગનો ભાગ દબાવવો અને શરીર તથા મનને સ્થિર રાખી તીરખુટીમાં ( ત્રિપુટીમાં ) ધ્યાન રાખવું.

પ્રાણાયામ[1] એટલે શરીરમાં રહેલા શ્વાસને અમુક વિધિથી રોકવો,

---

[1] प्राणायामो गतिच्छेदः श्वासप्रश्वासयोर्मतः । रेचकः पूरकश्चैव कुंभकश्चेति सत्रिधा ॥ અર્થ:—શ્વાસ અને ઉચ્છ્વાસની ગતિને રોકવી તેનું નામ પ્રાણાયામ; અને રેચક પૂરક અને કુંભક એવા તેના ત્રણ ભેદ છે.

અંદર રાખવો અને બહાર કાઢવો. તે ઉપરથી પ્રાણાયામના ત્રણ ભેદ કરેલા છે— ૧ રેચક, ૨ પૂરક, અને ૩ કુંભક. રેચક[1] એટલે હળવે હળવે શ્વાસ બહાર કાઢવો, પુરક[2] એટલે શ્વાસને અંદર ખેંચવો, અને કુંભક[3] એટલે મસ્તકમાં શ્વાસને રોકી રાખવો. પ્રાણાયામ કરવાથી હજારો ફાયદા થાય છે. જેવી રીતે ઘી ખાવાથી શરીરમાં શક્તિ આવે છે એવી રીતે પ્રાણાયામ કરવાથી લોહી સાફ થઇ તંદુરસ્તી આવે છે, રોગ દૂર થાય છે, આંખોનું તેજ વધે છે, શરીર મજબૂત થાય છે, બુદ્ધિ અને ઉમ્મર વધે છે. જેવી રીતે સોનું દેવતાથી સાફ થાય છે તેવી રીતે પ્રાણાયામથી શરીર સાફ ને પવિત્ર થાય છે, ચિત્ત એકાગ્ર થાય છે, અને તેથી પોતાની જાતને જાણી શકાય છે, સર્વે વસ્તુમાં એક આત્મા જણાય છે, અને બ્રહ્મસ્વરૂપ જણાય છે, ભૂત વર્તમાન અને ભવિષ્ય એ રીતે ત્રણ કાળનું જ્ઞાન થાય છે, અને પરમાત્માના સ્વરૂપમાં સમાધિ થાય છે, પાપો બળીને ભસ્મ થઇ જાય છે. પ્રાણાયામ કરતી વખતે શરીરમાં જે પ્રાણવાયુને રોકવામાં આવે છે તે પ્રાણવાયુના દશ પ્રકાર છે– ૧ પ્રાણ, ૨ અપાન, ૩ સમાન, ૪ ઉદાન, ૫ વ્યાન, ૬ નાગ, ૭ કૃકલ, ૮ દેવદત્ત, ૯ કૂર્મ, અને ૧૦ ધનંજય. પ્રાણ[4] વાયુ એ સર્વ વાયુઓની કુંચી છે, તેનું સ્થાન માણસના

---

૧ यत्कोष्टादतियत्नेन नासाब्रह्मपुराननैः । बहि प्रक्षेपण वायोः स रेचक इति स्मृतः ॥ અર્થઃ—બહુજ યત્નથી નાસિકા બ્રહ્મપુરરંધ્ર અને મુખથી પેટમાંથી શ્વાસને બહાર કાઢવો તેને રેચક પ્રાણાયામ કહે છે.

૨–૩ समाकृष्य यदापानात् पूरणं स तु पूरकः । नाभिपद्मे स्थिरीकृत्य रोधनं स तु कुंभकः ॥ અર્થઃ—બહારના વાયુનું આકર્ષણ કરી એટલે કે બહારના વાયુને ખેંચીને અપાન દ્વાર સુધી પેટમાં ભરવો તેને પૂરક પ્રાણાયામ કહે છે, અને વાયુને નાભિકમળમાં સ્થિર રોકી રાખવો તેને કુંભક પ્રાણાયામ કહે છે.

૪ प्राणो नासाग्रहृन्नाभि पादांगुष्ठांतगो हरित् । गमागमप्रयोगेन तज्जयो धारणेन वा ॥ અર્થઃ—પ્રાણવાયુ નાસિકાના અગ્રભાગ પર હૃદયમાં, નાભિમાં તથા પગના અંગુઠાના અગ્રભાગ પર હોય છે અને તે હરિત વર્ણનો હોય છે, અને આવવા જવાના પ્રયોગથી અથવા ધારણ કરવાથી તેનો જય થાય છે.

હૃદયમાં છે, તેનો દેવતા સૂર્ય અથવા વિષ્ણુ છે, અને તેનો રંગ લીલો છે. અપાન[1] વાયુનું સ્થાન ગુદા છે, તેનો દેવતા ગણપતી છે અને તેનો રંગ કાળો છે. સમાન[2] વાયુનું સ્થાન નાભિ છે, તેનો રંગ ધોળો છે, તેનો દેવતા સરસ્વતી છે, અને તેનું કામ સર્વ નસોને રસ આપવાનું છે. ઉદાન[3] વાયુનું સ્થાન કંઠથી તે મસ્તકના તાળવા સુધી છે. તેનો દેવતા ચંદ્ર છે, વેદાંતી તેનો દેવતા ઇંદ્ર કહે છે અને તેનું કામ તાળવામાંથી અમૃત લઇને સમાન વાયુને પહોંચાડવાનું છે, અને તેનો રંગ લાલ છે. વ્યાન[4] વાયુનું સ્થાન શરીરની ચામડી છે, તેનો દેવતા પવન છે, વેદાંતી તેનો દેવતા આકાશ કહે છે, અને તેનો રંગ ઇંદ્રિધનુષના જેવો છે. નાગવાયુનું ઠેકાણું ગળામાં છે. તેનો દેવતા શેષનાગ છે, તેનું કામ ઓડકાર તથા ઉલટી લાવવાનું છે. કૃકલ વાયુનું સ્થાન પેટમાં છે એટલે કે ધ્યાન કરવાની જગોએ રહે છે, તેનો દેવતા અગ્નિ છે,

---

૧ अपान: कृष्णरुगमन्या पृष्टपृष्टांतपार्ष्णिग: । जेय: स्वस्थानयोगेन रेचनात्पूरणान्मुहु: ॥ અર્થઃ-અપાન વાયુ કાળા રંગનો હોય છે તથા તે ગળાની પાછળની નાડિઓમાં, ગુદામાં તથા પગના પાછળના ભાગમાં હોય છે અને તે પોતાના સ્થાનના યોગથી રેચક અને પૂરકથી વારંવાર જીતી શકાય છે.

૨ शुक्र: समानोहृन्नाभि सर्वसंधिष्ववस्थित: । जेय: स्वस्थानयोगेन सकृद्रेचनपूरणात् ॥ અર્થઃ-સમાનવાયુ સફેદ રંગનો હોય છે, તે હૃદય નાભિ અને સર્વ સંધિસ્થાનોમાં રહેલો હોય છે અને પોતાના સ્થાનના યોગે કરી રેચક અને પૂરકથી વારંવાર જીતી શકાય છે.

૩ रक्तोहृत्कंठतालुभ्रू मध्यमूर्ध्नि च संस्थित: । उदानोवश्यतां नेयो गत्वागातिनियोगत: ॥ અર્થઃ-ઉદાન વાયુ લાલ રંગનો હોય છે, તે હૃદયમાં, કંઠમાં, તાળુમાં, ભ્રુકુટીના મધ્ય ભાગમાં અને મસ્તકમાં રહેલો છે અને ગમનાગમનના નિયોગથી જીતી શકાય છે. ગમનાગમનનિયોગ એટલે નાસિકાદ્વારાએ ખેંચવાના યોગથી ઉદાનવાયુને હૃદય વીગેરે સ્થાનમાં રોકવો અને ઉપર ચડતો તેને બળથી અટકાવી રાખવો તે.

૪ सर्वत्वग्वृत्तिकोव्यान् शक्रकार्मुकसन्निम: जेतव्य: कुंभकाभ्यासात्संकोचप्रसृतिक्रमात् ॥ અર્થઃ—વ્યાન વાયુ ત્વચામાં સર્વ સ્થળે રહેલો છે, તેનો રંગ ઇન્દ્રધનુષના જેવો છે, તેને સંકોચ અને વિસ્તારના ક્રમથી કુંભકના અભ્યાસથી જીતવો.

તેનું કામ પાચન કરવાનું છે. દેવદત્ત વાયુનું સ્થાન છાતીના વચમાં છે, તેનો દેવતા કામદેવ છે, અને તેનું કામ આળસ કામવિકાર, તથા દુઃખ પેદા કરવાનું છે. કૂર્મ વાયુનું સ્થાન આંખો છે, તેનો દેવતા જ્યોતિ છે, આંખો ઉઘાડવી તથા મીંચવી એ તેનું કામ છે. ધનંજયનું સ્થાન શરીર છે, તેનો દેવતા ઈશ્વર છે, એનું કામ મૃત્યુ પછી શરીરને ફુલાવવાનું છે અને શરીરની સાથે જ રહેવાનું છે. આ પ્રમાણે દસ વાયુઓની ટુંકામાં હકીકત છે. પ્રાણાયામ કરતી વખતે બહુજ શાંતતાથી બેસવું અને આંગળીથી નાકનું ડાબું નસકોરૂં બંધ કરી જમણા નસકોરાથી શ્વાસને અંદર ખેંચવો, અને પછી બંને નસકોરાંને બંધ કરીને મસ્તકમાં શ્વાસને જ્યાં સુધી રોકી શકાય ત્યાં સુધી રોકી રાખવો અને જ્યારે ન રોકી શકાય ત્યારે હળવે હળવે શ્વાસને છોડવો. આવી રીતે શરૂઆતમાં થોડું થોડું કરવું અને પછી ધીમે ધીમે વધતા જવું, અને છેવટે શ્વાસને નાક અને કંઠથી ખેંચવો. પ્રાણાયામ ત્રણ પ્રકારના સમજાવ્યા છે– કનિષ્ઠ, મધ્યમ અને ઉત્તમ. કનિષ્ઠમાં પરસેવો થાય છે, મધ્યમમાં શરીર કંપે છે અને ઉત્તમમાં પ્રાણ બ્રહ્મરંધ્રમાં જાય છે, અને વિજળીથી અધિક બ્રહ્મજ્યોતિનો પ્રકાશ થાય છે. પ્રાણાયામથી ઘણા મહાપુરૂષોનાં* કાર્ય સિદ્ધ થયાં છે અને હાલપણ થાય છે. અજમેરવાળા ખાજા સાહેબ પણ તેમની કીતાબમાં લખે છે કે " મને પણ પ્રાણાયામ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થઇ છે. " વળી શહેર અમદાવાદ પાસેના સરખેજવાળા ગંજ અહમદ સાહેબે પણ પ્રાણાયામથી સિદ્ધિ પ્રાપ્ત થયાનું તેમના બનાવેલા દોહરામાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

" અહમદ પવન શરીરમાં, જાન કહો યા જીવ,
જાન કહો જાના કહો, એહી જીવ એહી પીવ.
લયસા કમીસ્લહુ પવન હે ઓર પવનકા રૂપ ના રેખ,
જો તું ચાહે પીયુકો તો અહમદ પવનમેં દેખ. "

---

* चले वाते चलं चित्तं निश्चले निश्चलं भवेत् । योगी स्थाणुत्वमाप्नोति ततो वायु निरोधयेत् ॥ અર્થઃ—વાયુ ચલાયમાન થવાથી ચિત્ત ચલાયમાન થાય છે, અને વાયુ સ્થિર થવાથી ચિત્ત સ્થિર થાય છે. તેજ પ્રમાણે ચિત્તના ચલનથી વાયુનું ચલન સમજવું. માટે ચિત્તનો સંપૂર્ણ નિરોધ કરી વાયુ સ્થિર કરવાથી યોગી લોકો લાંબું આયુષ ભોગવી ઐશ્વર્યને મેળવી શકે છે.

આ પ્રમાણે પ્રાણાયામ કરવાથી સર્વે કામ સિદ્ધ થાય છે પરંતુ તેની ક્રિયા બહુજ સંભાળથી કરવાની છે. શ્વાસ રૂંધવાની ક્રિયા હમેશાં ધીમે ધીમે શરૂઆતમાં કરવી અને જેમ જેમ મ્હાવરો થાય તેમ તેમ વધતા જવું; તેમ કરવાથી એ કામ સારી રીતે ફળ આપે છે. જો વાયુને એકદમ રોકવામાં આવે તો રૂંવાટામાંથી પવન નીકળે છે તેથી શરીરને ઘણું નુકશાન થાય છે અને રોગ પેદા થાય છે માટે ઘણીજ સંભાળથી કામ કરવાનું છે, તેમજ રોકેલો પવન પણ એકદમ કાઢવાથી પેટ વધે છે અને નુકશાન થાય છે માટે ધીમે ધીમે શ્વાસ કાઢવો.

પ્રત્યાહાર* એટલે દરેક સત્તા આત્માની છે એવું મનમાં સમજી ઇંદ્રિયો અને મનને દરેક વાસનામાંથી દૂર કરી આત્મામાં લીન થવું તે. પ્રત્યાહાર પ્રાપ્ત કરવામાં રૂપ રસ ગંધ શબ્દ સ્પર્શ વીગેરે ઇંદ્રિયોને સ્થિર કરી જેટલી વાર સુધી શ્વાસને રોકી શકાય તેટલી વાર સુધી રોકી રાખી ધીમે ધીમે નાસિકા દ્વારાએ બહાર કાઢવો, એમ કરી કાન બંધ કરી એકાગ્ર ધ્યાન કરવામાં આવે તો ઘણા ઘણા પ્રકારનાં વાજાં સંભળાય છે, તેને અનહદ નાદ કહેવામાં આવે છે અને તેનો ખુલાસો આગળ આપવામાં આવ્યો છે. વળી આંખો બંધ કરવાથી આકાશ, તેજ, પાણી, પૃથ્વી, વાયુ એ પાંચ ભૂતના જુદા જુદા રંગો પણ જણાઇ આવે છે.

ધારણા એટલે સુરતીને ધ્યાન કરતી વખતે આત્મસિદ્ધિના કામમાં લીન કરી જ્યોતિસ્વરૂપમાં ઠરાવી રાખવી તે; તેનું સ્થાન આંખોના ઉપર છે.

ધ્યાન એટલે ઇન્દ્રિયો અને મનની ગતિને સ્થિર કરી મનને એકાગ્રતામાં લાવવું તે. ધ્યાન એ સમાધિનું પ્રથમ પગથીયું છે. જેમ જેમ ધ્યાનની એકાગ્રતા વધતી જાય છે તેમ તેમ બ્રહ્મસ્વરૂપની ઓળખાણ વધતી જાય છે.

---

* आत्मानं रथिनं विद्धि शरीरं रथमेव तु । बुद्धिन्तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ અર્થઃ—આત્માને રથનો સ્વામી જાણવો, શરીરને રથ જાણવો, ઇન્દ્રિયોને અશ્વ જાણવા, અને નિશ્ચયરૂપ બુદ્ધિને ઇન્દ્રિયોને હાંકનાર જાણવો, મનની વૃત્તિને અશ્વને બાંધવાની દોરી જાણવી; એવી રીતે પ્રથમ અભ્યાસ કરનારાઓએ પ્રત્યાહારમાં દૃઢ આગ્રહથી વૃત્તિ રાખવાની છે અને દૃષ્ટિ સ્થિર થવા માંડી એટલે અભ્યાસીએ ધ્યાન કરવાનો આરંભ કરવો.

સમાધિ એટલે સર્વે વહેમ અને મનની ભ્રમણાઓ ટાળી નાંખીને ધ્યાનમાં બરાબર લીન થઇ પોતાના શરીરને ભૂલી જઇ સુન થઇ જવું તે. સમાધિના સાધારણ રીતે બે ભેદ કહ્યા છે, કષ્ટ સમાધિ અને સૂક્ષ્મ સમાધિ. જે સમાધિમાં શરીરને વધારે કષ્ટ પડે છે તેનું નામ કષ્ટ સમાધિ રાખ્યું છે અને જેમાં કષ્ટ ઓછું પડે છે તેનું નામ સૂક્ષ્મ સમાધિ રાખ્યું છે.

હવે થોડી કષ્ટ સમાધિ અને સૂક્ષ્મ સમાધિ તથા ધ્યાન કરવાની રીત સંબંધી થોડું ઘણું લખવામાં આવે છે. સમાધિ સુરતીની બહાર ફેલાયેલી છે, તેને તાણીને પોતાની અંદર ઠરાવીને પોતે પોતામાં સમાઇ જઇને બીજી-સર્વ શુદ્ધિ ભુલી જવી. પદ્માસન કરીને અથવા પલાંઠી વાળીને બેસવું, બંને હાથની દસ આંગળીઓથી કાન, નાક, આંખ તથા મોંઢું એ રસ્તા બંધ કરવા. પૃથ્વીતત્વ ચાલતો હોય તે વખતે જે સુર વહેતો હોય તે નાસકાથી બીજું ડાલી નસકોરૂં બંધ કરીને શ્વાસને ઉપર ખેંચી મગજમાં રોકી રાખવો અને તે નાસિકાને પણ આંગળીથી બંધ કરી સુરતી તીરખુટીમાં રાખીને આત્માનું ધ્યાન કરવું કે હું આત્મા છું. જ્યારે શ્વાસને છોડવો તે વખતે ઘણો હળવો તથા એવો ધીમે ધીમે છોડવો કે કદાપિ નાસિકામાં ફૂલ મુકયું હોય તો પણ તે નીચે ન પડે; એવો ધીમેથી શ્વાસ મુકી પછી શ્વાસ ઉપર ખેંચવો ત્યારે જોરથી ખેંચવો, અને છોડતી વેળાએ ધીમેથી છોડવો; કદાપિ શ્વાસ છોડતી વખતે જોરથી છોડાય તો પેટ ઘણું વધી જાય છે, આહાર પણ આવા વખતે સૂક્ષ્મ અને અલ્પ લેવો, અને ભર્યા પેટથી સમાધિ કરાય તો રોગ થાય, અને જ્યારે શરીરમાં ગરમી જણાય તો જુનું રૂ લઇને જમણું નસકોરૂં એક બે દિવસ બંધ રાખવું, અને જ્યારે શરીરમાં શરદી જણાય ત્યારે ડાબું નસકોરૂં જુના રૂથી એક બે દિવસ બંધ રાખવું; એવી સમાધિની રીત છે; તેમાં મહેનત વધારે કરવી જોઇએ, વળી લોકોથી મળવું, બોલવું, વાત કરવી, ઉંઘવું, ખાવું, પીવું, એ સર્વે ઓછું કરવું જોઈએ; અને જો ગુરૂની પાસે રહી કામ કરવામાં આવે તો બરાબર સિદ્ધ થાય. સમાધિ કરતી વેળાએ કમર તથા ગરદન સીધી રાખીને બેસવું જોઈએ.

હવે સૂક્ષ્મ સમાધિ સંબંધી લખવામાં આવે છે. તેના માટે નિવૃત્તિથી અને ઘણી શાન્તિથી બેશી પોતાના અંતરમાં ધ્યાન લગાવવું

જોઈએ, જેમ કોઇ વસ્તુ ભુલી જવાય તેને યાદ રાખવા માટે સુરતી લગાવાય તેવી રીતે જે કોઇ પોતાના આત્માનું ધ્યાન લગાવે અને ત્યાં સુરતી ઠરાવે અને સુરતીને ત્યાંથી ડગવા દે નહીં, કદાપિ સુરતી ચુકે તો પાછી સુરતીને ખેંચીને ત્યાં લાવે અને પોતાના આત્માનું ધ્યાન કરે કે "હું પરમાત્મા છું, હું સાંભળું છું, હું દેખું છું, હું બોલું છું, હું સમજું છું, એ સર્વે હું કરૂં છું અને તે હુંજ છું" એવી રીતે ઘણી વાર સુધી ધ્યાન કરે તો તે પોતાને ભુલી જાય અને છેવટે આત્મારૂપ થઇ જાય. જેમકે સમુદ્રમાં મીઠાની પુતળી નાખવાથી તે પુતળી ગળીને પાણી થઇ જાય, વળી જેમ કોઇ પાણીમાં ડુબકી મારે અને ડુબકી મારીને ઉંડો ઉતરી જાય અને મનમાં જરા પણ ડરે નહી કે હું પાછો શુદ્ધિમાં આવીશ કે નહીં, હું મરી જઇશ કે પાછો આવીશ, એવી બીક જરા પણ રાખે નહીં, એવી રીતે જે કોઇ પોતે પોતાને ભુલી જાય તે એક કલાકમાં આત્માનું રૂપ બની જાય; અને જેમ જેમ બે કલાક ત્રણ કલાક ચાર કલાક એમ વધતો જાય તેમ તેમ તેની સિદ્ધિ વધતી જાય. એ રીતે સૂક્ષ્મ સમાધિનું ધ્યાન થાય છે.

હવે અનહદનાદના ધ્યાનની રીતિ લખાય છે. બંને હાથની આંગળીઓથી કાન, નાક, આંખ, મુખ બંધ કરીને જે કોઇ બેસે અને મગજમાં અનહદનું જે વાજું વાગે છે તેમાં ધ્યાન લગાવે અને તે ઠેકાણે સુરતી ઠરાવી એવું મનમાં સમજે કે આ વાજું હું સાંભળું છું, એવી રીતે વાજામાં સુરતી લગાડી તેમાં લીન થઇ જાય અને પોતાને ભુલી જાય તો તેની સુરતી દશમા દ્વારે થઈને ઉપર જાય છે, ઉપરની સર્વે લીલા પોતે જુએ છે અને જ્યાં ધારે ત્યાં જાય છે, અને આ બરાબર સિદ્ધ કરવાથી જે કામ કરવું ધારે તે કરે છે; આ થોડી કામ પુરતી સમજુતી આપી છે.

અય ભાઇઓ ! સંસારમાં આવીને આ આત્મસિદ્ધિ કાર્ય કરવું એ સર્વેથી શ્રેષ્ઠ છે. પરમેશ્વર સત્ છે, અને તે બુદ્ધિવાળા પુરૂષોને આવી રીતે સમજાય છે કે આ સર્વે લીલાનો કરનાર કોઇ છે. કોઇ ઠેકાણે કોઇ ધુમાડો દેખે તો તે પોતાના મનમાં નિશ્ચયપૂર્વક સમજે છે કે ત્યાં આગ છે; વળી કોઇ ઘર બંધ હોય અને તેમાંથી કોઇ હાંક મારે તો અવાજ સંભળાય છે તો તે નિશ્ચયપૂર્વક સમજાય છે કે ઘરની

અંદર કોઈ આદમી છે; વળી રસ્તામાં કોઇ આદમીનાં પગલાં પડેલાં જણાય તો તે નિશ્ચયપૂર્વક સમજાય છે કે કોઇ આદમી અહીંથી ગયેલો છે. આવી રીતે ઉપરના જે દાખલા બતાવવામાં આવ્યા છે તે કાંઇ દેખાતા નથી પણ બુદ્ધિથી સમજાય છે કે તે છેજ. એવી રીતે પરમેશ્વર જાહેર દેખાતો નથી પણ તેની નિશાનીઓ સર્વે જોવાથી એવો નિશ્ચય થાય છે કે પરમેશ્વર છેજ. જેમ આત્મા દેખાતો નથી પણ શરીરમાં તેના સર્વે ગુણ તથા ક્રિયા જોતાં આપણને સમજાય છે કે શરીરમાં આત્મા છેજ, અગર શરીરમાં આત્મા ન હોય તો શરીર જડ છે, તે શરીરથી કાંઈ થઇ શકે તેમ નથી, આ સર્વે કામ આત્માનું છે કેમકે પહેલાં ચિત્તમાં આત્માનો ઇરાદો થાય છે ત્યારે બુદ્ધિ સમજે છે, તે પછી એ કામનું ધ્યાન થાય છે, અને પછી શરીરમાં શરીરની ઈંદ્રિયોમાં શક્તિ આવે છે, તે પછી તે કામ કરે છે, કદાપિ અંતરમાં આત્માનો ઇરાદો ન થાય તો ઈંદ્રિયો સમજે નહીં અને કામ કાંઇ પણ કરી શકે નહીં, ઈંદ્રિયો તો મડદા જેવી છે, જડ છે, સર્વે ક્રિયા કરનાર માત્ર આત્માજ છે, અને તે બુદ્ધિબળથી નિશ્ચયપૂર્વક સમજાય છે, તેજ પ્રમાણે આ દુનિયાની તમામ નિશાનીઓ જોતાં નિશ્ચયપૂર્વક સમજાય છે કે પરમેશ્વર છેજ.

મોત શું છે એ પણ જાણવાની જરૂર છે. આત્મજ્ઞાનીઓ કહે છે કે અમોને મોત નથી, અમે મરતા નથી, આ વાત પણ બરાબર છે. જેમ એક ઘરમાં આપણે રહેતા હોઇએ અને તે ખાલી કરી બીજા ઘરમાં જઇએ છીએ તેમ આ દેહમાં રહેલો જીવ આ શરીર છોડી બીજા શરીરમાં જાય છે, એટલે કે જેણે જેવી કરણી કરી હશે તેને તેવી જગા સ્વર્ગમાં અથવા અર્શ (દેવલોક) ના નીચે અથવા ઇલ્લીવન (દેવલોક) માં અથવા અજાબ (નરક) માં મળશે. આત્મા કાંઈ મરતો નથી," ઇન્ના ઔલીઆ અલ્લાહે લા યમુતુના બલ્લ યનકેલુના દારોહુમ્ ઇલ્લા દારીન્" અર્થઃ—"એ તો નિશ્ચય છે ક જ્ઞાની લોક મરતા નથી પરંતુ એક ઘરથી બીજા ઘર તરફ જાય છે." વળી શમ્સતબ્રેજ કહે છે કે "ગર બ મીરદ મરકબે મન્ મનનમીરમ્ હેચગાહ, મરકબે દીગર બયાબમ્ તાં બરાં બાશમ્ સવાર" અર્થઃ—"જો મરશે તો મારો ઘોડો મરશે, હું કોઇ વખત મરીશ નહી, બીજો ઘોડો મળશે તો તેના ઉપર હું સ્વાર થઇશ." આત્માનું શરીરથી

જુદા પડવું એ મોત ગણાય છે. વળી જે જીવતા આદમી છે અને જેમને આત્મજ્ઞાન નથી તેઓ સર્વે જીવતા છતાં મુએલા બરાબર છે, કારણ કે આત્મા કે જે મરતો નથી અને જે શરીરમાં વાસ કરી રહેલો છે તેનું જ્ઞાન નહી તો પછી દેહનો શો ઉપયોગ ? આ દેહ ધારણ કરી આત્મજ્ઞાન મેળવી જે માણસ પુન્યદાન ભાવભક્તિ કરે છે તે લોકો મરણ પછી પણ પૂજાય છે અને છેવટે આત્મજ્ઞાન મેળવી મોક્ષપદને પામે છે. જે આપણા શરીરમાં આત્માનો પ્રકાશ છે તેજ પરમાત્મા છે અને આ શરીર પરમેશ્વરની સિદ્ધિ શક્તિ તથા ચમત્કારોનો ભંડાર છે, એમાં સર્વ સિદ્ધિ છે, પરમાત્મા પણ એમાંજ છે, બીજે ઠેકાણે કદી નહી મળે, પોતાના અંદર પરમેશ્વરને શોધવો જોઇએ કે પોતે પરમેશ્વરજ છે, બીજો નથી. પણ અજ્ઞાનતાને લીધે અજ્ઞાનીઓને બીજોજ ભાસે છે. જેમકે એક સિંહનું નાનું બચ્ચું કોઇએ પકડીને લાવી બકરીઓના ટોળામાં બચપણથી રાખી બકરીઓનું દુધ પાઇ તેમની સાથે ફેરવી તેમની સાથે મોટું કર્યું, તો છેવટે તે બચ્ચું બકરીઓના સહવાસથી પોતાની શુદ્ધિ ભુલી જઇ પોતાને બકરી સમાન ગણવા લાગ્યું; એવીજ રીતે અમો પણ અજ્ઞાનીઓની સંગતથી સિંહ બદલાઇ બકરી થઈ પોતાનું સ્વરૂપ ભુલી ગયા છીએ, પણ જ્યારે અમને કોઇ જ્ઞાની ગુરૂ મળે અને આત્મજ્ઞાનનો અનુભવ કરાવે ત્યારે અમારી ભ્રમણા મટી જાય અને અમારા ખરા સ્વરૂપને ઓળખીએ; જેમ કોઈ રાજા હોય અને તે ઉંઘમાં સ્વપ્નમાં જુએ કે હું ગરીબ ભિખારી છું, ઘેર ઘેર ભિખ માગતો ફરૂં છું, મારા હાથમાં માટીનું એક પાત્ર છે અને મારા શરીર ઉપર એક લંગોટી શીવાય બીજું વસ્ત્ર પણ નથી, એવી રીતે જેમ રાજા પોતાને સ્વપ્નમાં જુએ છે, તેમ અમો અજ્ઞાનતાના લીધે પોતાને જોઇએ છીએ, પણ જ્યારે તે રાજાને કોઈ ઉંઘમાંથી જગાડે ત્યારે તે પોતાને રાજાજ જુએ અને ખરૂં સ્વરૂપ જેવી રીતે સમજે એવીજ રીતે જ્યારે અમને ગુરૂ મળે અને અમને જગાડી અમારા અજ્ઞાનરૂપ સ્વપ્નને દૂર કરે ત્યારે અમે અમારા ખરા સ્વરૂપને સમજીએ. વળી જેમ પેલું સિંહનું બચ્ચું પોતાને બકરી સમજતું હતું તે એક દિવસે બકરીઓના સાથે વગડામાં ગયું અને ત્યાં તેને કોઇ સિંહ મળ્યો, ત્યારે સિંહે પેલા સિંહના બચ્ચાને પુછ્યું કે "તું આવો દુબળો કેમ છે!" બચ્ચાએ કહ્યું કે "હું બકરી છું, અને બકરીઓ

સાથે રહું છું, તેમનું દુધ પીઉં છું, પણ મારી ભુખ ભાગતી નથી તેથી હું નિર્બળ છું." ત્યારે સિંહે કહ્યું કે "તું બકરી નથી પણ સિંહ છે, બકરીઓમાં શા માટે રહે છે ? મારી સાથે ચાલ અને જંગલમાં રહે, તું શા માટે ભુખે મરી નિર્બળ થઇ અહીંઆં પડી રહ્યો છે?" ત્યારે તેણે કહ્યું "હું વનમાં શી રીતે આવું ? હું બકરી છું, માટે મને બીક લાગે છે." પછી સિંહે જવાબ દીધો "તું બકરી નથી પણ મારા જેવો સિંહ છે, ચાલ મારી સાથે, હું તને તારૂં સ્વરૂપ બતાવું." એમ કહી તેને એક કૂવા ઉપર લઇ જઇ ઉભો કર્યો અને કહ્યું કે "આ કૂવામાં તારૂં સ્વરૂપ જો અને તને જણાશે કે તું મારાજ જેવોજ સિંહ છે." ત્યારે તે બચ્ચું કૂવામાં જોવા લાગ્યું અને જ્યારે પોતાનું સ્વરૂપ પેલા સિંહના જેવું જોયું ત્યારે તે જોરથી સુસવાટા કરવા લાગ્યું અને કૂવો મુકી તેણે વગડાનો રસ્તો લીધો અને બકરીઓનો સંગ છોડ્યો; એવી રીતે અજ્ઞાની લોકોને જ્યારે ખરો જ્ઞાની સદ્‌ગુરૂ મળે છે અને અજ્ઞાનરૂપી પડદો દૂર કરી ખરૂં આત્મસ્વરૂપ સમજાવે છે ત્યારે માલમ પડે છે કે અમો આત્મરૂપ છીએ, અને સંશય મટી જઇ બકરીપણું દૂર થઇ સિંહ સ્વરૂપ સમજાય છે અને પરિણામે આત્માનું કલ્યાણ થાય છે અને પરમાનંદ પેદા થાય છે, આ આનંદનો સ્વાદ પોતેજ સમજી શકે છે, જરા પણ શબ્દ કહી શકાતો નથી. જેમ કોઈ બોબડો માણસ ગોળ ખાય અને તેનો સ્વાદ કેવો છે તે તો તેજ સમજે છે, વળી જેમ કોઇ અજ્ઞાની સંસારી માણસ સંસારવિલાસના વખતની પળવારની લજ્જતનો ઝોક પોતેજ સમજી શકે છે અને તે વખતે સર્વ પદાર્થો ભુલી જાય છે તેજ પ્રમાણે જે માણસ પરમાત્માનું દર્શન પામી આનંદ પામે છે તેનો સ્વાદ તેથી કરોડવાર અધિક છે અને અચળ છે અને તે સમજાવી શકાતો નથી. જેને તેની પ્રાપ્તિ થાય છે તેજ તે જાણે છે.

ભૂતકાળમાં મોટા મોટા રાજાઓ રાજ મુકી ફકીર થઇ ગયા છે અને આત્માનું ધ્યાન ધરી મહા આનંદી થયા છે. શું તેમને કાંઇ બુદ્ધિ નહોતી અને શું તેઓ ઘહેલા હતા કે રાજનું અને સંસારનું સુખ તજી ફકીરીના દુઃખમાં પડ્યા? નહીં નહીં, એવું ન સમજો. તેઓ મહાબુદ્ધિ-શાળી હતા, તેઓમાં બુદ્ધિ, જ્ઞાન, ધર્મ અને સત્ય એવા મહા બળવાન ગુણો હતા તેથી તેઓ સત્ય માર્ગ શોધી તે માર્ગ અનુસરતા હતા. અજ્ઞાની માણસો સંસારના તુચ્છ સુખને અને માયાને વળગી રહી ખરી

વસ્તુ ભુલી ગયા છે. જેમ નાના બાળક આગળ માટીનાં રમકડાં લાવીને મુકશો તો તે બાળક હાથમાં પકડી પોતાનાં જેવાં સમજી તે સાથે રમે છે અને તે ઉપર લોભાય છે; અને કદાપિ તે તેની પાસેથી પડાવી લેવામાં આવે તો તે રડવા માંડે છે અને જાણે પોતાની દોલત લુટાઇ ગઇ હોય તેવું તેને દુઃખ થાય છે, પણ તેને રહેવાનું ઘરબાર અગર એવી મીલકત લુટી લેવામાં આવે તો તેથી તેને કાંઇ દુઃખ થતું નથી, એવી રીતે અજ્ઞાની માણસો સંસારની ખોટી માયાને ગ્રહણ કરે છે અને તે જો જરા નાશ પામે છે તો દુઃખી થાય છે, પણ આત્માની દોલત અંધારામાં લુટાઇ જાય છે તો તેની ચિંતા જરા પણ કરતા નથી. ત્યારે અજ્ઞાની અને બાળકની બુદ્ધિમાં શો ફેર ? માટે અય ભાઇઓ! ગુરૂ કરી આત્મજ્ઞાનદીવો પ્રાપ્ત કરો તમારા અંતરના ઘરને સાફ કરો જેથી અજવાળું થાય. તમારા ઘરમાં કુતરાં બિલાડાં પેસે છે તો તમે લાકડી લઇ મારવા જાઓ છો અને કાઢી મુકો છો પણ તમારા અંતરરૂપી ઘરમાં દુર્ગુણોરૂપી કુતરાં બિલાડાં પેઠાં છે અને પેસે છે અને ઘણોજ બગાડ કરે છે તો પણ તેની કાંઇ તમને સમજ પડતી નથી. આવી રીતે કયાં સુધી અંધારામાં પડી રહેશો ? જાગૃત થાઓ! હોંશીઆર રહો! અંતરમાં દાખલ થયેલી ભ્રમણાઓ, કૂડ, કપટ, લાલચ, મોહ, અભિમાન અને અજ્ઞાનને દૂર કરી, જ્ઞાન, દયા, ભાવ, ભકિત વીગેરે સદ્ગુણો દાખલ કરી આ મનુષ્યભવ સુધારો અને મોક્ષ પ્રાપ્ત કરો. જેવી રીતે તમે સંસારની માયામાં ચિત્ત રાખો છો તેવું આત્મધ્યાનમાં ચિત્ત રાખો તો મોક્ષ દૂર નથી. ગુરૂ પાસે રહી ધ્યાનની ક્રિયાઓ શીખો અને આત્મધ્યાની બનો.

વ્યવહારી માણસોને વ્યવહારમાં રહી ધ્યાન કરી શકાય છે. જેવી રીતે વેપારીના ઘરમાં અફીણ અથવા ઝેર ભરેલું હોય અને તે કાંઇ તેનો ઉપયોગ ખાવામાં કરતો નથી અને તેથી તે તથા તેનાં બાળ બચ્ચાં મરતાં નથી, ભલે ઠામ ઠામ ઝેર પડેલું હોય પણ તે મરતો નથી પણ ખાવાથીજ મરે, તેમ માયામાં રહી વ્યવહાર જાળવવાથી કાંઇ માયા વળગતી નથી, પણ મનમાં તે મિથ્યા જાણી આત્મસ્વરૂપ સત્ય માની વ્યવહાર ચલાવવામાં આવે તો મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. ઘણા સંત સાધુઓ આ પ્રમાણે વ્યવહારમાં રહી મોક્ષનું સાધન

મેળવી શકયા છે અને તેમને જરા પણ માયા નડી નથી. વળી જેમ કોઈ વેઠીઆ અગર મજુરને પકડી તેની પાસે આપણું કામ કરાવીએ તો તે પોતાના મનથી તે વસ્તુ પોતાની સમજતો નથી અને કામ કરે છે. કદાપિ તે વસ્તુ બગડી ફુટી કે ભાગી ગઇ તો તે ચિંતા કરતો નથી, કેમકે તે વસ્તુ પોતાની નથી અને કદાપિ તેમાં લાભ મળે તો પણ રાજી થતો નથી, એવી રીતે સંસારી માણસ વ્યવહાર ચલાવી ધન રાખી વેપાર કરે તો તેને કોઇ વસ્તુ નડતી નથી.

ભજન અગર ભકિત કરવામાં ભાવની ખાસ જરૂર છે. એક વખતે કોઇ ગવૈયો કોઇ મોટા મંદીરમાં ગયો. અંદર દાખલ થતાં કોઇ એક પરમેશ્વરનો ખરો ભકત દેવની પ્રાર્થના કરતો સંભળાયો, ભાવના આવેશથી તે ભકત ગમે તેમ રાગ ખેંચતો હતો અને હાથથી તાળી પાડતો હતો, આવા તેના રાગથી અને હાથના તાળથી તે ગવૈયાને ઠીક લાગ્યું નહીં તેથી જરા વાર શાંત રહી તે ભકત ગાઇ રહ્યો ત્યારે ગવૈયાએ ભક્તને કહ્યું “ હે ભક્તરાજ ! આપ ગાઓ છો તે બરાબર સુરમાં કે તાળમાં નથી; સાંભળો, અમારા સંગીતશાસ્ત્રમાં કહ્યું છે કે “ જેસા લુણ બીન ખાના એસા તાલ બીન ગાના. ” આ સાંભળી તે ભકતે નજર ઉંચી કરી અને ગવૈયાની સામું જોઇ કહ્યું “ ભાઇ ! તમે ભુલો છો આપના ગાનશાસ્ત્રમાં કે સંગીતના ગ્રંથોમાં ગમે તે લખ્યું હશે પણ અમારા ભક્ત જનોના ભક્તિશાસ્ત્રમાં તો કહ્યું છે કે “ જેસા ભુખ બીન ખાના એસા ભાવ બીન ગાના. ” ભજનમાં ભાવ ન હોય તો પછી સુર કે તાળ સૌ નકામા છે, તાળ અને સુર તે તો ગવૈયા માટે છે અને ભાવ તે ભક્ત માટે છે.” અય ભાઇઓ! વિચાર કરો કે આ ગવૈયા અને ભકતના સ્વાલ જવાબના શબ્દોથી આપણને કેવો ખ્યાલ આવે છે! એ નાની લીટીઓમાંથી કેવી અમુલ્ય નસીહત મળે છે! જે વખતે આપણને કરકડીને ભુખ લાગી હોય છે તે વખતે ગમે તેવો લુખો પાખો સુકો ખોરાક પણ મીઠો લાગે છે અને ગળે ઉતરે છે પણ જ્યારે ભુખ નથી હોતી ત્યારે ગમે તેવાં સ્વાદીષ્ટ ભોજન આપણા આગળ ધર્યાં હોય છે તો પણ તેમાંનો કોઈ પણ પદાર્થ ચાખવાનું આપણને મન થતું નથી અને કદાચ પરાણે મોંઢામાં ઘાલ-

વાનો પ્રયત્ન કરીએ તો તેથી ઉલટી થાય છે અને પકવાન તે ઝેર સમાન થાય છે, તેજ પ્રમાણે ભજન કરતી વખતે હૃદયમાં ભાવ હોય છે તો તે ભજન ગમે તે રાગનું હોય અગર તાળમાં કે પદમાં ગમે તેમ તુટતું હોય તો પણ હૃદયના ભાવના ઉભરાના લીધે તેમાં મીઠાશ ઉત્પન્ન થાય છે અને ગાનારને વારંવાર ગાવાની ઉલટ થાય છે માટે ભાવ વિના કદી પણ ભજન અગર ભક્તિમાં સ્વાદરસ ઉત્પન્ન થતો નથી. ઉપરથી ગળું ખેંચી ગાવું તે ભજન કર્યું કહેવાય નહીં, તે તો માત્ર બાળકોનાં ઢીંગલા ઢીંગલીની રમત જેવું છે, એમાં શું રસ અને સ્વાદ આવે? નાની નાની છોડીઓ ઢીંગલા ઢીંગલીને પરણાવી અગર છોડીઓમાંથી કોઇને છોકરાનો પોશાક પેરાવી તેને પરણાવી તેમને સંસાર વિલાસની ક્રીડાઓ કરાવે છે અને પછી પોતે ખુશી થાય છે. હવે આ નાની છોડીઓમાંથી કોઇ મોટી ઉમર લાયક થવાથી પરણી પોતાના સાસરે જઇ પોતાના ખરા પતિને મળી સુખ પામે છે અને પાછી પિયરે આવી પોતાની પ્રથમની સખીઓને મળે છે ત્યારે બધી ભેગી મળી પુછે કે "તું તારા પતિને મળી તેમાં તને શું રસ આનંદ પ્રાપ્ત થયો? આપણે ઢીંગલા ઢીંગલી વીગેરેને પરણાવી ભેગાં સુવાડી આનંદ પામતાં હતાં તેવોજ આનંદ કે કેમ?" ત્યારે તે શરમાઇ ચૂપ બની વિચાર કરવા લાગી કે આ બધી મૂરખીઓને શું જવાબ આપું? પછી પોતે ધીમે રહી બોલી "ક્યાં તે સ્વાદ અને ક્યાં આ સ્વાદ? સાચા ધણીને મળવામાં જે રસ પ્રાપ્ત થાય છે તે કહી શકાતો નથી, જ્યારે તમે સાચા ધણીને મળશો ત્યારે તમે સમજી શકશો." માટે ભાઈઓ! ભજન અને ભક્તિ એવા પ્રકારની છે. ધણીનાં નામ તો ઘણાં છે, સૌ પોતાના ધર્મની રૂઢીને અનુસરીને જુદાં જુદાં નામ લે છે પણ તે નામવાળો કોણ છે, શું છે, તેની શોધ ખોળ અજ્ઞાની માણસો કરતા નથી; માટે પરમેશ્વરને બરાબર ઓળખી તેના ગુણનું ભજન ગાય તો તેમાં સ્વાદ આવે. પરમેશ્વરને માલકે કદીમ ( અનાદિ પરમેશ્વર ) કહેવામાં આવે છે, રામ જે સર્વમાં રમી રહ્યો છે અને સર્વમાં વ્યાપક છે તે, સુફી એટલે આત્મજ્ઞાની લોક કૃષ્ણને લાહુત કહે છે કે જે નૂર પહેલાં જાહેર હતો, સામાન્ય રીતે લાડ અને

પ્યારમાં કહાન પણ કહે છે, એવી રીતે બીજાં નામ પણ છે. કદાપિ એની ટીકા પેઢી દર પેઢી વાંચો તો આવતાં આવતાં છેવટે તેનું મૂળ પોતાના આત્મામાં સમાઇ જશે; તે વાસ્તે કહાન પણ એજ આત્માને કહે છે.

આ પુસ્તકમાં મેં જે ગરબીઓ લખી છે તે તદ્દન ભકિતરસની છે, શૃંગારરસની નથી. આત્માને કૃષ્ણ, કહાન, પાતળીયા, શ્યામળીયા, મોહનજી એવા નામથી ઓળખાવ્યો છે, મનની ભ્રમણાઓને ગોપીઓ કહી છે, નફસ એટલે મનને કુબ્જાની ઉપમા આપી છે, પાંચ તત્વ અને તેના પચીસ ગુણોને તેની સાથે રહેનાર સખીઓ ગણી છે અને કેટલેક સ્થળે ગોપીઓ ગણી છે. આ બાબતની સંપૂર્ણ ટીકા મેં પાંચ ગરબીઓનું ઉર્દુ ભાષામાં વિવેચન લખ્યું છે તેમાં કરેલી છે તે વાંચવાથી સમજાશે, એટલે અત્રે ટુંકામાં જણાવ્યું છે. આવી ગરબીઓ બરાબર સમજવી જોઈએ; ઢીંગલા ઢીંગલીના મિથ્યા લગ્નની માફક ઉપરથી ગાવાથી કાંઇ સાર નથી. સમજી ભાવ રાખી ભક્તિ કરાય તોજ આત્મસિદ્ધિ થાય.

આ શરીરમાં મુખ્ય આત્મા છે અને શરીરમાં રહેલી સર્વ પ્રકારની શક્તિ તેનીજ છે; જ્ઞાન, દયા, હુન્નર, કુદરત, શક્તિ, સિદ્ધિ વીગેરે સર્વે આત્માની અંદરથી પ્રાપ્ત થાય છે, કાંઈ બહારથી લાવવી પડતી નથી. સર્વ વસ્તુઓ આત્મામાંજ સમાયેલી છે. પણ જ્ઞાન થાય તોજ સમજાય. આત્માનું ધ્યાન ધરવાથી આત્મરૂપ બની જાય છે. ઘણા લોકો એવા થઇ ગયા છે કે આગમાં બેસે તો આગ બને, પાણીમાં બેસે તો પાણીરૂપ થાય. જેમ ભમરી કીડાને* લાવી પોતાના ઘરમાં મુકે છે અને તેના મસ્તકમાં ત્રિપુટી વચ્ચે ડંખ મારે છે, તે ડંખની પીડાથી તે કીડાની સુરતી ભમરી પ્રત્યે લાગી જાય છે અને પોતાને ભુલી જઇ ભમરીના માંહે લીન થઇ જાય છે અને છેવટે કીડો ભમરી થઇ જાય છે, એમ જે કોઇ આત્મધ્યાનમાં લીન થઇ જાય તો તે છેવટે આત્મરૂપ બની જાય છે, અને શરીર નિર્મળ થઈ જાય છે. આ શરીરમાં બીજી વસ્તુ નથી. પાંચ તત્વનું પુતળું બનાવેલું છે, તત્વો બ્રહ્મ-

---

* ચિદાનંદજી પોતાની બહોતરીના પદમાં કીડા વિષે જણાવે છે કે—
" સુણકે શબ્દ કીટ ભૃંગીકો, નિજ તન મનકી શુદ્ધ બિસરાવે,
દેખહુ પ્રકટ ધ્યાનકી મહિમા, સોહી કીટ ભૃંગી હો જાવે."

થીજ પેદા થયેલા છે, એટલે સર્વેનું મૂળ તપાસતાં સર્વે બ્રહ્મરૂપજ છે.

દુનિયામાં જે જે વસ્તુઓ દેખાય છે તે તે માત્ર જુદાં જુદાં રૂપ છે પણ વસ્તુ આખરે એકજ છે. જેમ એક ઘઉંનો દાણો લઇ માટીમાં વાવશો તો પ્રથમ તે ફુલી નરમ થઇ ફાટી તેમાંથી ઝાડ રૂપ ધારણ કરે છે, પહેલાં તે દાણો હતો, હવે તે બે પાંદડાના આકારમાં દેખાય છે, પછી જેમ જેમ તે છોડવો વધે છે તેમ તેમ તેમાંથી પાંદડાં અને ડાળીઓ નીકળે છે, પછી તેમાંથી ઉંબી આવે છે અને તેમાં દાણા દેખાય છે. તે સુકાયા પછી લઈ લેવામાં આવે છે અને તે દાણાનો લોટ બનાવી રોટલી વીગેરે ભાતભાતના પદાર્થો બનાવવામાં આવે છે, તે પદાર્થો માણસ ખાય છે અને તે હોજરીમાં થઇ કેટલુંક લોહીરૂપમાં અને કેટલુંક મળરૂપમાં બહાર આવી માટી પવન અગ્નિ વીગેરેમાં ભળી જાય છે. વિચાર કરો કે એક દાણો કેટલાં બધાં રૂપ ધારણ કરી પાછો મૂળ સ્વરૂપમાં મળી ગયો ! એજ પ્રમાણે મનુષ્યની પણ ઉત્પત્તિ છે.

આ ચોપડીમાં લોકોને ફાયદો પહોંચાડવા સારૂ નેક નેયતીથી નૂરચશ્મ મીરઝાં હયાતખાં નીઝામખાંએ તસ્દી લઇ મારાં કાવ્યોને ઉર્દુમાંથી ગુજરાતીમાં લખી શેઠ મહાસુખભાઇને મદદ આપી છે અને શેઠ મહાસુખભાઇએ તમામ કાવ્ય બરાબર શુદ્ધ કરી તેના ઉપર ટીકા લખી યથાર્થ ભાવાર્થ સમજાવવામાં ખાસ મહેનત અને કોશેશ લીધેલી છે તે માટે તે બંને ભાઇઓને આ પરમાર્થ કાર્ય કરવાના બદલામાં માલેક તેમની વય દોલત અને આબરૂમાં વધારો કરી સુખી રાખે.

અય ભાઇઓ! મારી યથામતિથી લખેલાં પદ ભજન ગરબી ગઝલ વીગેરે આપ ભાઇઓથી બરાબર સમજી શકાય એ માટે ઉપર પ્રમાણે થોડો ખુલાસો લખ્યો છે અને હવે છેવટમાં ભુલ ચુકના માટે આપ સર્વે ભાઇઓની માફી ચાહું છું.

**વિસનગર.**
**સંવત ૧૯૭૧**

લી. આપનો નમ્ર સેવક
**કાજી અનવર.**

# અનુક્રમણિકા.

## ભજન સંગ્રહ.

## ગરબી સંગ્રહ.



## પદ સંગ્રહ.

## ગઝલ સંગ્રહ.

## નસીહત સંગ્રહ.

## પરચુરણ કાવ્ય સંગ્રહ.



---

☞ કાવ્યસરિતા—વાંચો જાહેર ખબર પૃષ્ટ ૩૯૨.




# [?]नवर काव्य.

## ભજન સંગ્રહ.

### ભજન ૧.

### મેંને મુજે ન જાના જી.[1]

સંતો સત બતલાના રે કે મેંને મુજે ન જાના જી. ટેક.
નહીં મેં હિંદુ નહીં મુસલમાન નહીં યોગીકા ચેલા રે ભાઈ,
સબ લોકોસેં મેં હું મીલતા સબસેં રહું એકીલા, સંતો૦ ૧
નહીં મેં આદમ નહીં દેવતા તિન લોકસેં[2] ન્યારા રે ભાઈ,
કીસીને મેરા અંત ન પાયા મેરા રૂપ અપારા, સંતો૦ ૨
નહીં મેં માટી નહીં મેં અગ્નિ નહીં પવન નહીં પાની રે ભાઈ,
નહીં હે મુજકો કીસીને જાના મુજે તો જાને જ્ઞાની, સંતો૦ ૩
નહીં મેં ઉપર નહીં મેં નીચે નહીં જગતકે અંદર રે ભાઈ,
નહીં હે મેરા ઠામ ઠેકાના નહીં મ્હેલ ના મંદર, સંતો૦ ૪
વહી હે અવ્વલ વહી હે આખર વહી હે ચાવા છાના રે ભાઈ,
જ્યાં દેખા વ્હાં વહી વહી હે વહી હે મેંને માના, સંતો૦ ૫
ઉસીકો દેખા ઉસીકો પરખા ઉસીકો સમજા બુજા રે ભાઈ,
ઉસીકા પરછાયા સબ જગ હે ઉસી બિના નહીં દુજા, સંતો૦ ૬

---

૧ આ ભજન આત્મસ્વરૂપ સંબંધી છે, આત્મા એજ પરમાત્મા છે.
૨ તિન લોકસેં=સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણ લોકથી.

વહી સો ખેલે વહી ખેલાવે વહી સબ નાચ નચાવે રે ભાઈ,
વહી સો સબ કુછ કરે કરાવે પરકા નામ બતાવે, સંતો૦ ૭
વહી પુરૂષને ભજન બનાયા વહીને મીલકર ગાયા રે ભાઈ,
વહી પુરૂષ હે સુનનેવાલા જ્ઞાનીને[૧] બતલાયા, સંતો૦ ૮

---

## ભજન ૨.

### કાલસેં નહીં મરૂંગા જી.[૨]

આતમ અમર રહુંગા રે કાલસેં નહીં મરૂંગા જી. ટેક.
પ્રેમ નગરમેં[૩] જા બેઠુંગા જ્ઞાનકે ગોલે[૪] મારૂંગા ભાઈ,
કાલ કોટકા[૫] નાશ કરૂંગા જમકા શીષ ઉતારૂં, આતમ૦ ૧
પાંચકો માર પચીસકો મારૂં[૬] ગઢ ઉજ્જડ કર ડાલુંગા ભાઈ,
અમર નગરકા[૭] રાજા હોકર સ્વર્ગ ભુવન જા મ્હાલું, આતમ૦ ૨
સુરત[૮] નુરતકા[૯] ઘોડા કરકે ગગન મંડળ જા ફેરૂંગા ભાઈ,
ઓહંગ સોહંગકી[૧૦] સડક બનાકે સુખમણુ[૧૧] ગઢ જા ઘેરૂં, આત૦ ૩

---

૧ રચનાર કાઝી અનવર મીયાંએ કાવ્યના અંતમાં પોતાના નામની સંજ્ઞા તરીકે ઘણુ ભાગે ભજન ગરબી અને પદમાં "જ્ઞાની" શબ્દ અને ગઝલમાં "અનવર" શબ્દ વાપર્યો છે. આ બાબતનો ખુલાસો રચનારે પોતેજ આગળ ૨૪ મી ગરબીમાં નીચે પ્રમાણે કર્યો છે—

કર જોડી કહે કાઝી અનવર રે, નામ "જ્ઞાની" કવિતાની અંદર રે.

૨ આ ભજન સમાધિનું છે. ૩ પ્રેમનગર=પ્રેમરૂપી નગર. ૪ જ્ઞાનકે ગોલે=જ્ઞાનરૂપી ગોળા. ૫ કાલ કોટકા=કાળરૂપી કિલ્લાના. ૬ પાંચકો માર પચીસકો મારૂં=પાંચ ભૂત અને એક એકના પાંચ પાંચ ગુણ એટલે એકંદર પચીસ ગુણ (વાંચો ઉપોદ્ઘાત). ૭ અમરનગર=ઉપર દર્શાવેલા શત્રુઓને જેણે જીત્યા છે એવા આત્માનું સ્થાન, સ્વર્ગ. ૮ સુરત=ધ્યાનમાં બેસી દીર્ઘ દૃષ્ટિનું મસ્તકમાં જવું. ૯ નુરત=સુરતને ઠરવાનું સ્થાન. ૧૦ ઓહંગ (ઓમ) સોહંગ (સોહં)=શ્વાસોચ્છ્વાસ, અજંપા જાપ. ૧૧ સુખમણ (સુષુમ્ણા)=જ્યારે બને નાસિકામાંથી સાથે શ્વાસ નિકળે ત્યારે સુષુમ્ણા નાડી કહેવાય છે; જ્યારે આ સ્થળે સ્વર આવે ત્યારે મનને સમાધિ થાય છે.

નામ ઠામકા નાશ કરૂંગા જન્મ મરણકો ટાળુંગા ભાઈ,
આપ એકીલા અમર રહુંગા સુનમેં શહેર બસાલું, આતમ૦ ૪
આતમ નામી અમર નગરમેં બ્રહ્મરૂપ હો બોલુંગા ભાઈ,
સંતનકા સેવક હો **જ્ઞાની** ભેદ બ્રહ્મકા ખોલું, આતમ૦ ૫

---

## ભજન ૩.

## ચલન સબ ઉલટે ચલીએ જી.[1]

હમ તો સરભંગી[2] હે રે ચલન સબ ઉલટે ચલીએ જી. ટેક.
બંકનાલ[3] હે બાટ હમારી ગગન મંડળ જા ચડીએ રે ભાઈ,
ઉંડા દરિયા બ્હોત અંધેરા[4] વહાં કુદકર પડીએ, હમ તો૦ ૧
અગમ અગોચર ઓર અંધેરા વ્હાં ઘોડા દોડાવે રે ભાઈ,
બસ્તીકો[5] ઉજડ કર ડાલે ઉજ્જડ ફેર બસાવે, હમ તો૦ ૨
ઈંગલા[6] પિંગલા[7] અલોપ કરકે સુખમણ[8] પૂર બહાવે રે ભાઈ,

---

૧ આ ભજન સમાધિનું સ્વરૂપ સમજાવે છે. ૨ સરભંગી (સર્વાંગી) = બધામાં મળી જાય તેવો. ૩ બંકનાલ = ત્રિપુટી વચ્ચેનો વક્ર અને ઝીણું છિદ્ર કે જેમાં થઇને સુરતી દસમા દ્વારે જાય છે. ૪ ઉંડા દરિયા બ્હોત અંધેરા = જ્યારે સુરતી ઉપર ચડે ત્યારે સુન થઈ સર્વે ભ્રમણાથી વિરક્ત થવાય તેવી સુન સ્થિતિ. ૫ બસ્તીકો +++ = ભ્રમણા રૂપી વસ્તીનો નાશ કરી આત્મ-પ્રકાશની વસ્તી વસાવવી તે. ૬ ઇંગલા (ઇડા) = જ્યારે ડાબી નાસિકામાંથી સ્વર નિકળે ત્યારે ઇડા અથવા ચંદ્ર નાડી પણ કહેવાય છે. ૭ પિંગળા = જ્યારે સ્વર જમણી નાસિકામાંથી નિકળે ત્યારે પિંગળા અથવા સૂર્ય નાડી પણ કહેવાય છે. ૮ સુખમણ ( સુષુમ્ણા ) = બંને નાસિકામાંથી સાથે શ્વાસ નિકળે તે નાડી; **इडा च पिंगला चैव सुषुम्णा चेति नाडिकाः । शशि-सूर्यशिवस्थानं वामदक्षिणमध्यगाः ॥** અર્થાત્ ઇડા ડાબી બાજુની નાડી અને તેનું સ્થાન ચંદ્ર છે, પિંગળા જમણી બાજુની નાડી અને તેનું સ્થાન સૂર્ય છે અને સુષુમ્ણા ઉપરની બંને નાડીની મધ્યની નાડી અને તેનું સ્થાન શિવ છે.

ગુરૂગમ સોટા હાથમેં લેકર ઉલટી ગંગા[1] તરીએ,[2] હમ તો૦ ૩
નાભિ કમલસેં નાવ ચલાવે સોહંગ શબ્દ ચિત ધરીએ રે ભાઈ,
સુરત નુરત પર સુરતા રખકે તીરખુટી[3] તીરથ ધાવે, હમ તો૦ ૪
મનકી મોજમેં આકર જ્ઞાની એસા શબ્દ સુનાવે રે ભાઈ,
મરને પ્હેલે[4] હમ મર જાવે[5] ઓર અમર હો જાવે, હમ તો૦ ૫

## ભજન ૪.

### ભેદ અંતરકા પાયા જી.[6]

હમને શોધી કાયા રે ભેદ અંતરકા પાયા જી. ટેક.
એકા એકી ઉનમુની[7] હોકર સોહંગ શબ્દ રણુકાયા રે ભાઈ,
દંડી[8] મુંડી[9] એક મીલાકર નેન નાસિકા લાયા, હમને૦ ૧
બસ્તી[10] છોડ શિખર[11] પર આયા અનહદ નાદ જગાયા રે ભાઈ,
અમૃત રસકા પીયા પ્યાલા તીરખુટી ધ્યાન ધરાયા, હમને૦ ૨
ડુંગર ચડીયા દેખી મઢીયા[12] જળહળ જયોત[13] જગાયા રે ભાઈ,
ગુરૂ અપનેકા ખોજ કીયા તબ અપના રૂપ દિખાયા, હમને૦ ૩
ભયા પ્રકાશ ઓર હુવા ઉજાલા અગંમ મ્હેલમેં[14] આયા રે ભાઈ,
અદ્ધર આસન જોગી[15] બેઠા નૂર નઝરૂં વરતાયા, હમને૦ ૪
સુરત હમારી સુનમેં પ્હોંચી અવઘટ ઘાટ મીલાયા રે ભાઈ,

૧ ઉલટી ગંગા=સુષુમ્ણા સ્વરરૂપી ગંગા. ૨ તરીએ=ઉપર ચઢીએ. ૩ તીરખુટી (ત્રિપુટી)=બે ભમરના વચ્ચેની જગા. ૪ મરને પ્હેલે= આત્માથી દેહ છુટો થાય તે પહેલાં. ૫ હમ મર જાવે=સંસાર તથા શરીર વીગેરે ભ્રમણાનું ભાન ભુલી આત્મસ્વરૂપમાં લીન થઇએ. ૬ આ ભજન સમાધિનું સ્વરૂપ બતાવે છે. ૭ ઉનમુની=એકદમ ચુપ. ૮ દંડી=નાકની દાંડી. ૯ મુંડી=નાકની અણી. ૧૦ બસ્તી=મનની ભ્રમણારૂપ વસ્તી. ૧૧ શિખર= બ્રહ્માંડરૂપ શિખર. ૧૨ મઢીયા=બ્રહ્મનું સ્થાન. ૧૩ જળહળ જ્યોત=આત્મ-પ્રકાશ. ૧૪ અગમ મ્હેલમેં=સુનમાં. ૧૫ જોગી=આત્મારૂપ જોગી. ૧૬ નૂર=બ્રહ્મપ્રકાશ.

તનકો તોડા મનકો જોડા ઉલટા આપ સમાયા, હમને૦ ૫
કહેતા **જ્ઞાની** સુનો મેરે સંતો અગમ પંથ મેં પાયા રે ભાઈ,
આપેસેં જબ હમ આપ નિકલ ગયે અલખ પુરૂષ[1] ઘર આયા,હ૦૬

## ભજન ૫.

### સાધુ આતમ સિદ્ધિ કરો.[2]

સાધુ આતમ સિદ્ધિ કરો સભી સિદ્ધિકો તમ બિસરો. ટેક.
અગ્નિ ખાવે અગ્નિમેં ન્હાવે અગ્નિમેં કરે પથારી રે ભાઈ,
અગ્નિ હોકર અગ્નિમેં મીલ જાય ફીર નિકળે સિદ્ધ ભારી, સાધુ૦ ૧
જલમેં ઘુસકર કોરે નિકળે જલ પર ચલને લાગે રે ભાઈ,
જલમેં જાકર જલ બન જાવે ફીર જલમેંસેં જાગે, સાધુ૦ ૨
પવનપે ચાલે પવનપે બેઠે પવન પર અદ્ધર સોવે રે ભાઈ,
પવનમેં મીલકર પવન હો જાવે ફીરકર પરગટ હોવે, સાધુ૦ ૩
મીટ્ટીમેં મીલકર મીટ્ટી હોજાવે મીટ્ટી બીચ સમાવે રે ભાઈ,
યહાં સમાવે કહીં જા નિકળે ફીર યહાં પર આવે, સાધુ૦ ૪
આકાશમેં જા અલોપ હો જાવે જડ ના રહેવે કાયા રે ભાઈ,
શસ્ત્ર કોઈ ચલે નહીં ઉસ પર તબ વ્હો સિદ્ધ કહાયા, સાધુ૦ ૫
એક શરીરકે અનેક બનાવે જ્યાં ધારે વ્હાં જાવે રે ભાઈ,
જો કુછ મેંાસેં બચન નિકાલે ઓહી તુરત હો જાવે, સાધુ૦ ૬
તબ હમ ઉસકો સિદ્ધ બિચારે ઓર સિદ્ધિ સબ ખોટી રે ભાઈ,
દુનિયા ભીતર ઢોંગ ચલાવે બાત બનાવે મોટી, સાધુ૦ ૭
તિન કાલકી[3] બાત બતાવે ચૌદ લોકકી[4] જાને રે ભાઈ,

૧ અલખ પુરૂષ=આત્મા. ૨ મોક્ષનું દ્વાર આત્મસિદ્ધિ છે એ આ ભજનનો સાર છે. વળી આત્મસિદ્ધિવાળો પુરૂષ કોને કહેવો તેનાં પણ લક્ષણ આ ભજનમાં બતાવવામાં આવ્યાં છે. ૩ તિન કાલકી=ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ રીતે ત્રણ કાળની. ૪ ચૌદ લોકકી=સાત આકાશના અને સાત પાતાળના મળી ચૌદ લોકની.

અપની કાયા અમર રાખે તબ સિદ્ધિ પરમાને, સાધુ૰ ૮
રિદ્ધિ સિદ્ધિ છોડકે સંતો આત્મજ્ઞાન બિચારો રે ભાઈ,
અપને સ્વરૂપકો આપ પિછાનો ઓર અપના ભવ તારો; સાધુ૰ ૯
જન્મ મરણુ ફીર નહીં હે સંતો જ્ઞાની કહેતે વાણી રે ભાઈ,
ઇસ પિંજરેસેં[1] જીસ દિન છૂટે ફીર નહીં આવે પ્રાણી, સાધુ૰ ૧૦

## ભજન ૬.

## હમને સફર કીયા તનમેં.[2]

હમને સફર કીયા તનમેં મીલે જા અલખ નિરંજનસેં. ટેક.
શીતળ કુંડમેં ન્હાકર સંતો નિવૃત્તિ ઘર આયે રે ભાઈ,
ધીર ગંભીર ધરી મન અંદર હરસેં ધ્યાન લગાયે, હમને૰ ૧
મન પવનકો બાંધકે સંતો ઘટકે ચોર નિકાલે રે ભાઈ,
ચેતન ચોકી બીઠાકે અંદર અગમકે મારગ ચાલે, હમને૰ ૨
સીધા મારગ છોડકે સંતો ઉલટે રસ્તે આયે રે ભાઈ,
તીરખુટી ઘાટપર આકર સંતો આપમેં આપ સમાયે[3], હમને૰ ૩
સુખમણુ સેજમેં આકર સંતો સુરતી સુનમેં જોડી રે ભાઈ,
પાંચ ઈદ્રિકો બસ કર લીની તનકી શુદ્ધિ છોડી, હમને૰ ૪
અગમ અગોચર ઢુંડકે સંતો સુનકે ભીતર આયે રે ભાઈ,
બંકનાલકે મારગ હોકર ગગન મંડલમેં ધાયે, હમને૰ ૫
મહાસુનમેં હમ જાકર સંતો ધીરે ધીરે ચાલે રે ભાઈ,
પ્રેમ લ્હેર જબ ચડ ગઈ હમકો સુનસેં પાર નિકાલે, હમને૰ ૬
પિંડ બ્રહ્માંડકો ફોડકે સંતો અકાશ મારગ દોડે રે ભાઈ,

---

૧ પિંજરેસેં=શરીરરૂપી પાંજરાથી. ૨ આ ભજન સમાધિ સંબંધી છે અને સમાધિની ક્રિયાને મુસાફરીરૂપે કલ્પના કરી હકીકત જણાવી છે. ૩ આપમેં આપ સમાયે=બાહ્ય અને અંતર રાગદ્વેષની વૃત્તિઓથી વિરક્ત થઈ એકાગ્રતામાં રહે.

આગે ફીર એક દેખા મેદાન હમને ખુલ્લે ચોડે, હમનેં૦ ૭
વહાં નબીકી[1] મીજલસ દેખી હમે અદબસેં આયે રે ભાઈ,
સભી સહાબાં દેખે ઉસ જા નબીકા દર્શન પાયે, હમનેં૦ ૮
વ્હાંસેં હમ ગયે સંગ નબીકે બીચમેં જન્નત[2] આઈ રે ભાઈ,
બ્હોત તમાશે દેખે ઊસ જા રૂહાં[3] બ્હોત દિખાઇ, હમનેં૦ ૯
વહાંસેં પહોંચે અર્શકે[4] ઉપર નૂર બ્હોતસા દેખા રે ભાઈ,
ઉસ્સે આગે નૂર જાત હે નહીં હે ઉસકા લેખા, હમનેં૦ ૧૦
વહાં તુરકા શોર સાર હે તરેહ તરેહકા બાજા રે ભાઈ,
નૂર અલખકા વહાં દેખાવે એહી ધામ મહારાજા, હમનેં૦ ૧૧
એ તો બાત દેખેકી હેગી કહેનેમેં નહીં આવે રે ભાઈ,
જ્ઞાની જો જીતે મર જાવે વ્હો એ રસ્તા પાવે, હમનેં૦ ૧૨

---

## ભજન ૭.

### ગગનમેં ચડકર હો ગયે દંગ.[5]

હમ તો ગુરૂ બચનકે સંગ ગગનમેં ચડકર હો ગયે દંગ. ટેક.
પ્હેલી સીડી અનહદ[6] બાજા તરેહ તરેહકા બાજા રે ભાઈ,
એ બાજા ફીર બડતે બડતે જેસા બાદલ ગાજા, હમ તો૦ ૧
ઉસ બાજેમેં રણુંકાર હે ઘોર બ્હોત હે લંબા રે ભાઈ,
રણુંકારકે ઉપર હમને દેખા બ્હોત અચંબા, હમ તો૦ ૨
ચંદ્ર સૂરજ ઓર તારે દેખે બિજલીકા ચમકારા રે ભાઈ,
ચંદ્રકે ભીતર દેખી મૂરત ઉસકા નૂર અપારા, હમ તો૦ ૩

---

૧ નબીકી = પેગંબરની. ૨ જન્નત = સ્વર્ગ. ૩ રૂહાં = જીવો. ૪ અર્શકે = બ્રહ્માંડના. ૫ આ ભજન સમાધિનું છે. ૬ અનહદ નાદ દસ છે તે નીચે પ્રમાણે:—પહેલો ચીણી ચીણી પ્રથમ, બીજો ચીણી ચીણી, ત્રીજો ઘંટનાદ, ચોથો શંખનાદ, પાંચમો તંત્રીનાદ, છઠ્ઠો તાલનાદ, સાતમો વેણુનાદ, આઠમો ભેરીનાદ, નવમો મૃદંગનાદ, અને દસમો મેઘનાદ.

ઓર જ્હોતસી મૂરતાં દેખી જળહળ જ્યોત સમાની રે ભાઈ,
મહા રૂપ મહા સુંદર મુખડા સકળ શરીર નૂરાની, હમ તો૦ ૪
ઓર હમને કુછ એસા દેખા બડા નૂરકા દરિયા રે ભાઈ,
કોટ ભાન[1] જહાં શરમા જાવે એસા નૂરસેં ભરીયા, હમ તો૦ ૫
ઓર હમને એક જંગલ દેખા લાલ રંગસેં પૂરા રે ભાઈ,
ઉસ ભીતર એક મૂરત દેખી બેહદ ઉસકા નૂરા, હમ તો૦ ૬
ફીર હમમેં હમ સમા ગયે ઓર એસા નૂર કુછ દેખા રે ભાઈ,
ના ઉસકા કુછ નામ ઠામ હે નહીં રૂપ ના રેખા, હમ તો૦ ૭
જો ચાહે સો ઈસીમેં પાવે એહી ભજન હે ભારી રે ભાઈ,
બ્રહ્મરૂપ ભી ઈસીમેં હોવે ઈસકી કલા હે ન્યારી, હમ તો૦ ૮
આકાશ વાણી ઇસીમેં હોવે ઇસીમેં મુક્તિ જાનો રે ભાઈ,
સભી દેવતા પાઉં પડે આ ઇસીમેં નિશ્ચે માનો, હમ તો૦ ૯
જો કોઇ આપમેં આપ સમાવે વ્હો એ રસ્તા પાવે રે ભાઈ,
બિના ગુરૂ એ ભેદ કઠન હે મુક્ત નહીં મીલ જાવે, હમ તો૦ ૧૦
જીસને એ મારગ હે દેખા ઉસકા ભેદ અપારા રે ભાઈ,
કીસીસેં ઉસકા જીવ મીલે નહીં રહેવે સબસેં ન્યારા, હમ તો૦ ૧૧
કીસી જીવકો દુઃખ નહીં દેવે બેઠે ચુપકા છાના રે ભાઈ,
કોઈ કામમેં ચિત્ત ના લાગે જ્યું મૂરખ નાદાના, હમ તો૦ ૧૨
બિના ગુરૂ એ રાહ ન પાવે શાસ્તર ભીતર નાહીં રે ભાઈ,
એ બાતાં સબ રહી હે છાની ગુરૂકે હૃદયે માંહી, હમ તો૦ ૧૩
ગુરૂ કરે ઓર ગુરૂકે ઉપર તન મન ધન સબ વારે રે ભાઈ,
કહેતે **જ્ઞાની** તભી ગુરૂજી બેડા પાર ઉતારે, હમ તો૦ ૧૪

---

૧ કોટ ભાન જહાં શરમા જાવે = કરોડો સૂર્ય પણ શરમાઈ જાય અર્થાત્ અતિશય તેજસ્વી.

## ભજન ૮.

### સમજકર મગન હુવા મનમેં.[1]

હરકા દેખા દરશન મેં સમજકર મગન હુવા મનમેં. ટેક.
જલમેં દેખા સ્થલમેં દેખા દેખા પવન અગનમેં રે ભાઈ,
કંકર પથ્થર સબમેં દેખા મનવા ભયા મગનમેં, હરકા૦ ૧
ઝાડમેં દેખા પાંતમેં દેખા દેખા ફલ ફૂલનમેં રે ભાઈ,
ઠામ ઠામમેં દરશન પાયા જ્ઞાનરૂપ દરપનમેં, હરકા૦ ૨
તમમેં દેખા હમમેં દેખા દેખા સબ પુરૂષનમેં રે ભાઈ,
કોઈ ઉસી બિન નઝર ન આયા હમકો જગ દરશનમેં, હરકા૦ ૩
અકાશ દેખા પતાળ દેખા દેખા સભી ગગનમેં રે ભાઈ,
તિન લોકમેં ઉસકો દેખા રમતા સબકે તનમેં, હરકા૦ ૪
ઉસી બિના કોઈ ચીજ ન દેખી સમુંદર બસ્તી બનમેં રે ભાઈ,
ચૌદ ખંડમેં આપ સમાયા તરેહ તરેહકે ફનમેં,[2] હરકા૦ ૫
હરેક જગામેં ઉસકો દેખા નૂર ભયા લોચનમેં[3] રે ભાઈ,
ઉસ બિન દુજા કછુ ન દેખા બોલા સત્ય બચન મેં, હરકા૦ ૬
ઉસીસેં દોરી લગી હે સબકી ખેંચે સબ કારનમેં રે ભાઈ,
બાજીગર જ્યું પુતલિયુંકા ખેલ કરે લોકનમેં, હરકા૦ ૭
કભી અમારા સંગ ન છોડે જાગૃત ઓર સુપનમેં[4] રે ભાઈ,
આઠું પ્હેર હાઝર હે રહેતા જ્ઞાનીકે ચેતનમેં, હરકા૦ ૮

---

## ભજન ૯.

### હરકો હમને પાયા.[5]

હરકો હમને પાયા રે ગુરૂને જ્ઞાન બતાયા જી. ટેક.
જળ થળમેં ઓર પવન અગનમેં સાહેબ આપ સમાયા રે ભાઈ,

---

૧ આ ભજન બ્રહ્મસ્વરૂપ અને બ્રહ્મની સર્વવ્યાપકતા બતાવે છે.
૨ ફન=રૂપ. ૩ લોચન=આંખ. ૪ સુપનમેં=સ્વપ્નમાં. ૫ આ ભજન

જ્યાં દેખા વ્હાં રૂપ ઉસીકા નઝર હમારે આયા, હરકો૦ ૧
આકાશ પાયા પતાળ પાયા તિન લોક નિરખાયા રે ભાઈ,
કંકર પથ્થર સબમેં હમને નૂર નઝરૂં વરતાયા, હરકો૦ ૨
ઘટમેં પાયા પરઘટ પાયા જ્યાં જ્યાં મનવા ધાયા રે ભાઈ,
તુમમેં હમમેં સબ લોકોંમેં ઓહી મેરે મન આયા, હરકો૦ ૩
હરેક જગામેં ઉસકો પાયા અજબ અજબ રંગ લાયા રે ભાઈ,
ઉસ બિન હમને કછુ ન પાયા સચ્ચી બાત સુનાયા, હરકો૦ ૪
ઉસીસેં દોરી લગી હે સબકી હલચલ ઉન્ને કરાયા રે ભાઈ,
બાજીગર જ્યું પુતલિયુંમેં લટકા આપ બતાયા, હરકો૦ ૫
ઝાડ પાંત ઓર ફૂલ ફૂલનમેં ઉસકા ભેદ છુપાયા રે ભાઈ,
જીવ જંત ઓર પશુ પંખીમેં ઓહી પુરૂષ દરશાયા, હરકો૦ ૬
જો કુછ હે સબ વહી હે સંતો હમને ઉસકો પાયા રે ભાઈ,
ઉસીકો દેખા ઉસીકો પરખા અપના મન સમજાયા, હરકો૦ ૭
જ્ઞાનીકો જબ જ્ઞાન હુવા તબ અલખ પુરૂષ દરશાયા રે ભાઈ,
મનવા પરસન હુઆ હમારા પ્રેમ લ્હેર ચડ આયા, હરકો૦ ૮

---

## ભજન ૧૦.

## હમારા પંથ હે ન્યારા જી.[૧]

હમને બ્રહ્મ બિચારા રે, હમારા પંથ હે ન્યારા જી. ટેક.
માલા મણકા હમ નહીં ફેરે પુસ્તક ગ્રંથ બિસારા રે ભાઈ,
ધામ જાત્રા હમ નહીં જાવે ભટકે નહીં સંસારા, હમને૦ ૧

---

બ્રહ્મસ્વરૂપનું છે અને તેનો ભાવાર્થ નીચેના શ્લોકને મળતો છે:—जले विष्णुः स्थले विष्णुर्विष्णुः पर्वतमस्तके । ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥ અર્થાત્ પરબ્રહ્મ પરમાત્મા પરમેશ્વર જળમાં, સ્થળમાં, પર્વતમાં, અગ્નિમાં, બ્રહ્માંડમાં વ્યાપક છે, આખું જગત્ બ્રહ્મમય છે.

૧ આ ભજન બ્રહ્મજ્ઞાન સમજાવે છે.

દેવી દેવતા હમ નહીં પૂજે પથરા કૌન બિચારા રે ભાઈ,
દેવળ મંદિર હમ નહીં જાવે છોડા ઠાકર દ્વારા, હમને૦ ૨
પૂજા ક્રિયા વ્રત સમાધિ કરતવ[1] છોડા સારા રે ભાઈ,
તપ જપ તો હમ કછુ ન કરીએ ભાવ હમારા ચારા,[2] હમને૦ ૩
ચિત્ત હમારા જીસસે લાગા ઓહી અમારા પ્યારા રે ભાઈ,
સુરતા ઉસકે સન્મુખ રખ્ખે આનંદ હોય અપારા, હમને૦ ૪
દિન ઓર રાત મગન હો રહેવે મન મોહન પર વારા રે ભાઈ,
પ્રેમ પ્યાલે ભર ભર પીવે એ હે કામ હમારા, હમને૦ ૫
સોહં સિદ્ધ કીયા મન અંદર છોડા સબ વિસ્તારા રે ભાઇ,
એક બ્રહ્મ ઓર દ્વિતીય નાસ્તિ[3] એહી શબ્દ લલકારા, હમને૦ ૬
કભી નહીં હમ કપડે રંગે નહીં મુંડાવનહારા[4] રે ભાઈ,
કભી નહીં હમ જટા બડાવે છોડા સબ આચારા,[5] હમને૦ ૭
સબ સંસારકે જુઠે ઝગડે આવે નહીં નિસ્તારા[6] રે ભાઈ,
જ્ઞાન નાવમેં બેઠકે સંતો જ્ઞાનીને ભવ તારા. હમને૦ ૮

---

## ભજન ૧૧.

## જગતમેં જુક્તિ ફેલાઈ.[7]

જગતમેં જુક્તિ ફેલાઇ નિરંજન નિરખો રે ભાઈ. ટેક.
કહીં હે હિંદુ કહીં મુસલમાન કહીં બંમન કહીં બનીઆ રે ભાઈ,
કહીં હે ઋષિ કહીં હે મુનિ કહીં હે આપ કસાઈ, જગત૦ ૧

---

૧ કરતવ (કર્તવ્ય)=ફરજ. ૨ ભાવ અમારા ચારા=ભાવ એજ અમારો ખોરાક. ૩ એક બ્રહ્મ ઓર દ્વિતીય નાસ્તિ=માત્ર એક બ્રહ્મ છે બીજુ કાંઇ નથી. ૪ મુંડાવનહારા=માથું મુંડાવવાવાળા. ૫ આચારા=ધર્મના રીતરીવાજ, આચાર. ૬ નિસ્તારા=પાર, છેડો. ૭ આ ભજન આત્મસ્વરૂપ સમજાવે છે. દુનિયામાં જીવોનાં જુદાં જુદાં સ્વરૂપ જોવામાં આવે છે પરંતુ તે તમામનો છેવટ સુધી વિચાર કરીશું તો આત્માપરમાત્મા સિવાય કાંઇ બીજું સમજાતું નથી.

કહીં હે જોગી કહીં હે જંગમ કહીં હે ભક્તિવાલા રે ભાઈ,
કહીં હે મુખ પર તિલક બનાઈ કહીં હે ખાખ લગાઈ, જગત૦ ૨
કહીં હે મૂરખ કહીં હે પંડિત કહીં ગુરૂ કહીં ચેલા રે ભાઈ,
કહીં હે કાઝી કહીં હે મુલ્લા કહીં હે બાંગ સુનાઈ, જગત૦ ૩
કહીં બાગ હે કહીં હે માલી કહીં ફૂલ કહીં બુટ્ટા રે ભાઈ,
કહીં હે બુલબુલ કહીં હે ભમરા કહીં કોયલ બન આઈ,[1] જગત૦ ૪
કહીં ગગન હે કહીં હે ચંદર કહીં સૂરજ કહીં તારે રે ભાઈ,
કહીં હે પૃથ્વી કહીં સમુંદર કહીં હે મોજ ચડ આઈ, જગત૦ ૫
કહીં હે કીડી કહીં હે હસ્તી કહીં નૂર કહીં છાયા રે ભાઈ,
કહીં હે હીરા કહીં હે મોતી કહીં હે જ્યોત લગાઈ, જગત૦ ૬
એકસેં લેકર લાખ બિચારો નહીં ઉસકા છેડા રે ભાઈ,
ઘટત ઘટત જબ એક લય[2] લાગી આગે રાહ ન પાઈ, જગત૦ ૭
જીસકે ઉસસેં મીલના હોવે સબો ધર્મકો છોડે રે ભાઈ,
આપકે અંદર આપ સમાવે એ જ્ઞાનીકે મન ભાયી, જગત૦ ૮

## ભજન ૧૨.

## તું આકર છુપા મેરે મનમેં.[3]

તેરા ખોજ કીયા તનમેં તું આકર છુપા મેરે મનમેં. ટેક.
ગોકુલ મથુરા કાશી ઢુંડા ઢુંડા બિંદ્રાબનમેં રે ભાઈ,
ગંગા જમુના સરસ્વતી ઢુંડે દર્શનકે કારણ મેં, તેરા૦ ૧
જતિ સતી[4] સંન્યાસી ઢુંડે ઢુંડા સબ પુરૂષનમેં રે ભાઈ,
પંડિતકે પુસ્તકમેં ઢુંડા બ્રહ્માકે સમરનમેં, તેરા૦ ૨
ધ્યાની ઢુંડે મુનિ ઢુંડે તપસીકે આભરનમેં[5] રે ભાઈ,

૧ બન આઇ = બનીને આવી. ૨ લય = ધુન. ૩ આ ભજન આત્મ-સ્વરૂપ સંબંધી છે. ૪ સતી = સત્ય પુરૂષો. ૫ આભરનમેં (આભરણ) = કપડામાં.

ભગત ઢુંડે ભજનાનંદ ઢુંડે જોગીકે આસનમેં, તેરા૦ ૩
જંગમ ઓર બેરાગી ઢુંડે સાધુ ઓર સંતનમેં રે ભાઈ,
ફકીર ઢુંડે અતીત ઢુંડે ઢુંડા ખટ દર્શનમેં,[1] તેરા૦ ૪
રાગ તાલ ઓર નાચમેં ઢુંઠા ઢુંડા ગીત ભજનમેં રે ભાઈ,
કામ ક્રોધ ઓર મોહ ન છુટા ભુલ રહા સબ ધનમેં, તેરા૦ ૫
પહાડ ઢુંડે પર્બત ઢુંડે ઢુંડા ઝાડી બનમેં રે ભાઈ,
પૃથ્વી પર કોઇ ઠોર ન છોડા દેખા નહીં સુપનમેં, તેરા૦ ૬
તીરથ જાત્રા સારે ઢુંડે ઢુંડા બાગ ચમનમેં રે ભાઈ,
મંદિર ઓર મસીતાં ઢુંડી ના દેખા મોહન મેં, તેરા૦ ૭
સાત સમુંદર સારે ઢુંડે લાલુંકી[2] જયોતનમેં રે ભાઇ,
હીરા પંના માણુક ઢુંડે મોતીકી માલનમેં, તેરા૦ ૮
અકાસ ઢુંડા પતાલ ઢુંડા ઢુંડા સકલ ગગનમેં રે ભાઇ,
ચંદ્ર સૂરજ ઓર તારે ઢુંડે કીયા નહીં દર્શન મેં, તેરા૦ ૯
બાટ બાટ ઓર ઘાટ ઘાટમેં ઢુંડ ફીરા હર ફનમેં રે ભાઈ,
જોગી બનકર જગ સબ ઢુંડા જન્મ ગયા બાતનમેં, તેરા૦ ૧૦
તપસી બનકર પિંડ સુકાયા તાપા બ્હોત અગનમેં રે ભાઈ,
ધ્યાન કીયા પણ જ્ઞાન બિના તો રહી બાસના મનમેં, તેરા૦ ૧૧
જ્ઞાન બિના જયું મ્રીઘલા[3] ફીરતા સુગંધી કેરી ધુનમેં રે ભાઇ,
ડુંટીમેં કસ્તુરી ભરકર ભટકત હે બન બનમેં, તેરા૦ ૧૨
સદ્ગુરૂ પાયા જ્ઞાન બતાયા સમજા એક બચનમેં રે ભાઇ,
અખંડ જયોતકા અજવાલા મેં નિરખ લીયા નેનનમેં, તેરા૦ ૧૩
અંતર ખોજા દર્શન પાયા પરખ લીયા ચેતનમેં રે ભાઈ,
સદ્ગુરૂ ચરણે શીષ નમાયા મનમેં હુઆ પરસન મેં, તેરા૦ ૧૪

૧ ખટ દર્શનમેં (ષટ્દર્શન)=છ શાસ્ત્રમાં. ૨ લાલુંકી=માણેક રત્ન વિગેરેની. ૩ મ્રીઘલા (મૃગ)=હરણ.

સદ્ગુરૂને જબ સાન બતાઈ જા બેઠા સુખમણુમેં રે ભાઈ,
પ્રેમ હુઆ ઓર ધ્યાન લગાયા સુરતા પ્હોંચી સુનમેં, તેરા૦ ૧૫
આપ બિસરકર આપકો દેખા ઉલટ સમાયા તનમેં રે ભાઈ,
ભ્રમણા ભાગી સંશય મીટીયા દેખા દિલ દર્પનમેં, તેરા૦ ૧૬
જ્યું સમશેર હે મ્યાનકે ભીતર યું માલક હે તનમેં, રે ભાઈ,
શરીરમેં સબ ઉસકી શક્તિ સમજા અપને મનમેં, તેરા૦ ૧૭
મસ્ત બના મેં હું મતવાલા લાલન[1] કેરે લગનમેં રે ભાઇ,
પ્રેમ પ્યાલે ભર ભર પીતા **જ્ઞાની** ભયા મગનમેં, તેરા૦ ૧૮

## ભજન ૧૩.
## ભેદ કોઇને ન પાયા જી.[2]

તેરી અકળિત[3] માયા રે ભેદ કોઈને ન પાયા જી. ટેક.
જો સમજ્યા સો હુવા દીવાના જો મૂરખ સો ડાહ્યા રે ભાઈ,
તુજસેં મીલીયા સબસેં બીગડા એ કેસા રંગ લાયા? તેરી૦ ૧
સત ચલે સો સબકા વેરી[4] પાખંડી શિર છાયા રે ભાઈ,
જ્ઞાનીકી કોઈ બાત ન માને જુઠે જગત ભરમાયા, તેરી૦ ૨
ખરે મારગ કોઈ સંત સિધાવે ખોટે સબ કોઈ ધાયા રે ભાઈ,
નઝરબંધીકા ખેલ જગતમેં તુંને ઠીક બનાયા, તેરી૦ ૩
સ્વર્ગ નરક ઓર દેવલોકમેં તું હે આપ સમાયા રે ભાઈ,
તુજ બિન મુજકો તિન લોકમેં કોઈ નઝર નહીં આયા, તેરી૦ ૪
મોક્ષ પદારથ તુંહી પાવે સ્વર્ગ ભી તુંને પાયા રે ભાઈ,
નરક કુંડમેં આપ સમાવે કેસા ભેદ રચાયા, તેરી૦ ૫

---

૧ લાલન = પિયુ, માલેક. ૨ આ ભજન પરમાત્માની અકળ માયા અને અભેદ સ્વરૂપ સમજાવે છે. ૩ અકળિત = કળી શકાય નહીં તેવી. ૪ વેરી = દુશ્મન.

સબકે ઘટમેં તું હે પરગટ તેરી હે સબ માયા રે ભાઇ,
જ્ઞાની તેરા જુના સંગી ફેર મીલનકો આયા, તેરી૦ ૬

## ભજન ૧૪.

## તેરા ભેદ સભી ન્યારા.[૧]

તેરા ભેદ સભી ન્યારા તેરે બિન નહીં કીસે યારા. ટેક.
કીસીકે તહીં તું કુછ સમજાવે કીસીકો કુછ બતલાવે રે ભાઇ,
કીસીકે તહીં કુછ ઓર કહે તું કરતા અપના ધારા, તેરા૦ ૧
એક લાખ ચોબીસ હજાર પેગંબર થે તુજ પ્યારે રે ભાઇ,
કમી જાદે તું જાને પણ સબ સબકે રસ્તે ન્યારે, તેરા૦ ૨
સબસેં છેલ્લે નબી મહંમદ તેરી તરફસેં આયે રે ભાઇ,
સબ દીનોકો[૨] મનસુખ[૩] કરકે તેરે હુકમ સુનાયે, તેરા૦ ૩
ચોબીસ તીર્થંકર[૪] જૈની હો ગયે ઉનકા ઓર થા ખાસા[૫] રે ભાઇ,
એકસો આઠ અવતાર કહા ગયે ઉનકા જૂદા તમાશા, તેરા૦ ૪
જ્ઞાની આરફ[૬] ઓર વેહવારી શરઇ[૭] સુફી[૮] સાલીક[૯] રે ભાઇ,
તરેહ તરેહકે ભેદ કીયે તેં તું હે સબકા માલીક, તેરા૦ ૫
વલીઉંકો[૧૦] કુછ ઓર હી સુઝા આશકોકા[૧૧] રંગ દુજા રે ભાઇ,
જ્ઞાની તેં સબ કીયે તમાશે ભેદ કીને ના બુજા,[૧૨] તેરા૦ ૬

---

૧ આ ભજન પરમાત્માનાં જૂદાં જૂદાં સ્વરૂપ સમજાવી એક પરમાત્માની સમજ બતાવે છે. ૨ દીનોકો=ધર્મોને. ૩ મનસુખ કરકે=બંધ કરી દઇને, ટાળી નાખીને. ૪ ચોબીસ તીર્થંકર જૈની હો ગયે=જૈન ધર્મવાળાઓમાં તેમના ચોવીસ દેવો થઇ ગયા છે જેને તેઓ તીર્થંકર કહે છે. ૫ ખાસા=સ્વભાવ. ૬ આરફ=અનુભવવાળો. ૭ શરઇ=મુસલમાની ધર્મ ઉપર ચાલનાર. ૮ સુફી=ત્યાગી. ૯ સાલીક=ફકીરીના રસ્તે ચાલનાર. ૧૦ વલીઉં=ઓલીઆઓ. ૧૧ આશકો=પ્રેમી જનો. ૧૨ બુજા=સમજ્યા.

## ભજન ૧૫.

## હમ તો આશક મસ્તાને.[1]

હમ તો આશક મસ્તાને,[2] કીસીકી બાત ન માને જી. ટેક.
જીવ હમારા પિયુસેં લાગા ઉસીસેં લાડ લડાવે રે ભાઇ,
કભી ભાવ કર પ્રેમ બડાવે કભી ખફા[3] હો જાવે, હમ તો૦ ૧
દુનિયા ભીતર રહે દીવાને કીસે ભેદ ન દેવે રે ભાઇ,
દિલકે અંદર પ્રેમ પ્રીતસેં નામ પિયાકા લેવે, હમ તો૦ ૨
કભી ખુશીસેં મગન હો રહેવે આશ પિયાકી રાખે રે ભાઇ,
કભી દરશ બિન રહે ઉદાસી બ્હોત નિશાસે નાખે, હમ તો૦ ૩
કભી હસે હમ મોજમેં આકે મનસેં બાતાં કરીએ રે ભાઇ,
કભી એકીલે બેઠકે રોવે ખોફ[4] ધણીકા ધરીએ, હમ તો૦ ૪
કભી સબુસેં બોલે ચાલે મીલે ઝુલે લોકોસેં રે ભાઇ.
કભી કીસીકી ગરજ ન રાખે ચુપકે રહેવે મોંસેં, હમ તો૦ ૫
કભી પેટ ભર ખાવે પીવે ઓર ખુશીસેં સોવે રે ભાઇ,
કભી પ્યાસે[5] ભૂખે રહેવે નિદ્રાત્યાગી[6] હોવે, હમ તો૦ ૬
કભી દીવાને હોકર ફીરીએ મોંસેં એકીલે બકીએ રે ભાઇ,
કભી કીસીસેં બાત ન કરીએ ફક્ત આંખોસેં તકીએ, હમ તો૦ ૭
કભી જ્ઞાનસેં ગગન જા ચઢીએ સહેલ વહાંકી કરીએ રે ભાઈ,
કભી અલમસે[7] બેશુદ્ધ હોકર શુદ્ધ અપની ના ધરીએ, હમ તો૦ ૮
કભી પિયાસેં સન્મુખ હોકર હર જા[8] ઉસકો દેખે રે ભાઇ,

---

૧ આ ભજન આત્મજ્ઞાનનું છે અને તેમાં પરમેશ્વરને પિયા એટલે પતિ-પિયુના સ્વરૂપમાં કલ્પના કરી ખરા પ્રેમનાં સ્વરૂપ જણાવ્યાં છે. ૨ આશકમસ્તાને = ઈશ્વર પ્રત્યે પ્રેમઘેલા, સંસારથી વિરક્ત, સંસારી લોકોને તેમની રીતભાત ઉલટી અને ગાંડા જેવી લાગે છે, તેઓ અંતરથી આત્મધ્યાનમાં તલ્લીન હોય છે. ૩ ખફા = ગુસ્સે. ૪ ખોફ = ડર. ૫ પ્યાસે = તરસ્યા. ૬ નિદ્રાત્યાગી = ઉંઘ જેણે ત્યાગી છે તેવો. ૭ અલમસેં = ફીકરથી. ૮ હર જા = દરેક જગોએ.

કભી નાઝમેં[1] આકર અપને આપ અપનેકો પેખે, હમ તો૦ ૯
કભી રંગીલે કભી છબીલે કભી મતવાલે ફીરીએ રે ભાઈ,
કભી ગરીબી કભી ફકીરી લેકર ભૂપર ગીરીએ, હમ તો૦ ૧૦
સંસારીસેં બાત ન કરીએ મૌનપણેસેં[2] રહીએ રે ભાઈ,
બૂરા ભલા જો કોઈ કહે તો ધ્યાન ઉસ પર ન ધરીએ, હમ તો૦ ૧૧
રાત દિન હમ મુનિ બનકર ચિત્ત પિયામેં ધરીએ રે ભાઈ,
સદા પિયાકે સન્મુખ રહીએ ધ્યાન પિયાકા કરીએ, હમ તો૦ ૧૨
પ્રેમ નગરમેં પેઠે જબસેં ચાલ જગતકા છુટા રે ભાઈ,
જીતના થા શાસ્તરકા બંધન સભી એકદમ તુટા, હમ તો૦ ૧૩
જો કોઈ આશક રહે પિયાકા એસી હાલત હોવે રે ભાઈ,
દુનિયા ભીતર ચિત્ત ન લાગે અકલ અપનીકો ખોવે, હમ તો૦ ૧૪
ઘડી ઘડીમેં રંગ ન્યારે આશકકે બદલાવે રે ભાઈ,
સંસારી એ લોક હમારા કોઈ પાર ના પાવે, હમ તો૦ ૧૫
હમ હે આશક હમ સરભંગી હમ ત્યાગી વેરાગી રે ભાઈ,
હમ હે જોગી લગન[3] હમારી પિયા સંગ હે લાગી, હમ તો૦ ૧૬
ભાવ બિના ભક્તિ ન હોવે પ્રેમ પિયા પર રાખો રે ભાઈ,
પ્રેમ બિના પિયા કભી મીલે નહીં સભી પ્રેમ રસ ચાખો, હમ૦ ૧૭
તપ જપ ક્રિયા વ્રત સમાધિ ભાવ બિના સબ ખોટી રે ભાઈ,
અંતર ભીતર પ્રેમ જો રાખે ઉસકી બાત હે મોટી, હમ તો૦ ૧૮
સંસારીકે જોગી આગે શીષ ચરણુ પર ધરના રે ભાઈ,
કભી જોગીકા અંત ન લેના ભાવસેં ભક્તિ કરના, હમ તો૦ ૧૯
**જ્ઞાની** પિયુસેં પ્રેમ લગાવો માન બડાઈ છોડો રે ભાઈ,
સબ દુનિયાસેં તોડકે જલદી પિયા સંગ દિલ જોડો, હમ તો૦ ૨૦

---

૧ નાઝ=ચાળા. ૨ મૌનપણે=ચુપથી. ૩ લગન=એકાગ્ર પ્રીતિ, અતિ પ્રેમ.

## ભજન ૧૬.

### કલમા ભલા પઢાયા રે.[1]

કલમા[2] ભલા પઢાયા રે મુસલમાન પાક[3] બનાયા જી. ટેક.
કલમે જેસા ઓર પદારથ કહીં નઝર નહીં આયા રે ભાઈ,
હર હર દમમેં કલમા પઢીયા કલમે રંગ લગાયા, કલમા૦ ૧
બિન કલમે કલ[4] નહીં પડત હે કલમે ધ્યાન લગાયા રે ભાઈ,
કલમેકો જો ખોલકે દેખા કલમેમેં કલ[5] પાયા, કલમા૦ ૨
ઇસ કલમેકી કલકો સંતો બિરલા કોઈ નર પાયા રે ભાઈ,
જીસને પાયા ઉને છુપાયા વોહી મોક્ષ સિધાયા, કલમા૦ ૩
મહા મંત્ર યે કલમા હેગા આઝમ ઈસ્મ[6] કહાયા રે ભાઈ,
ખુદા મીલનકા ભેદ હે સારા કલમે બીચ છૂપાયા, કલમા૦ ૪
જીસને ઉસકા અર્થ પિછાના જ્ઞાન ઉસીકો આયા રે ભાઈ,
જીસને કલમા દિલસેં પઢીયા ઉસકો રબસે[7] મીલાયા, કલમા૦ ૫
કલમેને ઘટ કીયા ઉજાલા પલમેં પાપ મીટાયા રે ભાઈ,
પાપ મીટાકર પાક બનાયા દુઃખસેં જીવ છુડાયા, કલમા૦ ૬
કલમા કહે સો નરક ન જાવે સચ્ચી બાત સુનાયા રે ભાઈ,
એસા કલમા કોઈ ધર્મમેં નઝર નહીં મુજ આયા, કલમા૦ ૭
સભી કરામત હે કલમેમેં જો કુછ જીસને ચાહા રે ભાઈ,
કલમા પઢકર જો કુછ માગા વોહી પદારથ પાયા, કલમા૦ ૮

---

૧. આ ભજનમાં મુસલમાનના મૂળ મંત્ર કલમાનો મહિમા વર્ણવ્યો છે. કલમા માટે કબીર સાહેબ કહે છે કેઃ—

(દોહરો)—કલમા કહું તો કલ પડે બિન કલમે કલ નાહ,
જો ખોલ દેખા કલમેકો તો કલ હે કલમે માંહ.

૨ કલમા=મુસલમાનના ધર્મનો મૂળ મંત્ર. ૩ પાક=પવિત્ર, શુદ્ધ. ૪ કલ=ચેન, સુખ. ૫ કલ=કળા, કુંચી, અનુભવરૂપી કળ. ૬ આઝમ ઈસ્મ=મોટું નામ, મહાપદ. ૭ રબસેં=પરમેશ્વરથી.

રિદ્ધિ સિદ્ધિ[1] ઓર કરામત દીન[2] દુનિયાકી માયા રે ભાઇ,
કલમા પઢકર જીસને માગા ઉસકો રબ પ્હોંચાયા, કલમા૦ ૯
યે બાતાં સબ સચ્ચ સુનાઈ જુઠ નહીં મુજ ભાયા રે ભાઇ,
જો કોઇ ચાહે કરે પારખા મેં તો સચ્ચ બતાયા, કલમા૦ ૧૦
કલમેકી સબ રચના રચકર સારા જગત બનાયા રે ભાઇ,
કલમા સબકી જડ હે સંતો ઇસમેં જગત સમાયા, કલમા૦ ૧૧
વલી નબી ઓર પીર પેગંબર સબ કોઇ કલમે ધાયા રે ભાઇ,
કલમે બિન કોઇ મોક્ષ ન પાવે જો ભુલા પસ્તાયા, કલમા૦ ૧૨
મોક્ષકા મારગ કલમે અંદર જીન ઢુંડા તીન પાયા રે ભાઇ,
કલમા હેગા મોક્ષકી કુંચી સબકો ભેદ બતાયા, કલમા૦ ૧૩
ઋષિ તપસી ઓર તીર્થંકર જીસને જોગ ઉઠાયા રે ભાઈ,
જો કલમેકી કલકો પાયા વોહી મોક્ષ સિધાયા, કલમા૦ ૧૪
ભગત અતીત ઓર જ્ઞાની મુનિ સાધુ સંત કહાયા રે ભાઈ,
બિન કલમેકી કલકે સંતો કોઇ જ્ઞાન નહીં પાયા, કલમા૦ ૧૫
ચાર શબ્દકે કલમે[3] અંદર સારા ભેદ છુપાયા રે ભાઈ,
યે કુદરતકા બડા તમાશા દરિયા ઘટમેં સમાયા, કલમા૦ ૧૬
કલમા કહે સો સ્વર્ગમેં જાવે મેં કલમે ચિત લાયા રે ભાઇ,
મોંસેં પઢીયા દિલસેં માના વૈકુંઠ દ્વાર ખુલાયા, કલમા૦ ૧૭
કેવલજ્ઞાન[4] કલમેસેં હોવે અગમ સમજમેં આયા રે ભાઇ,
પાપ પુન્ય દોનું એક કાંટે[5] કલમા પઢકર લાયા, કલમા૦ ૧૮
ચારૂં વેદ કલમેકે અંદર ગુરૂને ખોલ બતાયા રે ભાઇ,
કહાં તક મેં કલમેકો બખાનું કોઇ પાર નહીં આયા, કલમા૦ ૧૯

---

૧ રિદ્ધિસિદ્ધિ=ધનદોલત, વૈભવ વિગેરે. ૨ દીન=ધર્મ. ૩ ચાર શબ્દકે કલમે=કલમાના ચાર શબ્દ એટલે એક લા ઇલાહ, બીજો ઇલ્લલ્લાહ, ત્રીજો મહંમદ અને ચોથો રસુલ્લલ્લાહ. ૪ કેવલજ્ઞાન=ત્રણ કાળનું જ્ઞાન. ૫ એક કાંટે=સમતોલ.

**કલમા પઢ સતગુરૂસે' પૂછા ઉસને ભેદ બતાયા રે ભાઇ,**
**ઈસ કલમેકી કલમે' જ્ઞાની કયા કયા રંગ રચાયા ! કલમા૦ ૨૦**

## ભજન ૧૭.

## સમજકર સફલ કરો ફેરા.[1]

**સાધુ શબ્દ સુનો મેરા સમજકર સફલ કરો ફેરા. ટેક.**
**સાધુ હમને એક તરવર[2] દેખા પાંચ ફૂલ[3] વ્હો લાયા રે ભાઇ,**
**નહીં જમીસે' નહીં અકાશા અચરજ હરકી માયા, સાધુ૦ ૧**
**ઉસ તરવરમે' માલા[4] હેગા ઉસમે' પંખી[5] રહેતા રે ભાઇ,**
**ઉડ ઉડ બેઠે પાંચ ફૂલ પર બાસ સુગંધી લેતા, સાધુ૦ ૨**
**ઉસ પંખીકે પેટકે અંદર રહેતી હે એક ત્રિયા[6] રે ભાઇ,**
**તિન ભોજનકા[7] અહાર હે કરતી નહીં રૂપ નહીં કાયા, સાધુ૦ ૩**
**ઉસ ત્રિયાકો બિના ભોગકે રહેતા હે ઓધાના[8] રે ભાઇ,**
**વ્હો પુત્ર[9] કોઇ જનમે શૂરવીર ઉડ જાવે વેમાના, સાધુ૦ ૪**
**ઢુંઢ નિકાલે પિતા[10] વ્હો પુત્ર ભોગ કરે તબ માતા રે ભાઇ,**
**ઈસકા સાંસા[11] મુજકો હેગા કહે દો મેરે દાતા, સાધુ૦ ૫**
**જો પાયા સો ભેદ બતાવે અંજાના કયા જાને રે ભાઇ ?**
**જ્ઞાની હોય સો સમજે ઉસકો બાત જ્ઞાનીકી માને, સાધુ૦ ૬**

---

૧ ઉલટી વાણી છે, સમાધિ સંબંધી ભજન છે. ૨ તરવર=ઝાડ, શરીરરૂપી ઝાડ. ૩ પાંચ ફૂલ=પંચ ભૂતરૂપી ફૂલ. ૪ માલા=મનરૂપી માળો. ૫ પંખી=જીવરૂપી પક્ષી. ૬ ત્રિયા=ઇચ્છારૂપી સ્ત્રી. ૭ તિન ભોજન=રજોગુણ, સત્વગુણ, તમોગુણ એ ત્રણ ગુણરૂપી ભોજન. ૮ ઓધાના=ગર્ભ. ૯ પુત્ર=સુરતરૂપી પુત્ર. ૧૦ પિતા=પરમેશ્વરરૂપી પિતા. ૧૧ સાંસા=સંશય, શંકા.

## ભજન ૧૮.

### ગુરૂકા મહિમા કહા ન જાવે.[૧]

જ્ઞાની ગુરૂ ગુણ ગાવે રે ગુરૂકા મહિમા કહા ન જાવે જી. ટેક.
ગુરૂકા મહિમા કહા ન જાવે ગુરૂ ગુણ મહા ભારી રે ભાઈ,
ગુરૂ હમારા માલક મૌલા ગુરૂકા મેં ભિખારી, જ્ઞાની૦ ૧
ગુરૂસેં ઓર કોઈ બડા ન જાનું જ્ઞાન ગુરૂ મન ધારૂં રે ભાઈ,
તન મન ધન કર ગુરૂકો અર્પણ જીવ ગુરૂ પર વારૂં, જ્ઞાની૦ ૨
ગુરૂકી સેવા કરૂં મેં નિશ દિન[૨] ગુરૂકે ચરણ પખાળું[૩] રે ભાઈ,
ગુરૂ હુકમકે આધીન[૪] હોકર બાટ ગુરૂકી ચાલું, જ્ઞાની૦ ૩
ગુરૂને જો કુછ જ્ઞાન બતાયા મનમેં દ્દઢ[૫] કર રાખું રે ભાઈ,
ગુરૂ બચનકો નિશ્ચે માનું ઓર ન દુજા ભાખું; જ્ઞાની૦ ૪
ગુરૂ પીર મુરશદકો જાનું ઓર ન દુજા કોઈ રે ભાઈ,
જો ગુરૂ મુજકો જ્ઞાન બતાવે, સતગુરૂ મેરા સોઈ, જ્ઞાની૦ ૫
ગુરૂકી નાત ઓર જાત ન દેખું ગુરૂકે દુખું ગુણકો રે ભાઈ,
જો ગુરૂ રબકો સમજા હોવે ઓર સમજાવે મુજકો, જ્ઞાની૦ ૬
ગુરૂકે અવગુણ કભી ન દેખું, ઉસમેં મેં કયા જાનું રે ભાઈ,
અપની બુદ્ધિ ઓછી સમજું ગુરૂ કહે સો માનું, જ્ઞાની૦ ૭
મડા[૬] જયું હોવે જીતુંકે વશ યું ગુરૂ વશ હો જાઉં રે ભાઈ,
ચાહે મારે યા જીતા છોડે મેં સબમેં સુખ પાવું, જ્ઞાની૦ ૮
જો કુછ કરે હુકમ ગુરૂ મુજ પર ઉસ પર શીષ નમાવું રે ભાઈ,
ગુરૂસેં કુછ અંતર ન રખ્ખું ગુરૂ હાથ બેચાવું, જ્ઞાની૦ ૯
ગુરૂ બિના ગમ કભી ન પાવે નુગરા[૭] મૂઢ બિચારા રે ભાઈ,
જ્ઞાનીકો જબ સતગુરૂ મીલાયા ભેદ બતાયા સારા, જ્ઞાની૦ ૧૦

---

૧. આ ભજનમાં ગુરૂની પ્રશંસા કરવામાં આવી છે. ૨ નિશદિન=રાત દહાડો, હમેશાં. ૩ ચરણ પખાળું=પગ ધોઉં. ૪ આધીન=તાબે. ૫ દ્દઢ=ચોકસ. ૬ મડા=મડદું. ૭ નુગરા=ગુરૂ વિનાના.

## ભજન ૧૯.

## અભિમાન એવું શિદ કરે ?[1]

અભિમાન એવું શિદ કરે ? મૂરખ મન,
અભિમાન એવું શિદ કરે રે હે જી ? ટેક.
કામ અને ક્રોધ અભિમાન છે અપારો તને,
મોહ મમતા છે ઘણી ભારી રે હે જી,
લોભ ને લાલચ અને માયા ઘણી મન માંહે,
કુડ ને કપટ મન ધરે, મૂરખ મન, અભિમાન૦ ૧
શેના પર એટલું તું ફૂલે છે ફોકટીઆ ?
મારી શું ગઈ મતિ તારી રે હે જી ?
કુમતિનો સંગ કરી જાય છે નરકમાં તું,
ભાન ભુલીને શિદ ફરે ? મૂરખ મન, અભિમાન૦ ૨
જાતડી રે જોને તારી ગંદી કાયાની પાપી,
મનમાં તું સમજ વિચારી રે હે જી,
પિંડ તો બંધાયો તારો પેશાબે કરીને મૂઢ,
પેટમાં ભર્યું છે નર્ક[2] ખરે, મૂરખ મન, અભિમાન૦ ૩
સ્વભાવ છે તારો અલ્યા કુતરા સરીખો જોને,
ભુખ્યો ભટકે ને ધાપ્યો[3] સુવે રે હે જી,
ઉંઘ ને આહાર[4] એ તો કામજ છે તારાં પાપી,
ભજન તો કદી નવ કરે, મૂરખ મન, અભિમાન૦ ૪
કુડ ને કપટમાં તેં જનમ ગુમાવ્યો પ્રાણી,
ગુરૂ વિના ગમ નહીં પડે રે હે જી,
ગુરૂ રે મળે તો તને પાપથી છોડાવે પ્રાણી,

---

૧ અભિમાન તજવા વિષે આ ભજન છે. ૨ નર્ક=મળ મૂત્ર વિગેરે. ૩ ધાપ્યો=ધરાયો. ૪ આહાર=ખોરાક.

પછી તારો આ ભવ તરે, મૂરખ મન, અભિમાન૦ ૫
દાસ જ્ઞાની કહે મને સાચો ગુરૂ મળીયો,
અનુભવ થયો એક વારે રે હે જી,
જ્ઞાન સમશેર લઈ કાળથી લડે છે જ્ઞાની,
હવે તો તું કદી નહીં મરે, મૂરખ મન, અભિમાન૦ ૬

---

## ભજન ૨૦.

### ગુરૂ કરી જ્ઞાન વિચારો.[1]

ગુરૂ કરી જ્ઞાન વિચારો, મૂરખ તમે,
ગુરૂ કરી જ્ઞાન વિચારો રે હે જી, ટેક.
નુગરાની વાણી કશું કામ નહીં આવે જેવું
ગધેડા પર પુસ્તક લાદ્યું રે હે જી,[2]
મુખથી રે બોલે તેનું મન અજ્ઞાની તેને
પંડિત ન કહીએ નઠારો, મૂરખ તમે, ગુરૂ૦ ૧
ભજન બોલ્યાથી ભવ કદીએ ન તરે એ તો
ગુરૂ વિના ગમ નહીં પડે રે હે જી,
રાતરે રૂવે છે પેલાં કુતરાંઓ તેને કદી
વૈકુંઠ વાસ ન ધારો, મૂરખ તમે, ગુરૂ૦ ૨
જ્ઞાન કેરા દીવડાને હાથમાં લઈને તમે
ચાલો સતગુરૂ કેરી ચાલે રે હે જી,
ગુરૂ કરો તો તમને જ્ઞાન બતાવે ત્યારે
સુઝે તમને મુક્તિનો આરો,[3] મૂરખ તમે, ગુરૂ૦ ૩

---

૧ ગુરૂ કરી જ્ઞાન મેળવવા વિષે આ ભજન છે. ૨ જેમ ગધેડા ઉપર ભરેલું પુસ્તક નકામું છે તેમ ગુરૂ વિનાના વિદ્વાનની વિદ્યા નકામી છે. ૩ મુક્તિનો આરો=મોક્ષનો કિનારો, સંસારરૂપી સમુદ્રનો મુક્તિરૂપી આરો.

નુગરાના જેવો કોઇ બીજો નથી પાપી એ તો
દુષ્ટમાં દુષ્ટ નકારો રે હે જી,
હરિ મળવાનું તેને જ્ઞાનજ ન હોય એવો,
નુગરાના ઘટમાં અંધારો, મૂરખ તમે, ગુરૂ૦ ૪
ભજન તો ગાય ઘણા તુરી તરગાળા અને
ઘાંચી મોચી તાઇ ને તંબોળી રે હે જી,
ભજન ગાયાથી કોઇ ભગત ન હોય એ તો
ભક્તિનો ભેદ છે ન્યારો, મૂરખ તમે, ગુરૂ૦ ૫
ગુરૂ કરો તો સર્વે ભ્રમણાઓ[1] ભાગે અને
સંશય સર્વે ટાળે રે હે જી,
જ્ઞાન ગંગામાં મન ધુવો તમારૂં પછી
દેખો તમે બ્રહ્મ ઝળકારો, મૂરખ તમે, ગુરૂ૦ ૬
અગમ છે પંથ ઘણો અજાણ્યો મારગ તમે
ભોમિયા વિના તો નવ હાલો[2] રે હે જી,
ભુલા પડીને તમે ફરશો ભટકતા ને
મનખો[3] બગડશે તમારો, મૂરખ તમે, ગુરૂ૦ ૭
જ્ઞાની કહે ગુરૂ પર તન મન વારો અને
ધન દોલત સર્વે વારો રે હે જી,
ચરણ પખાળી[4] નિત્ય ચરણામૃત[5] લેજો તમે
ભાવે કરી આરતી ઉતારો, મૂરખ તમે, ગુરૂ૦ ૮

---

૧ ભ્રમણાઓ=ધર્મ સંબંધી મનના જુદા જુદા વહેમો. ૨ હાલો=ચાલો. ૩ મનખો=જીવતર. ૪ ચરણ પખાળી=પગ ધોઇને. ૫ ચરણામૃત=પગ ધોયેલું પાણી, તે પાણી પવિત્ર ગણેલું હોવાથી અમૃત તરીકે ગણાય છે.

## ભજન ૨૧.

### કાયા તારી શાથી વટલાણી?[1]

કાયા તારી શાથી વટલાણી? મૂરખ મન,
કાયા તારી શાથી વટલાણી રે હે જી? ટેક.
પાંચ તત્વની કાયા બની તારી પ્રાણી,
તેના માંહી ચેતન આવ્યો રે હે જી,
ચેતન કાયાને કશું વટાલ ન હોય એ તો
ઢેડ ભંગીઆનું પીયે પાણી, મૂરખ મન, કાયા તારી૰ ૧
જે રે વસ્તુની તારી કાયા બંધાણી પ્રાણી
ઢેડ ભંગીઆની કાયા તેવી રે હે જી,
ચેતન તો સર્વેનો એકજ રૂપ છે,
તેમાં તેં જૂદાઇ શાની જાણી? મૂરખ મન, કાયા તારી૰ ૨
જ્યાંથી તું આવ્યો ત્યાંથી સર્વે લોકો આવ્યા,
સૌનું જન્મ મરણ એક ભાતે રે હે જી,
શરીરનો ઘાટ સૌનો એક જ સરીખો,
સરખાં હાથ પગ મુખ વાણી, મૂરખ મન, કાયા તારી૰ ૩

---

૧ આ અને આ પછીનું ભજન અભેદ સ્વરૂપ સમજાવે છે, જ્ઞાતિ તથા જાતિભેદના ખંડનનો ભાસ કરાવે છે, પરંતુ આ ભજન વ્યવહારના પંથે ચાલનાર માણસ માટે નથી, ઉલટા આથી તેઓ અવળા રસ્તે દોરવાઈ 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' જેવા બની પોતાનો ભવ ખરાબ કરે છે; વ્યવહારી સંસારી લોકોને તો સદ્ગતિ માટે વ્યવહારમાં રહી પોતાના ધર્મના નિયમોને અનુસરી ધર્મક્રિયા કરવાની છે; જે માણસો અંતરમાં તદ્દન વિરક્ત થઈ ગયા છે, સર્વને સરખા માને છે, દુનિયાની દરકાર કર્યા શિવાય આત્મ-ધ્યાનમાં તલ્લીન રહે છે અને પોતાના આત્માને જ પરમાત્મા માની અખંડ અભેદ આનંદમાં મ્હાલે છે તેવા ઉચ્ચ અધિકારે પહોંચેલા માણસ માટે જ આ ભજન છે; વ્યવહારી સંસારી જનો માટે નથી જ એ ખાસ સમજવું.

ખાવાના કાજે છે સૌને માટીના પદાર્થ સૌ,
માટીથી થયું ને માટી થાશે રે હે જી,
પાંચ તત્વ વિના બીજું કયાંથી આવ્યું એ તો?
સર્વે વસ્તુ એક પરમાણી, મૂરખ મન, કાયા તારી૦ ૪
આ રે કાયામાં તારી શું રે બગડયું છે પ્રાણી?
ઘટયું ને વધ્યું તો કાંઇ નથી રે હે જી,
મન બગડયાથી સર્વે સંસાર બગડયો,
શંકા તારા મનમાં ભરાણી, મૂરખ મન, કાયા તારી૦ ૫
જે જે વસ્તુ જુએ તેને તારૂં અંગ જોજે પ્રાણી,
તેમાં ને તારામાં ભિન્ન નથી રે હે જી,
એક બ્રહ્મ ઓર દ્વિતીયા નાસ્તિ છે પ્રાણી,
**જ્ઞાની** તણી વાણી છે વખાણી, મૂરખ મન, કાયા તારી૦ ૬

## ભજન ૨૨.

## શાથી વટલાણી તારી કાયા?[1]

શાથી વટલાણી તારી કાયા? મૂરખ મન,
શાથી વટલે છે તારી કાયા રે હે જી? ટેક.
આ રે ભ્રષ્ટ કાયા તારી શુદ્ધ કયાંથી આવી એ તો
અશુદ્ધ છે જેવો ઢેડવાડો રે હે જી,
હાડકાં ને માંસ અને રગત[2] ચામડાનો
ઢગલો છે એ તો જોને ડાહ્યા, મૂરખ મન, શાથી૦ ૧
મુખ માંહે હાડકાં ને માંસ છે મૂરખ તારે,
પેટમાં નરક ભર્યો તારે રે હે જી,

૧ આ ભજનનું સ્વરૂપ પાછળના ભજન પ્રમાણે છે તે ધ્યાનમાં રાખી વાંચવું. ૨ રગત (રક્ત)=લોહી.

તે રે ઢેડવાડા માંહી કોણુ કોણુ વટલે છે ?
એ તો મને કહેને મારા ભાયા, મૂરખ મન, શાથી૦ ૨
નવ માસ પેટ માંહી રૂધિર તેં ખાધાં પ્રાણી,
હાડ માંસ માંહે કરી વાસો રે હે જી,
ત્યારે તો તું વટલ્યો નહીં સુણને મૂરખ મૂઢ,
હવે વટલ્યાનું વ્હેમ લાયા, મૂરખ મન, શાથી૦ ૩
પેટમાંથી બ્હાર પડી છાતીથી રૂધિર પીધું,
રગ રગમાંથી ખેંચી તાણી રે હે જી,
માંસ તણા લોથડાને[1] ચુસી ચુસી મોટો થયો,
હવે અભિમાન કયાંથી લાયા ? મૂરખ મન, શાથી૦ ૪
મોટો થયા કેડે પણ હાડ માંસ ચામડાનું
રસ કસ ખાધું ઘણા ભાવે રે હે જી,
દુધ અને ઘી છે એ તો હાડ માંસ ચામડાનું
કસ છે તે ખાઇને ધરાયા, મૂરખ મન, શાથી૦ ૫
સર્વેથી ભ્રષ્ટ તારી કાયા છે મૂરખ પ્રાણી,
મનમાં તું દેખને વિચારી રે હે જી,
વ્રજની[2] તે બુંદ થકી કાયાની છે ઉત્પત્તિ,
હાડ માંસ તેમાંથી બંધાયા, મૂરખ મન, શાથી૦ ૬
એ તો તારા મન માંહે ભ્રમણા ભરાઇ મૂઢ !
અજ્ઞાન અંધકાર આવ્યો રે હે જી,
એવી ભ્રષ્ટ કાયાથી છે બીજું કોણ ભુંડું પ્રાણી ?
જેથી હાડ માંસ વટલાયાં, મૂરખ મન, શાથી૦ ૭
કાયા કદી વટલે નહીં નિશ્ચે જાણ મૂરખા તું !
એ તો જડ માટી કેરી પિંડી રે હે જી,

---

૧ માંસતણા લોથડાને = સ્રીની છાતીને. (ભર્તૃહરિએ પણ કહ્યું છે કે **स्तनौ मांसग्रंथी** અર્થાત્ સ્રીનાં બે સ્તન તે માંસના લોચા છે.) ૨ વ્રજ=વીર્ય.

તું તો છે કાયાથી જૂદો ચેતન બ્રહ્મ સ્વરૂપ,
જેને કશી વળગે નહીં માયા, મૂરખ મન, શાથી૦ ૮
કાયાનો અભિમાન મુકી દેને મરખા તું !
થાને નિસ્પૃહી[1] બ્રહ્મજ્ઞાની રે હે જી,
એક બ્રહ્મ અને દ્વિતીયા નાસ્તિ ને
સોહં શબ્દ મન ભાયા, મૂરખ મન, શાથી૦ ૯
તું તો પરમાત્મા છે અખંડ બ્રહ્મ રૂપ
તું ન વટલે ન અભડાય રે હે જી,
વ્હેમ તારા મનમાંથી કાઢી નાખ પ્રાણી તને
જ્ઞાની બ્રહ્મજ્ઞાન સમજાયા, મૂરખ મન, શાથી૦ ૧૦

---

## ભજન ૨૩.

## અજબ બના એકતારા.[2]

( એકતારાની ધુનમાં ગેલવો. )

સાધુ અજબ બના એકતારા હો જી,
જાકા અલખ બજાવનહારા, મેરે સંતો ! અજબ૦ ટેક.
સાધુ સુરતાકા તાર નુરતકી હે ખુંટી,
વામે સોહં શબ્દ જણુકારા, મેરે સંતો ! અજબ૦ ૧
સાધુ સતકા હે તુંબા સુખમણુકી હે નાલી,
વામે નિશ્ચે નખીકો[3] સમારા, મેરે સંતો ! અજબ૦ ૨

---

૧ નિસ્પૃહી=કોઈની પણ દરકાર વિનાનો. ૨ આત્મધ્યાન સંબંધી ભજન છે. આત્મધ્યાનને એક તારાની ઉપમા આપી છે, જેમ એકતારાની રચનામાં તાર, ખુંટી, ઘોડી, નાળી, ચામડું વિગેરે વસ્તુઓની જરૂર છે તેમ આત્મધ્યાનમાં સુરત, સત્ય, સંતોષ, શીલ, વિગેરે ગુણોની જરૂર છે તે આ ભજનમાં બતાવવામાં આવ્યું છે. ૩ નખી=સતાર વગાડવાની વીંટી.

સાધુ શીલકી[1] ખાલ સંતોષકી મેખાં,
વામે જ્ઞાન ઘોડીકા સહારા, મેરે સંતો ! અજબ૦ ૩
સાધુ ભજનકા રંગ ભાવકી હે કલગી,
જામે હરિ જનને જ્ઞાન બિચારા, મેરે સંતો ! અજબ૦ ૪
સાધુ તાર મીલાકે બજાવન લાગે,
બાજા તુંહી તુંહીકા રણુકારા, મેરે સંતો ! અજબ૦ ૫
જ્ઞાની હંસ હી રાગમેં મગન હોઇ રહેતે,
પીતે પ્રેમ રસ મન ધારા, મેરે સંતો ! અજબ૦ ૬

---

## ભજન ૨૪.

### ખલકો ખૂબ બનાયો.[2]

ખલકો[3] ખૂબ બનાયો, મેરે સતગુરૂ, ખલકો ખૂબ બનાયો હોજી.
અમર નગરસેં આયો રે વેપારી, ભારી વસ્તુ લાયો,
મેરે સતગુરૂ, ખલકો ખૂબ બનાયો હો જી,
વામેં મેરો સતગુરૂ આપ સમાયો, મેરે સતગુરૂ, ખલકો૦ ટેક.
પાંચ પાટકો[4] ખલકો બનાયો પચીસ કલીયો[5] લગાયો હો જી,
સુરતાકી સુઇ નુરત કેરો ટાંકો સાંધો ભલો લગાયો, મેરે૦ ૧
ભાવ કેરો ગેરૂ ભજન કેરૂં પાણી પ્રેમ કેરો રંગ ચડાયો હો જી,
સત કેરી બાંય શીયલ કેરી ગુંડી[6] તપ કેરો નાકો લગાયો, મેરે૦ ૨

---

૧ શીલ=શીયળ વ્રત. ૨ આત્મજ્ઞાન અને કાયાના સ્વરૂપ સંબંધી આ ભજન છે. ૩ ખલકો=શરીરરૂપી ખલકો, ઝભ્ભો. શરીરને ખલકાની ઉપમા આપી આત્મા, શરીર, ઇંદ્રિયો, ગુણ વિગેરેની હકીકત સમજાવી આત્મા અમર છે અને શરીર બદલાય છે એવો ભાવ બતાવ્યો છે. ૪ પાંચ પાટ=પંચતત્વરૂપી ખલકાના કપડાના પાટ. ૫ પચીસ કલીયો=પચીસ ગુણરૂપ ખલકાની કળીઓ. ૬ ગુંડી=બોર.

જીવ કેરા જોગી શરીર કેરા ખલકા વામ હે ભેદ છુપાયા હા જી,
આતમરામે આનંદ હોઈ પહેર્યો આદમ[1] બનકર આયા, મેરે૦ ૩
**જ્ઞાની**કે ખલકેમેં અમર પુરૂષ હે મોત કભી નહીં પાયા હા જી,
ખલકા જો વાકા ભયા પુરાના[2] ફેર નવા બદલાયા,[3] મેરે૦ ૪

---

## ભજન ૨૫.

### હુવા મન મસ્તાના.[4]

(લાવણીની રાહ.)

સુરત હમારી છેલ છબીલી, મનવા હમારા મસ્તાના. ટેક.
સુરત હમારી શિખર ચડી ઓર
દેખા અલખ દરબાર, હુવા મન મસ્તાના. ૧
નવ દરવાજે[5] બંધ કીયે ઓર
દસમા ખુલ ગયા દ્વાર, હુવા મન મસ્તાના. ૨
પાંચ ઇંદ્રિકા બસ[6] કર લીની ઓર
ગગેને ચડાયા તાર, હુવા મન મસ્તાના. ૩
**જ્ઞાની** આપા[7] બિસર ગયે ઓર
દેખ લીયા દિદાર,[8] હુવા મન મસ્તાના. ૪

---

૧ આદમ=મનુષ્ય. ૨ ભયા પુરાના=જુના થયા અર્થાત્ મરણ પામ્યા. ૩ ફેર નવા બદલાયા=શરીરરૂપ ખલકા નવા થાય છે, અર્થાત્ જીવ નવું શરીર ધારણ કરે છે. આ સંબંધી રચનારે શરૂઆતમાં ઉપોદ્ઘાત યાને દિબાચામાં ખુલાસાવાર હકીકત લખી છે તે વાંચવાથી સમજવામાં આવશે. ૪ સમાધિનું ભજન છે. ૫ શરીરમાં નવ દરવાજા છેઃ—બે આંખ, બે કાન, બે નાસિકા, એક મોં, એક મળદ્વાર, એક મૂત્રદ્વાર, એ રીતે નવ દ્વાર છે અને દસમા દ્વાર તે બ્રહ્માંડ કહેવાય છે. ૬ બસ=વશ. ૭ આપા=મારાપણું. ૮ દિદાર=બ્રહ્મસ્વરૂપ.

# ભજન ૨૬.

## હમારા મંજીરા.[1]

બડી ઝડપસેં સભાકે અંદર, બજે હમારા મંજીરા. ટેક.
ચંદા સૂરજ[2] એ દો કટોરીયાં,
સુરત નુરતકા તાર, હમારા મંજીરા. ૧
સુખમણ્ નારી બજાવન લાગી,
સોહં શબ્દ જણુકાર, હમારા મંજીરા. ૨
તાલ પખાવજ મૃદંગ બાજે,
અનહદ અપરંપાર, હમારા મંજીરા. ૩
જીતને બાજે બજે સભામેં
સબકા હે સરદાર, હમારા મંજીરા. ૪
બિના ઘડેલા ઘાટ ગુણી જન,
બના અજબ ગુલઝાર,[3] હમારા મંજીરા. ૫
જ્ઞાની પુરૂષકી સભાકે અંદર,
બોલે ભજન એકતાર, હમારા મંજીરા. ૪

---

# ભજન ૨૭.

## જોગીકી પહેલે મઢીયાં બનાવો.[4]

( જોગી નામાની રાહ. )

જોગી પિયુકા[5] જો દરશન ચહાવો, જોગકી પહેલે મઢીયાં બનાવો,

---

૧ આત્મધ્યાનને મંજીરાની ઉપમા આપી મંજીરાના રૂપમાં આત્મધ્યાન બતાવવામાં આવ્યું છે. મંજીરા=તાલ આપવા માટે ધાતુની બે કટોરીઓ, તાલ. ૨ ચંદા સૂરજ=ઈડા પિંગલા એ બે નાડીઓ. ૩ ગુલઝાર=સુંદર. ૪ યોગ સાધવા સંબંધી આ ભજન છે. યોગને મઢીની (કોટડીની) ઉપમા આપી ભોંયતળીયાથી છાપરા સુધીનું વિવેચન કરી યોગનું સ્વરૂપ સમજાવી બ્રહ્મજ્ઞાનનો બોધ દીધો છે. ૫ પિયુ=પરમેશ્વર.

ફીર ઉસીમેં પિયુ પધરાવો રે, જોગકી પહેલે મઢીયાં બનાવો. ૧
ભૂતળેકી જમી કર બરાબર, ફીર બનાવો મઢી ઉસકે ઉપર,
કામ અચ્છા ઉસ ઉપર ઉઠાવો રે, જોગકી૦ ૨
પહેલે પાયેકી ડાલો બીના[1] તમ, ફીર ચુનો ઉસપે ભીંતોંકો બાહમ,
ફીર તુમે ઉસપે છપ્પરકો છાવો રે, જોગકી૦ ૩
જબકે મઢીયાં હોવે બનકે તૈયાર, ફીર સફાઈ રખો ઉસમેં અય યાર,
કચરા ઉસમેંસેં સારા ઉઠાવો રે, જોગકી૦ ૪
જબકે ઉસમેંસેં કચરા નિકાલા, ફીર કરો ઉસકે ભીતર ઉજાલા,
દીવા તમ ઉસકે અંદર જલાવો રે, જોગકી૦ ૫
ફીર રખો ઉસમેં ગાદી સિંહાસન, તબ રહે વ્હાં પિયુજીકા આસન,
અપને પ્યારેકો ઉસમેં બિઠાવો રે, જોગકી૦ ૬
જબકે રહેનેકે લાયક બને ઘર, ફીર તો પિયુજી રહે ઉસમેં આકર,
તબ તો પિયુજીકે દરશનકો પાવો રે, જોગકી૦ ૭
ઉસ બિનાતો નહીં કુછ ઠેકાના, બ્હોત મુશ્કેલ હે પિયુજીકા પાના,[2]
ભેશ[3] લાખું અગર કર બતાવો રે, જોગકી૦ ૮
મેં બતાવું વ્હો મઢીયાં બનાના, કીસ તરેહ હોવે ઉસકા ચુનાના,
ધ્યાનમેં મેરે કહેનેકો લાવો રે, જોગકી૦ ૯
પહેલે બૈરાગકા દિલમેં લાના, દિલકો દોનું જહાંસેં[4] છુડાના,
ભુતળેકી જમી એ બનાવો રે, જોગકી૦ ૧૦
ખાને સોનેકો ઓછા કરો તુમ, મીલના ઓર બોલના લોકોસેં કમ,
એ બીના[5] ચારૂં પાયેકી લાવોરે, જોગકી૦ ૧૧
રંગ પીલા હો દુબલા બદન હો, આંસુ નિકલે નિશાસે ભરે હો,
ચારૂં ભીંતાં એ હે તુમ ચુનાઓ રે, જોગકી૦ ૧૨
છોડો રાગ[6] ઓર દ્વેષ અપને મનસેં, દેખો પૂરણ બ્રહ્મ એક સબમેં,

૧ બીના=શરૂઆત. ૨ પાના=મળવું તે. ૩ ભેશ=વેશ. ૪ જહાંસેં=દુનિયાથી. ૫ બીના=હકીકત, સ્થિતિ. ૬ રાગ=મોહ, માયા.

છપરા એકાગ્રહ્રાકા છાઓ રે, જોગકી૦ ૧૩
ફીર કરો ઉસ મઢીમેં સફાઇ, મેલ ઓર કચરા નિકાલો અય ભાઈ,
મેં બતાવું તુમે પાસ આવો રે, જોગકી૦ ૧૪
કહેના મનકા તુમે કુછ ના માનો, જો બતાયા ગુરૂને સો જાનો,
બાત અપને ગુરૂકી સચાઓ રે, જોગકી૦ ૧૫
વસ વસે[1] ઓર ભ્રમનાકો ટાલો, મેંપના[2] ઓર ખુદીકો[3] બિસારો,
હોકે એકાગ્ર[4] ચિત્ત લગાવો રે, જોગકી૦ ૧૬
તબ તો મઢીયાંમેં હોવે સફાઇ, મેલ ઓર કચરા નિકલ જાવે ભાઈ,
જબકે મુરશદકે[5] રસ્તે પર આવો રે, જોગકી૦ ૧૭
ફીર ગુરૂસેં કરો જ્ઞાન પેદા, ઓર કરો ધ્યાન તુમ આત્માકા,
ઓર અનુભવકા દીવા જલાવો રે, જોગકી૦ ૧૮
તબ હો ઘટમેં તુમારે ઉજાલા, દેખ લો ઘરકા તુમ રહેનેવાલા,
ફીર ભટકનેકો તુમ કહીં ન જાઓ રે, જોગકી૦ ૧૯
ફીર તો ચેતનકો નિશ્ચે કરો તુમ, ધ્યાન સોહં શબદકા ધરો તુમ,
છોડો તન મન ઓર આત્માકો ધ્યાવો રે, જોગકી૦ ૨૦
એ હે પિયુજીકા ગાદી સિંહાસન, ઉસપર રહેતા હે પિયુજીકા આસન,
ઉસ પર પ્યારા પિયુ પધરાવો રે, જોગકી૦ ૨૧
એસી મઢીયાં બને જબકે તૈયાર, ફીર પિયુજી રહે ઉસમેં અય યાર,
ફીર હો સન્મુખ ચિત અપના લગાવો રે, જોગકી૦ ૨૨
ઉસ બિના તો ઠેકાના ન પાવે, ભેશ લાખું અગર કોઇ બનાવે,
ખાલી કેહનેકો જોગી કહાવો રે, જોગકી૦ ૨૩
એસી મઢીયાંકો પહેલે બનાવો, ફીર તુમે જોગી બન ઉસમેં આવો,
માર આસન[6] વહાં બેઠ જાઓ રે, જોગકી૦ ૨૪

૧ વસવસે=વહેમ. ૨ મેંપના=મારાપણું. ૩ ખુદી=હુંપદ, અભિમાન.
૪ એકાગ્ર=ચોકસ. ૫ મુરશદ=ગુરૂ. ૬ માર આસન=આસન કરીને.

ફીર વહાં જોગ સિદ્ધિ કરો તુમ, ધ્યાનુ ચેતનકા અપને ધરો તુમ,
તુમ ઉલટ આપમેં જા સમાઓ રે, જોગકી૦ ૨૫
તબ તો પિયુજીકા હો તુમકો દર્શન,ઓર પિયુજી રહે તુમપે પરસન,
ફીર તુમે આપ પિયુજી હો જાવો રે, જોગકી૦ ૨૬
ફીર તો તુમહી પિયુ તુમહી જોગી તુમહી મઢીયાં હો ઓર તુમહીભોગી
તુમ બિના ઓર કોઈ ન પાવો રે, જોગકી૦ ૨૭
લેકીન સિખો એ રસ્તા ગુરૂસેં, ઓર કરો સિદ્ધિ તુમ રૂબરૂસેં,
ગુરૂકે કહેને પર સુરતા[1] લગાવો રે, જોગકી૦ ૨૮
તબ તો નિશ્ચે તુમારા બને કામ, ઓર જ્ઞાની તુમારા રહે નામ,
ફીર ના કરના પડે કુછ બનાવો રે, જોગકી૦ ૨૯

---

## ભજન ૨૮.

## નિશ્ચે સત માનો અલખ નિરંજન.[2]

( ચોપાઈની રાહ. )

સાધુ જો તમે ઇચ્છો છો દર્શન, નિશ્ચે સત માનો અલખ[3] નિરંજન,
તેથી થાશે હરિ તમને પરસન, નિશ્ચે સત માનો૦ ટેક.
તે છે નિશ્ચે નિરંજન[4] અનાદિ,[5] તેથી થઈ છે આ સર્વે આબાદી,
તેને લાગે નહીં કાંઈ લંછન,[6] નિશ્ચે સત માનો૦ ૧
તે તો છે સર્વ સૃષ્ટિનો કર્ત્તા, તેની શક્તિથી સર્વેને સત્તા,
તે વિના કોઇ હાલી ન હોય તન, નિશ્ચે સત માનો૦ ૨
ચર્મ ચક્ષુથી[7] તે ન જણાય, તુચ્છ બુદ્ધિ તો ત્યાં નવ જાય,
તેથી નાસ્તિક[8] થાય મૂરખ મન, નિશ્ચે સત માનો૦ ૩

---

૧ સુરતા=ધ્યાન, ચિત્ત. ૨ નાસ્તિક મત ખંડન સંબંધી ભજન છે. ૩ અલખ (અલક્ષ્ય)=લક્ષમાં ન આવે તેવા. ૪ નિરંજન=નિર્મળ, દોષ રહિત. ૫ અનાદિ=જેની શરૂઆત નથી તેવા. ૬ લંછન=એબ, ડાઘ, કલંક. ૭ ચર્મ ચક્ષુ=કાયાની આંખ, બાહ્યદૃષ્ટિ. ૮ નાસ્તિક=ઈશ્વરને નહીં માનનાર.

જ્ઞાન બુદ્ધિથી તે સમજાય, માંહેલી આંખોથી[1] દર્શન થાય,
જ્યારે સદ્દગુરૂ મળશે હરિજન, નિશ્ચે સત માનો૦ ૪
કેવો ચાલે છે આ કારખાનો સર્વે સૃષ્ટિનો અચરજ માનો,
તેનો માલક છે મોટો કોઈ જન, નિશ્ચે સત માનો૦ ૫
તે વિના કેમ બને આ બનાવો! વિના માલક ન થાય નિભાવો,
એટલું મૂરખ પણ જાણે ખરે મન, નિશ્ચે સત માનો૦ ૬
એની લીલાને જોઈને જાણો, ઘાટ જોઈને કારીગર પિછાણો,
આપા પંથી ન થાઓ ગુણી જન, નિશ્ચે સત માનો૦ ૭
ભીંત કેડે ધૂમાડો દેખાય, ત્યાં છે અગ્નિ એવું સમજાય,
હરની માયાને દેખી મહા જન, નિશ્ચે સત માનો૦ ૮
ઘરમાં બેઠે જો દેખાય તડકો, સૂર્ય ઉદય છે એવુંજ પરખો,
ત્યારે આ રચના રચવાનાં કારણ, નિશ્ચે સત માનો૦ ૯
વાટમાં દેખી લોકોનાં પગલાં, સમજો કોઈ ગયા ભરતા ડગલાં,
ત્યારે જોઈને કુદરતનાં લંછન,[2] નિશ્ચે સત માનો૦ ૧૦
ઘરની અંદર કદી કોઈ ઉચરે, સુરતે માણસ છે એવુંજ સમજે,
ઘટમાં આત્મા બોલે છે ગુંજન,[3] નિશ્ચે સત માનો૦ ૧૧
એવી લાખો છે હરની નિશાની, જ્ઞાન બુદ્ધિથી સમજો હે જ્ઞાની,
સૃષ્ટિ છે હરને જોવાનું દર્પણ, નિશ્ચે સત માનો૦ ૧૨
ઘણા લોકો માગે છે પુરાવો, કહે છે વણ દેખી વાત ન માનો,
આંધળાને તે શું કરે અંજન? નિશ્ચે સત માનો૦ ૧૩
તેને પુછો કે તારા જનકને,[4] તેં કયાં જોયો છે સંજોગ[5] કરતે?
તું કેમ જાણે તું એ બીજનું તન? નિશ્ચે સત માનો૦ ૧૪
એ તો લોકોના કહેવાથી જાણ્યું, સાંભળીને નિશ્ચે મન આણ્યું,
તેનો પુરાવો છે સર્વે સાજન, નિશ્ચે સત માનો૦ ૧૫

૧ માંહેલી આંખો = અંતર્ દૃષ્ટિ, જ્ઞાનચક્ષુ. ૨ લંછન = નિશાની.
૩ ગુંજન = ગુંજન કરતો અવાજ. ૪ જનકને = બાપને. ૫ સંજોગ = સંયોગ.

એવા હરિના પુરાવાનાં કારણ, સર્વે શાસ્ત્ર ને પુસ્તક ને દર્શન,[1]
મોટા રૂષિ ને જ્ઞાની હરિજન, નિશ્ચે સત માનો૦ ૧૬
એવા લાખો કરોડો થયા છે, સર્વે અલખ છે સત કહી ગયા છે,
તેને કેમ જૂઠ કહીએ નૂરી જન[2]? નિશ્ચે સત માનો૦ ૧૭
ઘણા લોકો કહે છે જે વાત, જોયા કરતાં તે અદકી સાક્ષાત,
સૌથી શ્રેષ્ઠ પુરાવો મહા જન, નિશ્ચે સત માનો૦ ૧૮
થાય ઈનસાફ કોરટમાં જ્યારે, લોકોને પૂછે મુનસફ ભી ત્યારે,
તે ક્યાં જોવા ફરે વસ્તી ને વન! નિશ્ચે સત માનો૦ ૧૯
એવું લોકોના કહેવાથી જાણો, મનમાં નિશ્ચે કરીને પિછાણો,
ખોટું ન હોય મહા જનનું ભાષણ, નિશ્ચે સત માનો૦ ૨૦
એને જોનાર છે બ્રહ્મજ્ઞાની, એના જોનાર આતમધ્યાની,
તેને અર્પણ કરો જઈ તન મન, નિશ્ચે સત માનો૦ ૨૧
તે ગુરૂ જો કદી સમજાવે, માનવામાં તમારે તો આવે,
નહીં તો થાશે નરક માંહી વાસન, નિશ્ચે સત માનો૦ ૨૨
હિન્દમાં મહારાણીનું છે નામ, તેના હુકમથી ચાલે સૌ કામ,
તેનાં અમને થયાં નથી દર્શન, નિશ્ચે સત માનો૦ ૨૩
તેમ કળનો જ્યાં છે કારખાનો, ત્યાં કળો બધી હાલે છે માનો,
પહેલી કળથી છે સર્વેનું બંધન, નિશ્ચે સત માનો૦ ૨૪
તેમ આકાશ ધરતી ને તારા, નથી ઈશ્વરના હુકમથી ન્યારા,
તે કરે કામ હુકમથી નિશ દન,[3] નિશ્ચે સત માનો૦ ૨૫
જેમ બાદી પુતળીઓ નચાવે, તેમાં પોતાનો લટકો બતાવે,
લોક થાય પુતળીઓને પરસન, નિશ્ચે સત માનો૦ ૨૬
એમ આત્માની ઈચ્છા જો થાયે, સર્વે તનની કળોને હલાવે,
તન માંહે આત્માનું છે આસન,[4] નિશ્ચે સત માનો૦ ૨૭

૧ દર્શન=શાસ્ત્ર. ૨ નૂરી જન=સમજવાળા માણસો. ૩ નિશ દન=રાત દિવસ. ૪ આસન=સ્થાન, રહેવાનું ઠેકાણું.

આત્મા ઈશ્વરથી જૂદો ન જાણું, તે છે તડકો અને જેમ ભાનુ,[1]
જેવાં બરફ ને પાણી છે એક તન, નિશ્ચે સત માનો૦ ૨૮
આત્મા જ્યારે શરીરમાંથી જાય, ત્યારે શરીરનો શો હાલ થાય?
જાતાં રહે સર્વે ક્રિયા ને કારણ, નિશ્ચે સત માનો૦ ૨૯
કેવી સિદ્ધિ હતી આત્મામાં? કેવી શક્તિ હતી આત્મામાં?
એ વિચારો તમે આપણા મન, નિશ્ચે સત માનો૦ ૩૦
તે વિચારીને પોતાને જાણો, કોણ છો તમે તે મન આણો,
ત્યારે તમને પડે કાંઇ સમજણ, નિશ્ચે સત માનો૦ ૩૧
પણ જો મળે સદ્ગુરૂ સાચો, બ્રહ્મજ્ઞાની ને પ્રેમરંગ રાચ્યો,[2]
ત્યારે રંગી દે તે આપણું મન, નિશ્ચે સત માનો૦ ૩૨
પણ ત્યાગી પહેલાં સર્વે સંસાર, મુકી માયા ને મમતા ને ઘરબાર,
છોડી દુનિયા તણાં સર્વે બંધન, નિશ્ચે સત માનો૦ ૩૩
પછી ચરણે ગુરૂના પધારો, પહેલાં તન મન ગુરૂ પર વારો,
ગુરૂને અર્પણ કરો માલ ને ધન, નિશ્ચે સત માનો૦ ૩૪
પછી ગુરૂ તમને જ્ઞાન બતાવે, સર્વે પાપથી તમને છોડાવે,
નામની તે બતાવે પછી ધુન, નિશ્ચે સત માનો૦ ૩૫
પછી દુનિયાની ઈચ્છાને મુકી, વાસના[3] મનની દો સર્વે ફુંકી,
એક ઈચ્છો તે ઇશ્વરનું દર્શન, નિશ્ચે સત માનો૦ ૩૬
ખાવું પીવું તે સૂક્ષ્મજ[4] રાખો, નામ વિના વચન નવ ભાખો,
ઉંઘ આહારને મારો ગરદન, નિશ્ચે સત માનો૦ ૩૭
પછી એકાંતે બેશી અંધારે, કોઇથી મળવું નહીં એક વારે,
કરો એકાગ્ર થઇને સમરણ, નિશ્ચે સત માનો૦ ૩૮
જ્યારે તમને હરિ ધ્યાન લાગે, ઘટમાં પ્રેમ હરિનો જાગે,
ત્યારે ગુરૂ આપે સુરતીનું સાધન, નિશ્ચે સત માનો૦ ૩૯

---

૧ ભાનુ=સૂર્ય. ૨ પ્રેમરંગરાચ્યો=પ્રેમરંગથી રંગાયેલો, સંપૂર્ણ પ્રેમી.
૩ વાસના=ઈચ્છાઓ. ૪ સૂક્ષ્મ=થોડું, અલ્પ.

તમને ત્રિવેણી ધ્યાન ધરાવે, સુરતી ઉલટી આકાશે ચડાવે,
ત્યારે સુખમણુમાં આવી થાઓ સુન, નિશ્ચે સત માનો૦ ૪૦
ચોર ઘટમાંથી નાસે તમારે, સર્વે પાંચ પચીસ એક વારે,
પછી પ્રેમ લેહેર ઉઠે તન મન, નિશ્ચે સત માનો૦ ૪૧
પછી પ્રેમ લેહેરની સંગાથે, સુરતી બંકનાલ થઈને જાશે,
ખોળો અગમ અગોચર દર્શન, નિશ્ચે સત માનો૦ ૪૨
મહાસુનમાં પછી તમે જાશો, ત્યાં તો આવશે એક અંધારો,[1]
પછી મેદાન આવે હરિજન, નિશ્ચે સત માનો૦ ૪૩
ત્યાં તો દેવતાનાં દરશન થાશે, વળી રસ્તામાં સ્વર્ગ દેખાશે,
ત્યાં ન રહેજો તમે થઈને પરસન, નિશ્ચે સત માનો૦ ૪૪
તેથી આગળ અલખનું છે ધામ, મહા તેજ છે પ્રકાશ તે ઠામ,
તુર[2] વાજાંની છે ધુમ ચેતન, નિશ્ચે સત માનો૦ ૪૫
ત્યાં થશે તમને અલખનાં દર્શન, મહા આનંદમાં થાશો પરસન,
ત્યાં જે પહોંચે તેને ધન્ય ધન્ય, નિશ્ચે સત માનો૦ ૪૬
જ્યારે આપાને ભુલશો સાધુ, ત્યારે આત્માજ દેખશો સાધુ,
તમો આપ છો નિર્મળ કંચન, નિશ્ચે સત માનો૦ ૪૭
જેવો દુધમાં ઘૃત[3] સમાયો, તેવો આ તનમાં આત્મા આવ્યો,
તમે તે આત્મા છો હરિજન, નિશ્ચે સત માનો૦ ૪૮
જેમ બહુરૂપીઓ રૂપ બદલે, તેમ આત્મા સર્વેમાં સ્વરૂપ લે,
તે બતાવે છે પોતાનાં જોબન, નિશ્ચે સત માનો૦ ૪૯
તમને આપાનો વ્હેમ રહ્યો છે, એ તો દોરડીનો સર્પ થયો છે,
નહીં તો પ્રગટ છે અલખ નિરંજન, નિશ્ચે સત માનો૦ ૫૦
તમે આપ નથી કોઈ ઠામ, એ તો જુદું ધરાયું છે નામ,

૧ અંધારો=અંધારૂં; રચનારની માતૃભાષા મુસલમાની હોવાથી આવા જાતિભેદ ઘણે સ્થળે જોવામાં આવે છે. એવી રીતે કારખાનો શબ્દ પણ આ ભજનમાં વાપર્યો છે. ૨ તુર=પ્રેમ, મસ્તી. ૩ ઘૃત=ઘી.

સર્વે નૂર નિરંજન છે સજ્જન, નિશ્ચે સત માનો૦ ૫૧
તમે ક્યાં હતા પહેલાં બતાવો ? આ તો કુદરતનો છે કારખાનો.
એક પાણીના[1] છાંટાનું આ તન, નિશ્ચે સત માનો૦ ૫૨
જ્યારે કૃપા ગુરૂતણી થાશે, ત્યારે તમને નિરંજન દેખાશે,
ત્યારે કરશો તમે હરનાં કીર્તન, નિશ્ચે સત માનો૦ ૫૩
આત્માનો છે હૃદયમાં વાસ, તેનો ત્રિવેણીમાં છે પ્રકાશ,
તેને સમજીને સાધો હરિજન, નિશ્ચે સત માનો૦ ૫૪
જ્યારે તમને સમાધિ જો થાશે, શુદ્ધ શરીરની સઘળી જો જાશે,
ત્યારે થાશે અગમ ગઢ આસન, નિશ્ચે સત માનો૦ ૫૫
નૂર પ્રકાશ ત્યાં તો દેખાશે, ગેબી[2] લીલાનાં દર્શન થાશે,
પરચા[3] મળશે ઘણા તમને દન દન, નિશ્ચે સત માનો૦ ૫૬
ગેબી લીલામાં નિત્ય નિત્ય ફરશો, દેવતાઓનાં દર્શન કરશો;
કરશો આશ્ચર્ય લીલાનાં દર્શન, નિશ્ચે સત માનો૦ ૫૭
ત્યારે વિશ્વાસ તમને જ થાશે, વ્હેમ બધો તમારો ત્યાં જાશે,
ત્યારે સત માનશે આ મૂરખ મન, નિશ્ચે સત માનો૦ ૫૮
તમે આપ છો જો તમને ખોશો, આપ વિના બીજું કોઈ ન જોશો,
બીજું હોય તો દેખાય દર્શન; નિશ્ચે સત માનો૦ ૫૯
ઈશ્વર દરિયો છે એવું જાણો, તમે મોજ દરિયાની પિછાણો,
થાય મોજ સમાઈને એક તન, નિશ્ચે સત માનો૦ ૬૦
તનમાં ઈશ્વરનું આસન જાણો, ઘટમાં બધો સમુદ્ર સમાણો,
બહાર ખોળેથી થાય ન દર્શન, નિશ્ચે સત માનો૦ ૬૧
ઈશ્વર મળશે તમારા આ તનમાં, એવું નિશ્ચે કરી જાણો મનમાં,
તન છે ઈશ્વરને જોવાનું દર્પણ, નિશ્ચે સત માનો૦ ૬૨
આપ જોવાને ઈશ્વરે ચાહ્યું, ત્યારે મનુષ્યનું રૂપ ધરાયું,

૧ પાણી = વીર્ય. ૨ ગેબી = અદૃશ્ય, નહિ જણાય તેવી. ૩ પરચા = સત્ય સ્વરૂપ, દાખલા, ચમત્કાર.

તેથી આનંદ થયો હરને પૂરણ, નિશ્ચે સત માનો૦ ૬૩
તમે અંદર જુઓ આપનું મુખ, તેથી થાશે ઘણું તમને સુખ,
દિલનું દર્પણ છે જોવાના કારણ, નિશ્ચે સત માનો૦ ૬૪
આપો ત્યાગી જો સુનમાં સમાશો, ફોડી બ્રહ્માંડના ગગને[1] જાશો,
ત્યારે **જ્ઞાની** થશે તમને દર્શન, નિશ્ચે સત માનો૦ ૬૫

## ભજન ૨૯.

## જરા મોતસેં ડર.[2]

સમજ મન મેરા રે જરા મોતસેં ડર,
એ તો જુઠી બાત નહીં હે નિશ્ચે જાયગા મર; સમજ૦ ટેક.
ખાતા પીતા ખુશીયાં કરતા ગફલતમેં બેડર,
મોત તો તુજ પર તાક રહી હે ઉસકી નહીં ખબર, સમજ૦ ૧
માન બડાઈ ખુદીકે અંદર રહેતા હે તું મસ્ત,
એક જરા મરનેકી તુજકો દિલમેં નહીં ફિકર, સમજ૦ ૨
પેસે પીછે ફીરતા હે તું ઢુંડતા દેશ બદેશ,
અય મૂરખ એ કામ નહીં આવે મરનેકા ગમ કર, સમજ૦ ૩
માલ ખઝાના ઓર મગરૂરી[3] ધરી રહેગી યહાં,
ગરીબ હોકર તું જાયગા **જ્ઞાની** બંદગી[4] રબકી[5] કર, સમજ૦ ૪

## ભજન ૩૦.

## મરના હે બેશક.[6]

સમજ મન મેરા રે મરના હે બેશક,
ગરીબ તવંગર[7] સબ મર જાવે નહીં હે ઉસમેં શક, સમજ૦ ટેક.

---

૧ બ્રહ્માંડના ગગને=બ્રહ્મરંધ્રમાં. ૨ મનને ઉપદેશ સંબંધી ભજન છે.
૩ મગરૂરી=અભિમાન. ૪ બંદગી=પ્રાર્થના. ૫ રબકી=પરમેશ્વરની.
૬ આ ભજનમાં મનને ઉપદેશ દીધો છે. ૭ તવંગર=શ્રીમંત.

ક્યું ભુલા ગફલતમેં મૂરખ સમજ સમજ કુછ ચેત,
તેરે જીવકે ઉપર ગાફલ મોત રહી હે તક, સમજ૦ ૧
તું ભુલા ફીરતા હે બંદે ગફલતમેં દિન રાત,
લોકોંકે અંદર બેઠકે નિશ દિન કરતા હે બક બક, સમજ૦ ૨
છોડ દે સબ ગફલતકો બંદે હો જા તું હુંશિયાર,
ઈસ દુનિયાકી મોહ જાલમેં[1] રહેગા તું કબ તક? સમજ૦ ૩
ઉમર ગમાઈ સબ ગફલતમેં કરી ન બંદગી કુછ,
ક્યું રહેતા ગફલતમેં **જ્ઞાની** ચેતા નહીં અબ તક, સમજ૦ ૪

## ભજન ૩૧.

### ક્યું ગફલત કરતા?[2]

સમજ મન મેરા રે ક્યું ગફલત કરતા?
ખરચી થોડી રાહ કઠણ હે જરા નહીં ડરતા, સમજ૦ ટેક.
બીચમેં દરિયા બ્હોત બિકટ હે ઉસસેં પાર ઉતરના,
નાવ[3] પુરાની[4] હેગી તેરી ભાર બ્હોત હે ભરતા, સમજ૦ ૧
માલકકે દરબારમેં તુજકો હિસાબ દેને જાના,
ખિસા તેરા હેગા ખાલી દામ[5] નહીં સંગ ધરતા, સમજ૦ ૨
કરઝદાર[6] તું હેગા બંદે થોડા તો સંગ લે જા,
બિના દામકે દોનું જગતમેં[7] કોઈ કાજ નહીં સરતા, સમજ૦ ૩
પીડ પરાઈ કાયકો કરના અપની આપ સમજના,
**જ્ઞાની** તું હર શ્વાસકે અંદર સાહેબ નામ સમરતા, સમજ૦ ૪

---

૧ મોહજાલમેં = માયાની જંજાળમાં. ૨ મનને ઉપદેશ સંબંધી ભજન છે. ૩ નાવ = વહાણ. ૪ પુરાની = જુની, જીર્ણ. ૫ દામ = પૈસો, પુન્ય, સત્કર્મ વિગેરે સારાં કૃત્યરૂપી પૈસો. ૬ કરઝદાર = દેવાદાર, દુષ્કર્મી. ૭ દોનું જગતમેં = આ લોકમાં અને પરલોકમાં.

## ભજન ૩૨.

### હો જા તું હુંશિયાર.

સમજ મન મેરા રે હો જા તું હુંશિયાર,
જો દુનિયામેં ભુલ રહેગા બીગડ જાયગા કાર,[1] સમજ૦ ટેક.
ઐસિ દમકા કુછ નહીં ભરોંસા અય મૂરખ નાદાન,
એકા એકી જાના હોગા સાહેબકે દરબાર, સમજ૦ ૧
ફીર પસ્તાના કામ નહીં આવે પહેલેસેં તું ચેત,
જો બિન ચેતે ચલા જાયગા પડેગી તુજકો માર, સમજ૦ ૨
યહાં તુજસેં કુછ હો સકે બંદે રબકી[2] બંદગી કર લે,
વ્હાં તો તુજકો નબી[3] નામ બિન નહીં હે કુછ આધાર, સમજ૦ ૩
જો કરના સો આજ હી કર તે **જ્ઞાની** મત કર દેર,[4]
ઉમર જો તેરી ચલી જાયગી કામ ન આવે બિચાર, સમજ૦ ૪

---

## ભજન ૩૩.

### અબ કેસા કરના ?

સમજ મન મેરા રે અબ કેસા કરના ?
દુનિયાંસેં મત પ્રીત લગાના આખર હે મરના, સમજ૦ ટેક.
પિયા અપનેકો જીને પીછાના ફીર નામ નહીં લેતા,
જીને પાયા ઉને છુપાયા કોઈ ભ્રમ નહીં દેતા, સમજ૦ ૧
બગલમેં લડકા શહેર ઢંઢેરા ગુંહી ભટકતે હે ફીરના,
બુરે ભલે સબ ભેશ બનાકે દેખે લોક ફજેતા, સમજ૦ ૨
હરહર દમકે અંદર સંતો ઉસકા હી દમ ભરના,
સમજણુ હોય તો સમજ લે પ્યારે મેં સમજાવું કેતા ? સમજ૦ ૩
આગે રસ્તા બ્હોત કઠણુ હે ચેતા સો નર જીતા,
ક્યું ગફલતમેં સુતા **જ્ઞાની** હજુ નહીં તું ચેતા, સમજ૦ ૪

---

૧ કાર=કામ. ૨ રબકી=પ્રભુની. ૩ નબી=પેગંબર. ૪ દેર=વાર.

## ભજન ૩૪.

### યહાં કોઈ નહીં તેરા.[૧]

સમજ મન મેરા રે યહાં કોઇ નહીં તેરા,
ક્યા ગફ્લતમેં કહેતા હે તું નાહક મેરા મેરા ? સમજ૦ ટેક.
બાપ ભાઇ ઓર લડકા લડકી ઓરત કુટુંબ કબીલા,
દોસ્ત આસ્ના[૨] સબ દુનિયાકે[૩] ! ક્યું ગફ્લતને ઘેરા ? સમજ૦ ૧
મ્હેલ ઝરૂખા કામ નહીં આવે સાહેબકી દરઘામેં,
એક દીન એસા આયગા બંદે જંગલ હોગા ડેરા, સમજ૦ ૨
ખાઓ પીઓ ઓર ખરચો પ્યારે ધર્મપુન્ય કુછ કર લો,
સંગ તમારે હોય ઉજાલા આગે રસ્તા અંધેરા, સમજ૦ ૩
**જ્ઞાની** તુમ બેપારકો આયે કુછ તો સોદા કર લો,
જબ મુડીમેં ખોટ પડેગી ફોગટ જાયગા ફેરા, સમજ૦ ૪

---

## ભજન ૩૫.

### ક્યું રહેતા ગાફલ ?[૪]

સમજ મન મેરા રે ક્યું રહેતા ગાફલ ?
કોઇ તેરે જબ કામ નહીં આવે આવ બને મુશ્કલ, સમજ૦ ટેક.
જંતર મંતર દોરા ધાગા એ હે સબ ઠગ વિદ્યા,
સચ્ચા મુસલમાન હોય તો પ્યારે ઢુંડ કલમેકી કલ[૫], સમજ૦ ૧
માલ ખજાના કામ નહીં આવે માલકકી દરઘામેં,[૬]
જમડા તુજકો લેને આવે ઘડી ન જાવે ટલ, સમજ૦ ૨

---

૧ આ ભજનમાં ચેતનને ઉપદેશ છે. ૨ આસ્ના=ઓળખાણવાળા, મેળાપી. ૩ દુનિયાકે=સ્વાર્થના. ૪ આ ભજનમાં ચેતનને ઉપદેશ દેવામાં આવ્યો છે. ૫ કલમેકી કલ=મુસલમાનના ધર્મનો મુળ મંત્ર, કલમાની કુંચી. વાંચો ભજન ૧૬ મું. ૬ દરઘા=દરબાર.

જો કુછ તુજકો કરના હોવે કર લે આજ ઘડીમેં,
ઇસ કાયાકા નહીં ભરોંસા આજ પડે કે કલ! સમજ૦ ૩
હાથસેં નેકી[1] મુખસેં નેકી પાઉંસે' નેકી કર જા,
એ સોદા તો મુફ્ત હે મીલતા જખલક હે હલચલ, સમજ૦ ૪
જ્ઞાની તુમ દુનિયામેં આકે કુછ તો સુરત સમાલો,
સુરત જો ચુકા બાજી હારા નીકલ ગઇ વ્હો પલ, સમજ૦ ૫

---

## ભજન ૩૬.

## મત હો તું મગરૂર.[2]

સમજ મન મેરા રે મત હો તું મગરૂર,
જો મગરૂરી આયગી તુજકો હોવેગા હકસેં[3] દુર, સમજ૦ ટેક.
ગરીબ આજીઝ ખાકી[4] પુતલા તું હે બહોત અઈફ,[5]
એસી ગરીબી યાદ કરકે રહે તું રબસેં હજુર, સમજ૦ ૧
હરદમ હકકી યાદમેં રહેના કોઇ ઘડી મત ભુલ,
સાંસો સાંસ તું નામ સમર લે, મોં પર બરસે નુર, સમજ૦ ૨
આખર તો મરના હે તુજકો, ગાફીલ મત રહે યાર,
ગોર[6] અંધારી ભીતર તુજકો જાના હોગા જરૂર, સમજ૦ ૩
વહાં તેરા કોઈ સંગ ન સાથી ના મુનસ[7] ગમખ્વાર,[8]
કરની[9] તેરી સાથ આયગી, **અનવર** યે હે દસ્તુર, સમજ૦ ૪

---

૧ નેકી=સારાં કામ, પુન્ય, પરોપકાર. ૨ આ પદમાં માણસ જે જે કૃત્ય કરશે તે તે સાથે આવશે અને તેનું ફળ મળશે માટે અભિમાન છોડી દઈ શુભ કર્મ કરી પ્રભુની ભક્તિ કરવા મનને ઉપદેશ દેવામાં આવ્યો છે. ૩ હક=પરમેશ્વર. ૪ ખાકી=માટીનું. ૫ અઈફ=ઘણો લાચાર. ૬ ગોર=કબર. ૭ મુનસ=દીલાસો આપનાર. ૮ ગમખ્વાર=ચિંતા કરવાવાળો, કાળજી રાખનાર. ૯ કરની=કરણી, કૃત્ય.

## ભજન ૩૭.

### સાંભળોને સંતો સત બચન.[1]

સાંભળોને સંતો સત બચન બોલું જ્ઞાન અપારી જી,
કાષ્ટને સમરણુ શું કરો ! માળા મનની તે સારી જી, સાંભળો૦ ૧
કાશી હીમાળે જઇ કરી શીદ દેહને પાડી જી ?
જુલમ ન કરીએ જીવ ઉપર, બેસો આપાને મારી જી, સાંભળો૦ ૨
ગંગા ને જમના જઈ શુદ્ધ થયા બ્રહ્મચારી જી,
મેલ તો મનનો ઉતર્યો નહીં, જ્ઞાન કોટડી અંધારી જી, સાંભળો૦ ૩
જ્ઞાની તે એને જાણીએ બેસે ધ્યાન લગાવી જી,
ખબર ન રાખે સંસારની મુકે દેહને વિસારી જી, સાંભળો૦ ૪
દોરી રે તાણી પ્રેમની સુનમાં સુરતી લગાડી જી,
તાર ન તુટે તાણુતાં કહે છે જ્ઞાની ઉચારી જી, સાંભળો૦ ૫

## ભજન ૩૮.

### આ રે કળજુગના માનવી[2]

આ રે કળજુગના માનવી મુખે કીર્તન ગાવે જી,
કહેણી[3] છે રહેણી[4] નહીં તેમાં શું ફળ પાવે જી ? આ રે૦ ૧
કંઠી રે બાંધે કાષ્ઠની તાલ મૃદંગ બજાવે જી,
ભેદ ન જાણે ભજનનો જુઠી ભક્તિ ચલાવે જી, આ રે૦ ૨
ભગવાં રે રંગે લુગડાં અંગ ભભૂતિ લગાવે જી,
રંગ ન જાણે અલખનો રૂપ આપનું બનાવે જી, આ રે૦ ૩
ધૂણી રે તાપે ધૂપમાં શીષ તિલક લગાવે જી,
હરથી તો હેત કરે નહીં અબધૂત કહાવે જી, આ રે૦ ૪

૧ આ ભજન અંતર્ જ્ઞાન અને આત્મશુદ્ધિ સંબંધી છે. ૨ આ ભજન દુનિયાનું પાખંડ દર્શાવી ખરૂં બ્રહ્મજ્ઞાન બતાવે છે. ૩ કહેણી=કહેવું તે. ૪ રહેણી=વર્તવું તે, વર્તન.

સર્વેનો નાશ તે જે કરે આપને ભુલી જાવે જી,
કોઈને બાકી તે રાખે નહીં હરને તે નર પાવે જી, આ રે૦ ૫
સુન મહાસુનમાં તે ધામ છે ત્યાં કોઈ વિરલા રે જાવે જી,
પિંડ બ્રહ્માંડ ફોડી કરી સુરતા આઘી ચલાવે જી, આ રે૦ ૬
**જ્ઞાની** રે દાસ અલોપમાં હરથી હેત વધાવે જી,
પ્રેમ રસ નિત્ય પીચે ઘણો મન મગન હોઈ જાવે જી, આ રે૦ ૭

## ભજન ૩૯.

### કાયા નગરના કોટમાં.[1]

કાયા નગરના કોટમાં જે કોઈ ધ્યાન લગાવે જી,
અંતર ખોજે આપનું સત સ્વામીને પાવે જી, કાયા૦ ૧
પંથ ધર્મ ને જાત્રા પાઠ પૂજા ને પોથી જી,
એ ઝઘડા સંસારના તેમાં જન્મ ગુમાવે જી, કાયા૦ ૨
મરવા રે પહેલાં જે મરે કોઈની ગણુતી ન રાખે જી,
સર્વેનો નાશ નિશ્ચે કરે તે નર જ્ઞાની કહાવે જી. કાયા૦ ૩
એક વિના બીજું જે જુએ તેનો ફોકટ ફેરો જી,
દ્વોઈતા[2] એજ અજ્ઞાનતા એનો પાર ન આવે જી, કાયા૦ ૪
એકજ એક જે કોઈ જુએ બીજું નામ ન જાણે જી,
આપ વિસારે આપને આપો આપ હો જાવે જી, કાયા૦ ૫
પાંચ પચીસ ચોર વશ કરો પૂજા પુસ્તક મેલો જી,
સદ્ગુરૂના પાયે નમો તમને જ્ઞાન બતાવે જી, કાયા૦ ૬
એટલો અર્થ જે નિશ્ચે કરે સોઈ સદ્ગુરૂ અમારો જી,
દાસ **જ્ઞાની** એમ આપના મનને સમજાવે જી, કાયા૦ ૭

૧ આ કાવ્ય દુનિયાના વ્યવહારની જંજાળ મિથ્યા જણાવી બ્રહ્મ સ્વરૂપ સમજાવે છે. ૨ દોઈતા (દ્વિતીયા) = બે, હું અને તે.

## ભજન ૪૦.

### આ રે કળજુગના પ્હોરમાં.[1]

આ રે કળજુગના પ્હોરમાં કુડાં થયાં રે સંસારી જી,
હવે રે અમારા સદ્‌ગુરૂ લાજ રાખે અમારી જી, આ રે૦ ૧
કામ ક્રોધ ઘણો વાપર્યો મોહ મમતા અપારી જી,
ઘણા રે અભિમાન આવીયા સંતો ચાલો વિચારી જી, આ રે૦ ૨
ઓહંગ સોહંગ પર ચિત ધરો પેલા આપાને મારી જી,
અખંડ અમર જ્યોત[2] જાગશે તેને લોને સંભારી જી, આ રે૦ ૩
સુન મહાસુનમાં જઈ રહો પાંચ પચીસને મારી જી,
ત્યાં નિર્મળ નૂર દેખશો સુણો સત બ્રહ્મચારી જી, આ રે૦ ૪
ત્યાં તુર વાજાં છે ઘણાં ધુમ ધામ છે ભારી જી,
તે ઘર અલખ બિરાજીયા માનો વાત અમારી જી, આ રે૦ ૫
પ્રેમ પ્યાલા સંતો ચાખીએ મેલ મનનો ઉતારી જી,
અગમ અગોચર ખોળીએ ત્યાં મળે મઠધારી[3] જી, આ રે૦ ૬
સાચા શબ્દ છે બોલીયો દાસ **જ્ઞાની** ઉચારી જી,
સદ્‌ગુરૂ સાહેબના ચરણ પર નિત્ય જાઉં હું વારી જી, આ રે૦ ૭

## ભજન ૪૧.

### શબ્દોનો અર્થ ખુલાસો.[4]

સાધુ સુણો શબ્દોનો અર્થ ખુલાસો,
કોના પાસે તમે વાત પૂછવા જાશો ? સાધુ૦ ટેક.

---

૧ આ ભજન કામ ક્રોધ મોહ વિગેરે દુર્ગુણો દૂર કરી સમાધિસ્વરૂપ સમજાવી બ્રહ્મજ્ઞાન બતાવે છે. ૨ જ્યોત=બ્રહ્મતેજ. ૩ મઠધારી=પરમાત્મા. ૪ આ ભજનમાં સમાધિ સંબંધીના શબ્દના અર્થની સમજુતી કરવામાં આવી છે, સમજુતી સ્પષ્ટ અને સરળ હોવાથી, વળી ઘણા ખરા શબ્દોના અર્થ આગળ ટીકામાં થઈ જવાથી, તેમજ રચનારે ઉપોદ્‌ઘાતમાં સંપૂર્ણ વિવેચન કરેલું હોવાથી આ સ્થળે ફરી અર્થ લખી ટીકા કરી નથી.

**તરવેણી** તો એ ભમરો વચ્ચે જાણો,
**તિરખુટી** પણ તેનેજ સંતો વખાણો,
તેને સમજી મનમાં ઘણું સુખ માણો, સાધુ૦ ૧
સાધુ તમે અણી રે અગ્રને વિચારો,
તેને અણી નાકની મનમાં તે ધારો,
તેને તમે જાણી મનખો સુધારો, સાધુ૦ ૨
**સુરતી** તો છે આત્મા તણો પરકાશ,
તરવેણીમાં રાખ્યો છે તેનો તે વાસ,
તે સુરતી તો ઉડીને જાય આકાશ; સાધુ૦ ૩
કહું **બંકનાલ** તરવેણી માંહ,
કાણું એક વાંકું ને ઝીણું છે ત્યાંહ,
તેમાં થઇને સંત બ્રહ્માંડમાં જાય, સાધુ૦ ૪
જેને તમે સુપનામાં દેખો તે સુરતી,
તેની તો છે તમારા જેવીજ મૂરતી,
તેથી થાશે સિદ્ધિ સાધુ કામ પૂરતી, સાધુ૦ ૫
**સુખમણ** જેને કહીએ તે નાડી વખાણો,
નાભિથી તે માથાના તાળુમાં જાણો,
તેમાં સૂર આવે ત્યારે સુખ માણો, સાધુ૦ ૬
તેમાં સૂર આવ્યાથી મન થાય સ્થિર,
નાસિકા બેમાં સૂર આવે બરાબર,
ત્યારે વ્હેમ જાય ને સુન થાય તે નર, સાધુ૦ ૭
તમે **સુનને** મહા અંધકાર રાખો,
**મહાસુનને** તમે તેવીજ ભાખો,
ત્યાંથી બ્હાર નિકળી અમૃત રસ ચાખો, સાધુ૦ ૮
તાળુ વચે કાણું તે **દસમો દ્વાર,**
ત્યાં થઇને નિકલશો જ્યારે બહાર,

ત્યારે જોશો અલખ તણો દરબાર, સાધુ૦ ૯
માથાના બે ભાગ છે સાધુ સંભાળો,
આગળના તો ભાગમાં છે અજવાળો,
પાછળ ભાગમાં છે અંધારો નિરાળો, સાધુ ૧૦
જ્યારે ઉંઘ સાધુ તમને રે થાય,
દસમા દ્વારમાં ઝીણું વાદળ છવાય,
ધૂમાડો તે આંખોમાં આવી ફેલાય, સાધુ૦ ૧૧
પછી છેક હૃદય કમળ સુધી આવે,
ત્યારે તમને તે ઘડી ઉંઘ જ આવે,
કરી દે બેશુદ્ધ ને તમને ઉંઘાવે, સાધુ૦ ૧૨
જેનું ધ્યાન દસમા દ્વારમાં લાગે,
સુરતી તેમાં રાખીને બેઠા તે જાગે,
તેની ઉંઘ તેના શરીરથી ભાગે, સાધુ૦ ૧૩
સાધુ તેને **અનહદ** વાજું કહ્યું છે,
માથા વચ્ચે તે વાજું વાગી રહ્યું છે,
તેનું નામ **અનહદ નાદ** થયું છે, સાધુ૦ ૧૪
કાનને જો બંધ કરે તો સુણાયે,
ભીતર વાજું હરેક તરેહનું થાયે,
**તુર** વાજું સુન થયા કેડે બજાએ, સાધુ૦ ૧૫
**અજંપા જાપ** તે શ્વાસ વિચારો,
તેના સાથે હરદમ સ્વામીને સંભારો,
તે હું છું એવું તમે ચિત્તમાં ધારો, સાધુ૦ ૧૬
**અગમ** જેની ગમ નથી કોઈને તે ઘર,
નથી જેનું ઠામ તે જાણો **અગોચર,**
અંધારાને **સુન** જાણજો હે ચતુર નર, સાધુ૦ ૧૭
છે **અવઘટ ઘાટ** એવું મન આણો,

જેનું કોઈ ઠામ ઠેકાણું ન જાણો,
તે સુન માંહી જોઈને તેને વખાણો, સાધુ૦ ૧૮
જેવા કાચમાં તમે સામા દેખાઓ,
કયા ઠામ છો કાચમાં તે બતાવો ?
છો બેઠા તમે કયાં મને સમજાવો ? સાધુ૦ ૧૯
**શિખર** એ તો મસ્તક માથું કપાળ,
**મુરશદ** એ તો સદ્‌ગુરૂ દાતા દયાળ,
**ઈશક** એ તો પ્રેમ હરિનો નિહાળ, સાધુ૦ ૨૦
**આશક** એ તો પ્રેમી ને ભાવી જ જાણો,
સંસારથી થઈ જાય અળગો અજાણો,
તેને તમે **ત્યાગી વૈરાગી** વખાણો, સાધુ૦ ૨૧
**આત્મા** એ તો ચેતન બ્રહ્મ સ્વરૂપ,
સાક્ષી રૂપ સર્વેનો જાણુ અરૂપ,
રાજાઓનો રાજા ને ભૂપનો ભૂપ, સાધુ૦ ૨૨
**રામ** એને જાણો જે સૌમાં રમે છે,
જેને સર્વે લોક તે નિત્ય નમે છે,
**નિરંજન** નામ તે સૌને ગમે છે, સાધુ૦ ૨૩
બીજાં એવાં આવ્યાં છે જેટલાં નામ,
**હરિ ગિરધારી ને વિઠ્ઠલશ્યામ,**
**અલખ** ને **શિવ** ને **સ્વામી** તમામ, સાધુ૦ ૨૪
તે સર્વેને અલખ નિરંજન ધારો,
તે છે એક સર્વેનો માલીક વિચારો,
તેને શ્વાસોશ્વાસ તે ઘટમાં સંભારો, સાધુ૦ ૨૫
**મરવું** એ તો મનના સૌ વ્હેમને મૂકી,
સર્વે જ્ઞાન ઇંદ્રિ તણાં ભાન ચુકી,
થાય સુન શરીરને દે સર્વે ફુંકી, સાધુ૦ ૨૬

જીવે એ તો ઘટ માંહી ચેતન થાય,
પોતાનું તે સ્વરૂપ પોતાને દેખાય,
સુરતી સાથે જ્યાં ધારે ત્યાં જાય, સાધુ૦ ૨૭
તમને પાંચ જ્ઞાન ઈંદ્રિ હું બતાવું,
આંખો નાક કાન ને જીહ્વા સુણાવું,
શરીરની ખાલ છે તે સમજાવું, સાધુ૦ ૨૮
બીજી પાંચ કર્મ ઈંદ્રિ તમે જાણો,
જીહ્વા હાથ પગ અને ઈંદ્રિ પ્રમાણો,
પછી મળદ્વાર તમે મન આણો, સાધુ૦ ૨૯
યકીન છે નિશ્ચય સમજો બરાબર,
સર્વે સિદ્ધિ થાય છે સંતોને તે ઘર,
તેના ત્રણ પ્રકાર સમજોને ચાતર, સાધુ૦ ૩૦
પહેલો જેવો દેખીને સમજે પિતાને,
બીજો લોકના કહેવાથી બાપ તે માને,
ત્રિજો ખરો બાપજ માતા જે જાણે, સાધુ૦ ૩૧
જે માતાનો નિશ્ચય તે દૃઢ જાણો,
બીજા બેમાં શક છે તમે મન આણો,
માતાને છે નિશ્ચય ને બાળક અજાણો, સાધુ૦ ૩૨
ગઝલમાં જે આવ્યો છે પૂલનો ઉચ્ચાર,[1]
તે તો બંકનાલથી દસમો દ્વાર,
સમાધિની વાત તે કરી લો વિચાર, સાધુ૦ ૩૩
નિરંજન તે જેને નથી કાંઈ અંજન,
છે બેએબ[2] પાક ને નિર્મળ નિરંજન,
તેને સર્વે શીષ નમાવો હરિજન, સાધુ૦ ૩૪

---

૧ પુળ=નદી ઉપર પુલ બાંધે છે તે, એટલે આ ઠેકાણે સુરતીની દૃષ્ટિનો પુલ. જુઓ ગજલ ૧૩. ૨ બેએબ=એબ વગરનો.

**અલખ** કોઈના સમજ્યામાં આવે નહીં તે,
છે વસ્તુ પણ કોઈના જેવી નહીં તે,
જે છે સર્વે સત્તા ને શક્તિ સહિત તે, સાધુ૦ ૩૫
**જ્ઞાની પાંચ પચીસ ચોર** નામ જેનાં,
તે છે પંચ ભૂત પચીસ ગુણ તેના,
જૂદાં જૂદાં નામ છે શાસ્ત્રમાં એનાં, સાધુ૦ ૩૬

---

## ભજન ૪૨.

## કોઈ કરશે આ કષ્ટ સમાધિ.[1]

સાધુ જે કોઈ કરશે આ કષ્ટ સમાધિ,
તેણે જોગ સિદ્ધિ ખરેખરી સાધી, સાધુ૦ ટેક
જ્યારે સ્વર સુખમણુની નાસિકા ચાલે,
અગર તત્વ અગ્નિ ચાર આંગળ જો હાલે,
તે હોય સૂર્યના ઘરમાં તેને સંભાળે, સાધુ૦ ૧
તે વારે તો નાભિથી ખેંચીને શ્વાસા,
લાવે ઠેઠ બ્રહ્માંડમાં રાખી આશા,
પછી બંધ રાખે ત્યાં દેખે તમાશા, સાધુ૦ ૨
કરે બંધ શરીરના નવ દરવાજા,
વાગે બ્રહ્માંડમાં અનહદ વાજાં,
સુરતી સાધી બેસે સ્થિર થઈને રાજા, સાધુ૦ ૩
જ્યારે શ્વાસ એનો ઘણો તે રૂંધાયે,
ત્યારે થોડો થોડો તે છોડે કળાએ,
ઘણા ધીરે શ્વાસને મુકે કે જાયે, સાધુ૦ ૪
અગર શ્વાસ જલદીથી જોરથી છોડે,
વધે પેટ એનું એ છે તેમાં ખોડ,

૧ ક્રિયાની વિધિ સાથે કષ્ટ સમાધિની સમજણ આપવામાં આવી છે.

વગર સમજે મૂરખ જે હોય માથું ફોડે, સાધુ૦ ૫
પછી શ્વાસ ખેંચી ફરી પાછા બેસે,
અગમ ધુન બાંધે કે ચોર ન પેસે,
એવી રીતે સાધે તે મહાપદ[૧] લેશે, સાધુ૦ ૬
એવી રીતે નિત્ય કરે સાધના જે,
કરે તેમાં મહેનત હરખી તે કાજે,
ઘણી વાર બેસે હરખે પોતાના જે, સાધુ૦ ૭
તે વારે આહાર ઘણો થોડો ખાયે,
નરમ આહાર દુધ કે ખીર બનાવે,
સૂક્ષ્મ આહાર ખાય તે જોગ કમાયે, સાધુ૦ ૮
અગર કોઈ પેટ ભરી ઘણું ખાશે,
શરીરમાં વ્યાધિ તેને ઘણી થાશે,
થશે રોગ સુખ સર્વે તેનું જાશે, સાધુ૦ ૯
સૂક્ષ્મ આહાર ખાઈને મહેનત બધાવે,[૨]
તેના પેટમાં કોઈ રોગ ન આવે,
પાકે[૩] પેટ તેનું તે મહા સુખ પાવે, સાધુ૦ ૧૦
પછી તે જે ખાય તે સહુ ભસ્મ થાય,
ન ખાય તો ભુખ તેને નવ ધાય,
વધે જોર શરીરમાં તે સમજાય, સાધુ૦ ૧૧
ઘણા દહાડા એવી રીતે તમે સાધો,
પછી બીજા તત્વને સાધુ આરાધો,
એવો ચારે તત્વનો કરજો ઈરાદો, સાધુ૦ ૧૨
તેથી તમને દેખાશે ભીતર ઉજાલો,
ઘણા નૂર પરકાશ થાશે તે ભાળો,

૧ મહાપદ=મોક્ષ, ૨ બધાવે=વધારે. ૩ પાકે=ભુખ તથા તરસ સાહન કરવા તેમજ જે ખાય તે પાચન કરવા શક્તિમાન થાય.

સર્વે સિદ્ધિ તેમાંથી થાશે સંભાળો, સાધુ૦ ૧૩
તેથી તમે ઉડીને આકાશે જાશો,
તમને જ્યાં કહીં જાવું હોય ત્યાં ધાશો,
બ્રહ્મ રૂપ દેખી ઘણા ખુશી થાશો, સાધુ૦ ૧૪
ઉડીને જે જાય તે નથી આ શરીર,
એ તો આત્માનું છે સ્વરૂપ ગંભીર,
તેને તમે સાધો તો થઈ જાશો પીર, સાધુ૦ ૧૫
તે આત્મા પરમાત્માથી મીલાવે,
પછી પરમાત્મા અલખ બતાવે,
પછી સર્વે દુઃખ તમારૂંજ જાયે, સાધુ૦ ૧૬
તેના સારૂ બેસો તમે પદ્માસન,
સાધો આત્માને ને ભુલો આ તન મન,
નમું મહા પુરૂષો તમને મહા ધન ધન, સાધુ૦ ૧૭
સદા મહા પુરૂષોનો દાસ છે **જ્ઞાની**,
એણે બધી વાતો કહી છે આ છાની,
કરો એવું ધ્યાન સદા તમે ધ્યાની, સાધુ૦ ૧૮

---

## ભજન ૪૩.

## અગમ ગઢ હાલોને.[1]

અગમ[2] ગઢ હાલોને રે સંતો ભાઈ,
રૂડી રીતે કરી લો આ શુભ કમાઈ, અગમ૦ ટેક.
અંતર માંહી ધીર ગંભીરતા રે રાખો,
ઘટડામાંના ચોર સર્વે કાઢી નાખો,
પછી તમે બેઠા પ્રેમ રસ ચાખો, અગમ૦ ૧
તરવેણીમાં પોતાનું ધ્યાન ધરાવો,

---

૧ સમાધિ વિષે ભજન છે. ૨ અગમ=જેની ગમ પડે નહીં તેવો.

સુરતા સાધી સુખમણુ સેજમાં આવો,
આપાનું[1] તે ભાનજ સર્વે ગુમાવો, અગમ૦ ૨
પછી તમને પ્રેમ લહેર ચઢી આવે,
સુરતીને તે સુન ઘર માંહે પ્હોંચાવે,
ત્યાંથી બંકનાલ જઈને ચઢાવે, અગમ૦ ૩
પછી તમે પિંડ બ્રહ્માંડ ફોડી ચાલો,
ગગન ગઢ ઉપર મેદાન ભાળો,
ત્યાંથી તમે વૈકુંઠમાં જઈને મ્હાલો, અગમ૦ ૪
ત્યાંથી આગળ આવશે અલખનું ધામ,
મહા તેજ દેખો અપાર તે ઠામ,
થાય તુર વાજાંની બહુ ધુમ ધામ, અગમ૦ ૫
ત્યાં તમને અલખનું દર્શન થાશે,
પછી બધું દુઃખ તમારૂં જ જાશે,
કરી છે આ વિનંતી **જ્ઞાની** દાસે, અગમ૦ ૬

---

## ભજન ૪૪.
## પ્રેમરસ પીઓને.[2]

પ્રેમરસ પીઓને રે સંતો ભાઈ,
તે પીને મુક્તિની કરી લો કમાઈ, પ્રેમરસ૦ ટેક.
પ્રેમ તમને મહાપદને પહોંચાડે,
અલખ કેરૂં નૂર તે તમને દેખાડે,
અજ્ઞાન અંધકાર તમારૂં તે કાઢે, પ્રેમરસ૦ ૧
પ્રેમ થકી તરવેણી ધ્યાન ધરાવો,
ગુરૂ કેરૂં સ્વરૂપ ધ્યાનમાં લાવો,
એકાગ્ર થઈને આપો ભુલી જાઓ, પ્રેમરસ૦ ૨

---

૧ આપાનું=મારાપણાનું. ૨ સમાધિ સાથે પ્રેમરસ વિષે ભજન છે.

સુરતી તમે ગુરૂના સ્વરૂપ પર રાખો,
મનના બધા વ્હેમ તમે કાઢી નાખો,
પછી તમે બેઠા પ્રેમરસ ચાખો, પ્રેમરસ૦ ૩
જરા તમે સુરતીને ડગવા ન દેજો,
એક ચિત્તે ગુરૂનું સ્વરૂપ જોઈ રહેજો,
તમને ભુલી ગુરૂનું રૂપ ગ્રહી લેજો, પ્રેમરસ૦ ૪
સુરતી એવી રીતે તે રાખો તમારી,
જેવી રીતે ઉંદરને તાકે બિલાડી,
સુરતી ચુકશો ન કદાપિ ખેલાડી, પ્રેમરસ૦ ૫
સુરતી જેવી રાખે શિકારી શિકારે,
નજર, દિદવાન,[૧] મખ્ખી,[૨] મૃગ,[૩] ચારે,[૪]
રોકી શ્વાસ એક કરે છે તે વારે, પ્રેમરસ૦ ૬
એવી સુરતી જે ગુરૂ ઉપર ઠરાવે,
ત્યારે તેને પ્રેમ લ્હેર ચઢી આવે,
ઉડાડીને તેને આકાશે ચડાવે, પ્રેમરસ૦ ૭
પછી તેનું કારજ સૌ સિદ્ધ થાશે,
આત્મા તેનો ઉડી આકાશે જાશે,
પછી તેને તેજ હરિનું દેખાશે, પ્રેમરસ૦ ૮
ગુરૂને ન દેખો તો દેખો પોતાને,
ધારો નિજ સ્વરૂપ તરવેણી સ્થાને,
કરો ધ્યાન આપનું આપ તે ઠામે, પ્રેમરસ૦ ૯
જેવું છે આ જાહેર તમારૂં સ્વરૂપ,

---

૧ દિદવાન=બંદૂક તાકતી વખતે નજર રાખવાનું ઘોડા પાસેનું સ્થાન. ૨ મખ્ખી=બંદૂકની નળીના છેડે નજર જોડવાનું સ્થાન. ૩ મૃગ=હરણ (તાકવાનું નિશાન). ૪ ચારે=ચાર વસ્તુઓ. શિકારી શિકાર કરતાં જેવી રીતે બંદૂક તાકતી વખતે નજર, દિદવાન, મખ્ખી અને નિશાન એ ચારે, શ્વાસ બંધ કરી, એક બીજા સાથે સીધી રીતે જોડે છે તેવી રીતની સુરતી.

એવું દેખો તરવેણીમાં બ્રહ્મરૂપ,
બીજું કાંઈ ધારો ન છાયા કે ધૂપ, પ્રેમરસ૦ ૧૦
તેના ગુણ ઉપર કહ્યા તે જણાશે,
તેથી તમને લાભ ઘણાએક થાશે,
થાશે સુખ, કર્મ તમારાં ખપાશે,[1] પ્રેમરસ૦ ૧૧
સુરતી બ્હારથી તાણી અંદર ઠરાવો,
બ્રહ્મરૂપ અંદર તમે લીન થાઓ,
ત્યારે ભેદ હરિ મળવાનોજ પાઓ, પ્રેમરસ૦ ૧૨
એ માર્ગ છે સૂક્ષ્મ સંતોના કાજે,
નથી કષ્ટ એમાં જરા મહારાજે,
તરવેણીમાં નૂર નિરંજન બિરાજે, પ્રેમરસ૦ ૧૩
એવી રીતે લીન કલાક જો થાશે,
આપો ભૂલી પોતાપણું જો ગમાશે,
ત્યારે **જ્ઞાની** સ્વામીનું દર્શન થાશે, પ્રેમરસ૦ ૧૪

---

## ભજન ૪૫.
## ધ્યાન કરો આત્માનું.[2]

આત્મજ્ઞાની ધ્યાન કરો આત્માનું,
બીજું સર્વે નિશ્ચે છે નાશ થવાનું, આત્મજ્ઞાની૦ ટેક.
સુરતી બ્હારથી માંહી લાવી આ ઘટમાં,
જુઓ આત્માને આ દેહના ઘુંઘટમાં,
પોતે બેઠો ખેલ કરે છે આ મઠમાં,[3] આત્મજ્ઞાની૦ ૧
તમે તો આ જડ[4] કાયાને ન જોજો,

---

૧ કર્મ તમારાં ખપાશે=તમારાં પાપ દૂર થશે. ૨ આ ભજન સૂક્ષ્મ સમાધિ બતાવે છે. ૩ મઠમાં=દેહરૂપી વાસમાં. ૪ જડ=ચેતન રહિત.

માટીની આ મૂર્તિ છે તેને ન મ્હોજો,
ભીતર જોઈ શરીર તણું ભાન ખોજો, આત્મજ્ઞાની૦ ૨
ભીતર આત્મા સર્વે ખેલ કરે છે,
શરીરને તે લઈને રમતો ફરે છે,
અમર છે તે આત્મા, શરીર મરે છે, આત્મજ્ઞાની૦ ૩
આત્મજ્ઞાની તમે તો તે આત્મા છો,
તમે જડ શરીરને શિદને જુઓ છો ?
ભુલા પડી ગાંઠનું ગર્થ[1] ખુઓ છો, આત્મજ્ઞાની૦ ૪
સુરતી ઘટ ભીતર સદા સ્થિર રાખો,
આત્મા દેખી બેઠા અમૃત રસ ચાખો,
અહં બ્રહ્મ[2] વિના બીજું નવ ભાખો,[3] આત્મજ્ઞાની૦ ૫
એકાંતમાં બેશીને ધ્યાન ધરાવો,
સુરતી બ્હારથી ઘટ ભીતર લાવો,
આંખો મીંચી અંતરમાં ધ્યાન લગાવો, આત્મજ્ઞાની૦ ૬
તેથી જ્ઞાની તમને સમાધિ જ થાશે,
મનના વ્હેમ તુરંગ સૌ મટી જાશે,
તેથી તમને થાશે આત્મ પ્રકાશ, આત્મજ્ઞાની૦ ૭
પછી તમને પ્રેમ લહેર ચડી આવે,
આત્માને તે આકાશ માર્ગે ઉડાવે,
નિશ્ચે પરમ ઈશ્વરનાં દર્શન કરાવે, આત્મજ્ઞાની૦ ૮
તે પણ એક સૂક્ષ્મ સમાધિ છે જ્ઞાની,
તમે નિત્ય ધ્યાન કરો એનું ધ્યાની,
તમ પર થાશે અલખની મ્હેરબાની, આત્મજ્ઞાની૦ ૯
અંદર બહાર સર્વેમાં આત્મા દેખો,

૧ ગર્થ=પૈસો, મુડી. ૨ અહં બ્રહ્મ (अहं ब्रह्मास्मि)=હું પોતેજ બ્રહ્મ છું. ૩ ભાખો=બોલો, ધ્યાન કરો.

ઘટ પટ માંહે નૂર નિરંજન પેખો,
બીજી જડ વસ્તુનો રાખો ન લેખો,[1] આત્મજ્ઞાની૦ ૧૦
જેના સામું જુએ તે જડને ન જોજે,
અંદર આત્મા દેખીને તે પર મ્હોજો,
ચેતન આત્મા વિષે ચિત્ત પરોજો,[2] આત્મજ્ઞાની૦ ૧૧
દેખો તમે જે કોઈ નર કિંવા[3] નારી,
તેના અંદર આત્મા જોજો વિચારી,
ઉપરની તે દેહ ન જોજો નકારી, આત્મજ્ઞાની૦ ૧૨
ઉપરની કાયા તે મૂર્તિ મૃતિકાની,[4]
તે તો જડ છે નિશ્ચે નાશ થવાની,
એના ઉપર ધ્યાન ન રાખશો જ્ઞાની, આત્મજ્ઞાની૦ ૧૩
એને જોઈ કારીગર એનો પિછાણો,
ચેતન આત્માને તે અંદર જાણો,
તેને જોઈ રૂપ હરિનું વખાણો, આત્મજ્ઞાની૦ ૧૪
પ્રાણી સહુમાં જુઓ આત્મા સમાન,[5]
ત્યારે તમને થાશે આત્મ બુદ્ધિ જ્ઞાન,
પછી કોઈનું કરશો નહીં અપમાન, આત્મજ્ઞાની૦ ૧૫
પછી તમે કોઈને દુઃખ નહીં દેશો,
સહુના ઉપર દયા ને ભાવ કરી રહેશો,

૧ લેખો = લેખું, હિસાબ. ૨ પરોજો = પરોવજો, ધરજો. ૩ કિંવા = અથવા. ૪ મૃતિકા = માટી. ૫ પશુ પંખી વીગેરે તમામ પ્રાણીઓમાં આત્મા સરખો છે, એવું તમે જ્યારે જોશો ત્યારે તમને આત્મજ્ઞાન પ્રાપ્ત થશે અને ત્યારેજ હું મોટો અને બીજા જીવો નાના એવું બીજા પ્રત્યેનું તમારા મનમાં રહેલું અપમાન એટલે કે તિરસ્કાર દૂર થશે અને સર્વ પ્રાણીઓને સરખા સમજશો; સમાન = સરખા; "आत्मवत्सर्वभूतानि यः पश्यति स पश्यति । અર્થાત્ જે પુરૂષ પોતાના આત્મા સમાન સર્વ પ્રાણીઓને જુએ છે તેજ જુએ છે" આ વિચારને અનુસરતો ઉપરનો ભાવ જણાય છે.

તેથી સુખ આનંદથી તમે બેસો, આત્મજ્ઞાની૦ ૧૬
પછી તમે આનંદથી ધ્યાન કરશો,
ખપાવીને કર્મને આ ભવ તરશો,
પછી થાશો અમર, કદી નહીં મરશો, આત્મજ્ઞાની૦ ૧૭
જ્ઞાની એવું ધ્યાન કરો આત્માનું,
તેથી સર્વે કારજ નિશ્ચે થવાનું,
તે વિના તો જીવતર અકારજ જવાનું, આત્મજ્ઞાની૦ ૧૮

---

## ભજન ૪૬.

## સુરતા શિખર ગઢ રાખો.[1]

સાધુ તમે સુરતા શિખર ગઢ રાખો,
આનંદથી બેઠા અમૃત રસ ચાખો, સાધુ૦ ટેક.
સુરતા જેવી રાખે ઉપર પાણીઆરી,
માથા ઉપર બેડીલું લઈ ચાલે ભારી,
રાખે ધ્યાન બેડીલા ઉપર તે નારી, સાધુ૦ ૧
એવી રીતે સુન શિખર ધ્યાન લાવો,
બીજા સર્વે મનમાંથી વ્હેમ ભુલાવો,
તમે સુન થઈને શિખર પર જાઓ, સાધુ૦ ૨
ત્યાં તમને મળશે તે દસમો દ્વાર,
ત્યાંથી તમે નિકળીને જાશો બહાર,
પછી તમે જોશો તે બ્રહ્મ ઝળકાર, સાધુ૦ ૩
એવું ધ્યાન તમને કદાપિ ન લાગે,
કરો બંધ જ્ઞાન ઇંદ્રિ ચાર જાગે,[2]
સુણો નાદ તરવેણીમાં જે વાગે, સાધુ૦ ૪

---

૧ સમાધિનું ભજન છે. ૨ ચાર જાગે=પાંચ ઇંદ્રિઓ પૈકી આંખ, કાન, નાક અને મોં એ ચાર જગોએ. પાંચમી ત્વચા (ખાલ)ની જગોએ નહીં.

તરવેણીમાં તમરાનો સાદ સુણાશે,
પછી બીજાં વાજાં તે પ્રગટ થાશે,
વીણા મૃદંગ ને તાલ બજાશે, સાધુ૦ ૫
ઘણા પ્રકારનાં વાજાં ત્યાં વાગે,
સર્વે વ્હેમ ભુલીને ત્યાં ચિત્ત લાગે,
પછી ત્યાંથી ચાલો સાધુ તમે આગે, સાધુ૦ ૬
તે વાજામાં છે એક શબ્દ રણુંકાર,
તેમાં તમે સુરતીનો બાંધશો તાર,
થશો તમે લીન તેનામાં તે વાર, સાધુ૦ ૭
પછી બીજાં વાજાં સર્વે બંધ થાશે,
રણુંકાર એકલો તમને સુણાશે,
તેના સાથે સુરતી શિખર ગઢ જાશે, સાધુ૦ ૮
પછી રણુંકાર વાજું બંધ થાશે,
સુરતી સુન મંડળમાં જઈને સમાશે,
પછી તમને અંધારૂં આગે દેખાશે, સાધુ૦ ૯
પછી તમને આવશે આગે ઉજાળો,
ત્યાંથી તમે હરખથી આગળ ચાલો,
ત્યારે તમે બ્રહ્મના ઝળકાર ભાળો, સાધુ૦ ૧૦
તે પણ સાધુ સૂક્ષ્મ સમાધિ છે સારી,
તેમાં કષ્ટ થોડું ને લાભ છે ભારી,
તે માર્ગ છે સંતોને સુખકારી, સાધુ૦ ૧૧
સાધુ તમને **જ્ઞાની**એ સાન બતાઈ,
તેમાં તમે કરશો જો ખુબ કમાઈ,
નિશ્ચે હરથી મળશો તમે સાધુ ભાઈ, સાધુ૦ ૧૨

## ભજન ૪૭.

## કરો શુભ અજંપા રે જાપ.[1]

સાધુ કરો શુભ અજંપા રે જાપ,
જેથી હર મળશે, જાશે બધું પાપ, સાધુ૦ ટેક.
સુરતી તમે નાભિ કમળ[2] માંહી લાવો,
ત્યાંથી સોહં શબ્દનો શ્વાસ ઉઠાવો,
શ્વાસોશ્વાસ આત્માનું ધ્યાન ધરાવો, સાધુ૦ ૧
મનમાં તમે હું આત્મા છું તે ધારો,
શરીરનું ભાન તે સર્વે વિસારો,
શ્વાસોશ્વાસ આત્મારામ સંભારો, સાધુ૦ ૨
એવું ધ્યાન કરવાથી સહુ વ્હેમ જાશે,
તમને પ્રેમ મનમાં હરિ તણો થાશે,
પછી બ્રહ્મ સ્વરૂપ તમને દેખાશે, સાધુ૦ ૩
રાખો રાત દહાડો એવો અભ્યાસ,
ત્યારે સ્વામી મળશે તમારા પાસ,
પછી સર્વે પૂરણ થાશે આશ, સાધુ૦ ૪
તેવું નવ થાય તો આ ધ્યાન કરજો,
અગમ માંહે ધ્યાન હરિનું તે ધરજો,
તુંહી તુંહી અંતર માંહી સમરજો, સાધુ૦ ૫
સુરતા કહીં જાવા ન દેજો બહાર,
મનને તમે ડગવા ન દેજો લગાર,
સ્વામી સાથે બાંધી દો સુરતીનો તાર, સાધુ૦ ૬
સન્મુખ થઈને એકાગ્ર ચિત્ત રાખો,
તુંહી તુંહી અંતરમાં પ્રેમથી ભાખો,

---

૧ સમાધિનું ભજન છે. ૨ નાભિકમળ=ડુંટી.

હેતે કરી બેઠા પ્રેમ રસ ચાખો, સાધુ૦ ૭
એમાં કશું કામ નથી બોલવાનું,
નથી ઉંચું કે નીચું એમાં થવાનું,
એ તો પિયુથી પ્રેમરસ ઘોળવાનું, સાધુ૦ ૮
એ માર્ગ તો છે ટુંકડો ઘણો સારો,
તેમાં થાશે કામજ સાધુ તમારો,
કમર કસી બાંધો ને હિંમત ન હારો, સાધુ૦ ૯
તેમાં પણ કષ્ટ નથી જ લગાર,
મનમાં તમે કરી લોને સાધુ વિચાર,
તે છે એક સૂક્ષ્મ સમાધિનો સાર, સાધુ૦ ૧૦
જ્ઞાની એને ભાવથી નિત્ય કરે છે,
હરખે કરી પ્રેમનાં ઘુંટ ભરે છે,
એમાં એનો આત્મા ખુબ ઠરે છે, સાધુ૦ ૧૧

## ભજન ૪૮.

### અણી રે અગ્રે ધ્યાન લાવો.[1]

સાધુ તમે અણી રે અગ્રે[2] ધ્યાન લાવો,
અણી ઉપર નાકની સુરતા જમાવો, સાધુ૦ ટેક.
આંખો ખુલ્લી રાખીને દેખે તે વારે, .
આંખો બંધ થાવા ન દે તે લગારે,
અણી ઉપર તેજ દીવાનું તે ધારે, સાધુ૦ ૧
તેથી દર્દ માથા ને આંખોમાં થાશે,
આંખોમાંથી પાણી તમારે તે જાશે,
થોડા દહાડા કરવાથી તે મટી જાશે, સાધુ૦ ૨

૧ સમાધિ વિષે ભજન છે. ૨ અણીરે અગ્રે=ઠેઠ અણી સુધી.

પછી સાધુ સુરતી ત્યાં સ્થિર થાશે,
પછી સામો ચહેરો તમારો દેખાશે,
તેથી તેજ ચહેરા ઉપર આવી જાશે, સાધુ૦ ૩
પછી તમે નૂર ઝીણું ઝીણું જોશો,
થાશે પ્રેમ તમને ને તે પર મ્હોશો,
ત્યારે તમે તે માંહી ચિત્ત પરોશો, સાધુ૦ ૪
તેમાં થોડું કષ્ટ છે પહેલાં સુણાવું,
સમાધિ હું બીજી તે સૂક્ષ્મ બતાવું,
ખુલ્લી રીતે કહીને તમને સમજાવું, સાધુ૦ ૫
તમે ધ્યાન હૃદય કમળ માંહે ધારો,
તેમાં તેજ બ્રહ્મનું મનથી વિચારો,
તેમાં મન લીન કરી દો તમારો, સાધુ૦ ૬
તેનું ઠામ છે ડાબી છાતીના નીચે,
સદાય તે હાથ ધર્યાથી ત્યાં ધડકે,
તેનું રૂપ એવું છે જેવું કમળ છે, સાધુ૦ ૭
તે માંહે છે આત્માનો તે વાસ,
એવો તમે રાખો સદા વિશ્વાસ,
ન માનો તો કરી જુઓ આપ તપાસ, સાધુ૦ ૮
શરીરમાં તો તેનો પડે પ્રકાશ,
જેવો ઘરમાં દીવા તણો અજવાસ,
ત્યાંથી સર્વે પૂરણ થાશે આશ, સાધુ૦ ૯
તેના સામું ગરદન ને શીષ નમાવો,
તેમાં તમે પોતાની સુરતી લગાવો,
આપો ભુલી તેમાં તમે લીન થાઓ, સાધુ૦ ૧૦
તેમાં હરને સમરો તમે વણ બોલે,
તેમાં બ્રહ્મ દેખો વગર આંખ ખોલે,

તેમાં તમને મળશે તે હીરો અમોલે,[1] સાધુ० ૧૧
તેમાં તમને બ્રહ્મનું તેજ દેખાશે,
નવા નવા તેજના પ્રકાશ થાશે,
પછી મનની આશા સર્વે પૂરી થાશે, સાધુ० ૧૨
જ્ઞાનીની આ વાત સાચી વિચારો,
કદી મન ડગવા ન દેજો તમારો,
નિશ્ચે વિશ્વાસથી આ ધ્યાન ધારો, સાધુ० ૧૩

## ભજન ૪૯.

### સુણો સર્વે સાધુનાં લક્ષણ સાર.[2]

સુણો સર્વે સાધુનાં લક્ષણ સાર,
જેને એક નામ તણો છે આધાર, સુણો० ટેક.
સાધુ શુભ આચરણ શીલ સ્વભાવ,
ગંભીરતા ને નિસ્પૃહ દયા અને ભાવ,
ત્યાગી નિજકામી[3] રહે નિરધાર, સુણો० ૧
જેની પાસે હું અને મારૂં ન હોય,
રાગ દ્વેષ ક્રોધ અભિમાનને ખોય,
દેખે એક આત્મા સૌ સંસાર, સુણો० ૨
સદા પરમાર્થ મન માંહી રાખે,
કડવું વેણ કોઈને કદી નવ ભાખે,
ભાવે કરી નિજ અધ્યાતમ[4] ધારે, સુણો० ૩
કાયા શોધી જાણે તે આત્મજ્ઞાન,
અનુભવ પામી કરે નિત્ય ધ્યાન,
સાધે આત્માને તે સાધુનો સાર, સુણો० ૪

૧ અમોલે=અમૂલ્ય. ૨ સંત પુરૂષનાં લક્ષણ વિષે આ ભજન છે.
૩ નિજકામી=શીલ પાળનાર. ૪ અધ્યાતમ (અધ્યાત્મ)=આત્મધ્યાન.

સદા સન્મુખ રહી સ્વામીને જાણે,
ઘણા પ્રેમ ભાવ મન માંહે આણે,
કદી નવ તોડે તે સુરતીનો તાર, સુણો૦ ૫
આત્માને સાધે તે સાધુ કહાવે,
અનુભવ પામીને મોક્ષે સિધાવે,
વિના જ્ઞાન કોઈ ન ઉતરે પાર, સુણો૦ ૬
સાધુ મનમાં સંશય ને ભ્રાંતિ ન રાખે,
જ્ઞાને કરી બેઠો અમૃત રસ ચાખે,
જ્ઞાન વિના વાસના રહે, ભવ હારે, સુણો૦ ૭
સાધુ કલ્પ વૃક્ષ સરીખો હોય,
દુખીઓ કોઈ આવે તેનું દુઃખ ખોય,
અમૃત વેણે સંશય કરે સૌ બ્હાર, સુણો૦ ૮
સાધુ હોય આંબાના વૃક્ષ સમાન,
વેરી મિત્ર બેને કરે ફળ દાન,
કોઈ દુઃખ દે તો તે મનમાં ન ધારે, સુણો૦ ૯
સાધુ નીર નિર્મળ મોટો સમુંદર,
મિઠો અને શીતળ છે જેવો ચંદર,
ધુએ મેલ મેલો ન થાય લગાર, સુણો૦ ૧૦
સાધુ જેવો વરસાદ સૌ પર વરસે,
સૌને કરે તૃપ્ત કોઈ નહીં તરસે,
ખોટું ખરૂં મનમાં કોઈને ન ધારે, સુણો૦ ૧૧
સાધુનો સુસંગ કરે રંગ લાગે,
મનના સર્વે સંશય ભ્રાંતિઓ ભાગે,
થાયે જ્ઞાન જાયે સૌ અંધકાર, સુણો૦ ૧૨
એવો સિદ્ધ હોય તેને સાધુ કહેજો,
સદા ચરણ ધોઈ ચરણામૃત લેજો,

તેથી થાય કલ્યાણ પાપ નિવારે, સુણો૦ ૧૩
કરે છે આ વિનંતી દાસનો દાસ,
કદી નથી રાખતો કોઇની આશ,
જ્ઞાની થઈ રાખે છે મોક્ષ વિચાર, સુણો૦ ૧૪

---

## ભજન ૫૦.

### ભજન કરો ભાવે કરી.[1]

ભજન કરો ભાવે કરી નર નાર,
ભજન થકી આનંદ હોય અપાર. ભજન૦ ટેક.
ભજન કરે તે નર આનંદી હોય,
ભજન કરી દુઃખ દારિદ્ર ખોય,
ભજન કરી સફળ કરે અવતાર, ભજન૦ ૧
કોને કહીએ આનંદી પુરૂષ સારો ?
જેને લોભ લાલચ ન હોય વિચારો,
કોઈની તે પરવા[2] ન રાખે લગાર, ભજન૦ ૨
સદા તેના મનમાં રહે સંતોષ,
અંતરમાં ન રાખે તે હરખ ન શોષ,
લોકોથી તે અળગો રહે નિરધાર, ભજન૦ ૩
પોતાના તે ધ્યાનમાં સાબિત હોય,
સદા સન્મુખ રહે ગફલત ખોય,
સદા રાખે સાબિત તે સુરતીનો તાર, ભજન૦ ૪
માયાની તે વાસના મનમાં ન રાખે,
મુનિ થઈ બેઠો પ્રેમ રસ ચાખે,
રાખે એક અલખ તણો આધાર, ભજન૦ ૫

---

૧ આ કાવ્યમાં ભજનનો મહિમા તથા સાધુ પુરૂષનાં લક્ષણ બતાવ્યાં માં આવ્યાં છે. ૨ પરવા=દરકાર.

કોઈની ન રાખે કદાપિ તે આશ,
હરિનો તે રાખે સદા વિશ્વાસ,
લોભે કરી ભટકે ન લોકોના દ્વાર, ભજન૦ ૬
કરે નહીં કોઈની તે તો ખુશામત,
ચાહે તેવો આવે કોઈ શૂરો કે સામત,
હરખે નહીં આવ્યાથી ભૂપ દરબાર, ભજન૦ ૭
ઉપાધિ ન રાખે તે લોભી ન થાય,
અનાસુરતી[1] આવે તો ખરચે ને ખાય,
જ્ઞાની બેઠો સોહં શબ્દ મન ધારે, ભજન૦ ૮

## ભજન ૫૧.

### કળજુગ આવ્યો ખોટો.[2]

કળજુગ આવ્યો ખોટો સુણો સંતો ભાઈ,
હવે તમે મુકી દો માન બડાઈ. કળજુગ૦ ટેક.
કરો હવે જ્ઞાન ધ્યાન આત્માનો,
સંસારનો સર્વે પદાર્થ જવાનો,
કરો તમે ભજનની શુભ કમાઈ, કળજુગ૦ ૧
હવે લોક નાસ્તિક થાય છે ચુકી,
આપા પંથી થાય છે ધર્મને મુકી,
હવે લોકે પોતાની બુદ્ધિ ચલાઈ, કળજુગ૦ ૨
ભજનનો ભાવ નથી કોઈના મનમાં,
કપટનો કૂપ[3] છે સર્વેના તનમાં,

૧ અનાસુરતી=અચાનક. ૨ ધર્મજ્ઞાનનો ઉપદેશ બતાવવામાં આવ્યો છે, નાસ્તિક અને ખોટા લોકો સંત સાધુની નિંદા કરે છે અને જો તે કાંઈ પુન્યદાન કરે છે તો તે પોતાની મોટાઈ અને નામનાની ખાતર કરે છે, તેઓ સાધુ માણસ આગળ વાત કરતાં પણ શરમાય છે, વિગેરે કળજુગના જમાનાની હકીકત જણાવી છે. ૩ કૂપ=કુવો.

નથી સત્ય, કુડ રહ્યું વર્તાઈ, કળજુગ૦ ૩
મુખથી બોલે ધર્મની વાતો બરાબર,
નથી વિશ્વાસ તો ધર્મના ઉપર,
જીભ્યા[1] ભક્તની ને મન તો કસાઈ, કળજુગ૦ ૪
મહા કુડ કપટ ઠગી[2] વર્તાણી,
નથી બીક ઈશ્વરની કંઈ મન આણી,
સમજતો નથી પાપ તો કોઈ ભાઈ, કળજુગ૦ ૫
હવે જેવું મનમાં આવે તે કરે છે,
ઠગી અને કુડથી પેટ ભરે છે,
દયા તો છે કહેવાની, મનમાં ઠગાઇ, કળજુગ૦ ૬
હવે હેત માયા નથી કોઈના મનમાં,
કપટ છળ ભેદ છે સૌના તનમાં,
મુખ પર મીઠાઇ મનમાં કડવાઈ, કળજુગ૦ ૭
હવે ધર્મનું નામ માત્ર રહ્યું છે,
અંતરમાંથી આંધળું લોક થયું છે,
હૈયાની તો સર્વેની આંખો મુંઝાઈ, કળજુગ૦ ૮
મોટા લોક તો થયા મહા અભિમાની,
ભજન ભાવની નથી ત્યાં તો નિશાની,
રહ્યું નામકર્મ[3] છે મનમાં સમાઈ, કળજુગ૦ ૯
ભક્તો અને સાધુને ભિક્ષુક જાણે,
જ્ઞાની અને ભાવીને તુચ્છ પ્રમાણે,[4]
કરે જ્ઞાન ભેખ તણી હલકાઈ, કળજુગ૦ ૧૦
સાધુ તમે એવાની પાસે ન જાશો,
એવાને તો મળવાથી ધર્મ ગમાશો,

૧ જીભ્યા (જીહ્વા)=જીભ. ૨ ઠગી=ઠગાઇ. ૩ નામકર્મ=પોતાના નામની ખાતર દાન કરવું તે. ૪ પ્રમાણે=ગણે, માને.

એવા લોક માને છે તુચ્છ ભક્તાઈ, કળજુગ૦ ૧૧
એવાને છે કામ ક્રોધ અભિમાન,
ચોથું નામકર્મ એ મોટાનું ધ્યાન,
નથી ભાવ ભક્તિ નથી નરમાઈ,[1] કળજુગ૦ ૧૨
કરે પુન્ય ધર્મ તો નામના ભાવી,
કરે દાન તો મહા અભિમાન લાવી,
નથી ધ્યાન ઇશ્વર તણું એક રાઇ, કળજુગ૦ ૧૩
મરવા કેડે પાપથી દુઃખ પડે ત્યાં,
એવી નથી બીક તે મોટાના મનમાં,
મોટાને છે મમતા ને માન બડાઇ, કળજુગ૦ ૧૪
મોટા કોઇ ભેખની પાસે ન જાય,
સાધુ પાસે બેસતાં બહુ શરમાય,
એવું જાણે જાતી રહેશે આ મોટાઇ, કળજુગ૦ ૧૫
એવો કાળ આવ્યો છે સાંભળો સંતો,
તમે નવ મોટાની માયાને મ્હોજો,
નહીં તો બધી ભક્તિ જશે ભેળાઈ, કળજુગ૦ ૧૬
મોટાથી તો નાના ગરીબ છે સારા,
મનમાં બીક ઇશ્વરની રાખે બિચારા,
સાચા ભાવે ભક્તિ કરે સામા ધાઈ, કળજુગ૦ ૧૭
તેને કાંઇ માન મોટાઇ ન હોય,
અભિમાનનું નામ મન થકી ખોય,
માને વાત સાધુની તે સુખ પાઇ, કળજુગ૦ ૧૮
હળવા કર્મી[2] ભોળો ગરીબ તો હોય,
રાખે ભાવ ભજનનો કપટને ખોય,

૧ નરમાઈ=નરમાશ, નમ્રતા. ૨ હળવા કર્મી=જેનાં કર્મ ઓછાં છે તે, જેને પાપરૂપી બોજો ઓછો છે તેવો.

રાખે પ્રેમ પ્રીત સાધુ પર સવાઈ, કળજુગ૦ ૧૯
જ્ઞાની કેરી વાણીને સાંભળી સંતો,
મનમાં ઘણા ભાવથી સત્ય જ માનો,
ન માનો તો જોજો તમે અજમાઇ, કળજુગ૦ ૨૦

## ભજન પર.

## માયાના લોભી ન થાઓ.[1]

સાધુ તમે માયાના લોભી ન થાઓ,
ફકીરીમાં જેવું બને તે નિભાવો, સાધુ૦ ટેક.
માયા તમને ભજન થકી દૂર રાખે,
માયા તણા લોભ થકી જુઠ ભાખે,
માયામાં છે ઘણી રે ઘણી દુગ્ધાઓ,[2] સાધુ૦ ૧
માયાવાળા લોકો તો છે સૈ મજૂર,
માયા કેડે ભટકે ને ભજનથી દૂર,
તમે કદી માયાના કેડે ન જાઓ, સાધુ૦ ૨
માયાના તે લોભમાં ધર્મને મૂકે,
કરે કુડ કપટ ને વચનથી ચૂકે,
મનમાં રાખે માયાના નિશ દિન ભાવો, સાધુ૦ ૩
એના મનમાં પ્રેમ હરિનો ન આવે,
પૈસો કદી જાય તો ધાન ન ભાવે,
માયા લીધે કુડા કરે તે બનાવો, સાધુ૦ ૪
કૃપણ[3] હોય માયાનો લોભી ધૂતારો,
એનો ભવ બગડે ને થાય નઠારો,
છેવટ એનો નરકમાં હોય ઠરાવો, સાધુ૦ ૫

૧ માયાનો ત્યાગ કરવા સબંધી આ ભજન છે. ૨ દુગ્ધાઓ=ઉપાધિ, જંજાળ. ૩ કૃપણ=કંજુસ, ધન છતાં ધન ન ખરચે તે.

માયા એના સાથે ન જાશે વિચારો,
છેવટ માયા છોડીને જાશે બિચારો,
અરે મૂઢ મૂરખને કોઈ સમજાવો, સાધુ૦ ૬
માયા તમને ઇશ્વરે આપી છે ભાઈ,
આપો સુખ લોકોને કરી લો કમાઈ,
કરો પરમાર્થ ખરચો ને ખાઓ, સાધુ૦ ૭
માયા કદી કૃપણના કામ ન આવે,
છેવટ હાથ ઘસતો મુકીને જાયે,
ત્યારે થાય મનમાં ઘણો પસ્તાવો, સાધુ૦ ૮
માયાને તે ઈશ્વરની તોલે ગણે છે,
ભજન માટે માયાનું નામ ભણે છે,
માયા ઉપર દેવ ધર્મ જેવા ભાવો, સાધુ૦ ૯
માયા ભેગી કરવાનું છે એનું કામ,
ગણી ગણી જોડે છે પાઈ બદામ,
છેવટ માયા મુકી જાશે મૂરખાઓ, સાધુ૦ ૧૦
માયા ભેગી કરવાનો હોય એને ચોશ,
માયા થકી કદી નહીં હોય સંતોષ,
માયા કેડે ભટકે તે શ્વાનસ્વભાવો,[1] સાધુ૦ ૧૧
માયાવાળો હોય મહા અભિમાની,
ભજન ભાવ જાણે નહીં અજ્ઞાની,
કરે કુડ કપટના મનમાં ઉઠાવો, સાધુ૦ ૧૨
માયા તો જ્યાં હોય ત્યાં ભજન ન હોય,
ન હોય ભાવ ભક્તિ ને ધર્મને ખોય,
તેને હોય માન બડાઈના ભાવો, સાધુ૦ ૧૩
સાધુનો તે સંગ કદી નવ રાખે,

૧ શ્વાનસ્વભાવો = કુતરાન. જેવા સ્વભાવવાળો.

બ્રહ્મજ્ઞાન અમૃત રસ નવ ચાખે,
સદા મોંથી ખોટી કરે બકવાઓ, સાધુ૦ ૧૪
જ્ઞાની નિત્ય સાહેબનું નામ સંભારો,
માયાને તો મનમાંથી બિલકુલ વિસારો,
ત્યારે મનમાં આવશે ભકિતના ભાવો, સાધુ૦ ૧૫

## ભજન ૫૩.

### નામ નિરંજન ભજ લો.[1]

સંતો તુમ નામ નિરંજન ભજ લો,
વ્હો હે સબકા માલક એક સમજ લો, સંતો૦ ટેક.

---

૧ આ ભજન પરમાત્મા સચ્ચિદાનંદ પરબ્રહ્મ નિરંજન નિરાકારની સ્થિતિ સમજાવે છે અને તેનો ભાવાર્થ શ્રીમદ્‌શંકરાચાર્યે રચેલાં નિર્વાણ-સ્તોત્રને અનુસરતો છે; તે સ્તોત્ર નીચે પ્રમાણે છેઃ—( ભુજંગી વૃત્ત ) निर्वाणदशकम् ॥ न भूमिर्न तोयं न तेजो न वायुः । न खं नेंद्रियं वा न तेषां समूहः । अनैकांतिकत्वात्सुषुप्त्येकसिद्धः तदेकोऽवशिष्टः शिवः केवलोऽहम् ॥ न वर्णा न वर्णाश्रमाचारधर्मा । न मे धारणाध्यानयोगादयोपि । अनात्माश्रयोहं ममाध्यासहानात् । तदेको० ॥ न माता पिता वा न देवा न लोकाः । न वेदा न यज्ञा न तीर्थं ब्रुवंति । सुषुप्तौ निरस्तातिशून्यात्मकत्वात् । तदेको० ॥ न सांख्यं न शैवं न तत्पांचरात्रं । न जैनं न मीमांसकादेर्मतं वा । विशिष्टानुभूत्या विशुद्धात्मकत्वात् । तदेको० ॥ न शुक्लं न कृष्णं न रक्तं न पीतं । न पीनं न कुब्जं न ह्रस्वं न दीर्घम् । अरूपं तथा ज्योतिराकारकत्वात् । तदेको० ॥ न जाग्रन्न मे स्वप्नको वा सुषुप्तिः । न विश्वो न वा तैजसः प्राज्ञको वा । अविद्यात्मकत्वात्त्रयाणां तुरीयम् । तदेको० ॥ न शास्ता न शास्त्रं न शिष्यो न शिक्षा । न च त्वं न चाहं न चायं प्रपंचः । स्वरूपावबोधाद्विकल्पासहिष्णुः । तदेको० ॥ न चोर्ध्वं न चाधो न चांतर्न बाह्यं । न मध्यं न तिर्यङ्‌ न पूर्वा परा-दिक । वियद्व्यापकत्वादखंडैकरूपः । तदेको० ॥ अपि व्यापकत्वादितत्वा-

જ્હો હે સબકા માલક ને સબકા મદદગાર,
કરે કામ સબકે ઓર આપ નિરાકાર,
નહીં કીસકી પરવા નહીં કીસકા આધાર, સંતો૦ ૧
નહીં ઉસકા કોઈ મદદગાર ભાઈ,
નહીં ઉસકે મા બાપ ઓર ન લુગાઈ,
નહીં બેટા બેટી ન સગપણ સગાઈ, સંતો૦ ૨
નહીં ઉસકે જેસા હે કોઈ બિચારો
ન ઉસકો કીસી વસ્તુ જેસા ધારો,
જ્હો હે પાક સબસેં નિરાકાર યારો, સંતો૦ ૩
નહીં ઉસકે પ્રધાન ન ચાકર ન ચેલા,
નિરંજન નિરાકાર હે જ્હો એકીલા,
જ્હો હે આપસેં, નહીં હે કીસકા કરેલા, સંતો૦ ૪

त्प्रयोगात् । स्वतः सिद्धभावादनन्याश्रयत्वात् । जगत्तुच्छमेतत्समस्तं तदन्यः । तदेको० ॥ न चैकं तदन्यद्वितीयं कुतः स्यात् । न चाकेवलत्वं न वा केवलत्वम् । न शून्यं न चाशून्यमद्वैतकत्वात् । कथं सर्ववेदांतसिद्धं ब्रवीमि ॥१०॥ निर्वाणषट्कम् ॥ मनोबुद्ध्यहंकारचित्तानि नाहं । न च श्रोत्रजिह्वे न च घ्राणनेत्रे । न च व्योमभूमिर्न तेजो न वायुः । चिदानंदरूपं शिवोऽहं शिवोऽहम् ॥ न च प्राणसंज्ञो न वै पंचवायुः । न वा सप्तधातुर्न वा पंचकोशः । न वाक्पाणिपादं न चोपस्थपायू । चिदानंद० ॥ न मे द्वेषरागौ न मे लोभमोहौ । मदो नैव मे नैव मात्सर्यभावः । न धर्मो न चार्थो न कामो न मोक्षः । चिदानंद० ॥ न पुण्यं न पापं न सौख्यं न दुःखं । न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः । अहं भोजनं नैव भोज्यं न भोक्ता । चिदानंद० ॥ न मृत्युर्न शंका न मे जातिभेदः । पिता नैव मे नैव माता च जन्म । न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्यः । चिदानंद० ॥ अहं निर्विकल्पो निराकाररूपी । विभुत्वाच्च सर्वत्र सर्वेंद्रियाणाम् । न चासंगतं नैव मुक्तिर्न मे यः । चिदानंद० ॥ ६ ॥

નહીં ઉસકા કોઈ સગા ન સીયારી,[૧]
નહીં ઉંચા નીચા ન હલકા ન ભારી,
વ્હો હે બેમીસ્લ,[૨] નહીં હે નર નારી, સંતો૦ ૫
ન ખાવે ન પીવે ન આલસ ન સોવે,
ન ઉઠે ન બેઠે ન હસે ન રોવે,
ન મેલા ન ઉજલા ન ન્હાવે ન ધોવે, સંતો૦ ૬
ન કાલા ન પીલા ન લાલ વ્હો જાનો,
ન ઉદા ન લીલા ન હરીઆ[૩] બખાનો,
કોઈ રૂપ રંગ ઉસકા મનમાં ન આણો, સંતો૦ ૭
ન આગે ન પીછે ન પાસે ન દૂર,
ન ઉપર ન નીચે ન ચંદા ન સૂર,[૪]
ન ખુશબો ન બદબો[૫] ન કેસર કપૂર, સંતો૦ ૮
ન હે ઘર મંદિર ન જાયગા ઠામ,
નહીં ઉસકા કોઇ જગા બિશ્રામ,[૬]
નહીં ઉસકો કોઈ જગામેં હે ધામ, સંતો૦ ૯
મરે ના ન અવતરે ન વ્હો દેખાવે,
ન ચિંતા કરે વ્હો ન વ્હો દુઃખ ઉઠાવે,
ન બિમાર હોવે દવા વ્હો ન ખાવે, સંતો૦ ૧૦
ન ઝાલમ[૭] ન જુઠા ન લાચાર હે વ્હો,
વ્હો હે સબકા હાકમ મદદગાર હે વ્હો,
વ્હો સબકા કરનહારક કરતા હે વ્હો, સંતો૦ ૧૧
ન પેદા હુવા હે વ્હો રબ[૮] કોઇ કાલ;

૧ સીયારી=ભાગીદાર. ૨ બેમીસ્લ=અદ્વિતીય, જેના બરાબર બીજો નથી એવો. ૩ હરીઆ=વનસ્પતી જેવો લીલો. ૪ સૂર=સૂર્ય. ૫ બદબો=ખરાબ વાસ. ૬ બિશ્રામ (વિશ્રામ)=આરામ લેવાનું સ્થાન. ૭ ઝાલમ (ઝાલીમ)=જુલમ કરનાર. ૮ રબ=પરમેશ્વર.

ન ઘટતા ન બઢતા ન ઉસકો જવાલ,[1]
વ્હો હેગા હમેશાં સદા એક હાલ, સંતો૦ ૧૨
જેસી જાત ઉસકી હમેશાં હે કાયમ,
સિફાત[2] ઉસકી એસી હમેશાં હે દાયમ,[3]
વ્હો કાદર[4] હે સબ કામ પર આપ હરદમ, સંતો૦ ૧૩
નહીં ઈબ્તેદા[5] ઉસકી ન ઇન્તેહા[6] હે,
વ્હો હે આપ ઉસકો ન કીસને કીયા હે,
નહીં કીસકા મોહતાજ[7] સબકા ખુદા હે, સંતો૦ ૧૪
બિના જીવ જીતા હે બિન આંખ દેખે,
બિના કાન સુનતા હે બિન જીભ બોલે,
બિના દિલસેં સબકે દિલોંકી વ્હો જાને, સંતો૦ ૧૫
જો ચાહા કીયા ઓર કરે વ્હો જો ચાહે,
કીસે જીવ દેતા કીસે મારતા હે,
નહીં કીસકી પરવા વ્હો શાહુંકા શાહ હે, સંતો૦ ૧૬
બિચાર ઓર વ્હેમ દિલમેં જો કુછકે આવે,
વ્હો હે પાક સબસેં નિરંજન કહાવે,
હે બાવનસેં બહાર[8] ઓર લીખેમેં ન આવે, સંતો૦ ૧૭
યે શાસ્ત્રકી હે રીત સમજો અય ભાઇઓ,
ના સમજેમેં આવે તો નાસ્તિક મત હો,[9]
ગુરૂ કર કે સમજાવે તુજકો જો હે સો, સંતો૦ ૧૮

૧ જવાલ=ઊણતા. સૂર્ય જ્યારે માથા ઉપર આવે ત્યારે કમાલ કહે છે અને ત્યાર પછી જ્યારે નમવા માંડે છે ત્યારે જવાલ કહે છે. ૨ સિફાત=વખાણ, તારીફ. ૩ દાયમ=નિત્ય. ૪ કાદર=શક્તિમાન. ૫ ઈબ્તેદા=આદિ, શરૂઆત. ૬ ઈન્તેહા=અંત, છેડો. ૭ મોહતાજ=લાચારી. ૮ બાવનસેં બહાર=બાવન અક્ષરથી દૂર, મતલબ કે લખી શકાય નહીં તેવો. ૯ મત હો=થઈશ નહીં.

ગુરૂ તેરે દિલમેં કરે જ્ઞાન પેદા,
સમજનેમેં આવે તુજે ભેદ ઉનકા,
યે જ્ઞાની સમજતા હે કેહ નહીં સકતા, સંતો૦ ૧૯

## ભજન ૫૪.

### મેં હું ગરીબ બિચારા.[1]

માલક મેરે મેં હું ગરીબ બિચારા,
પામર જીવ લાચાર ખોટા નકારા, માલક૦ ટેક.
માલક મેં હું મૂઢ ઓર મહા અજ્ઞાની,
જુઠા ઓર લોભી મહા અભિમાની,
મહા દુષ્ટ પાપી દ્વેષી નકારા, માલક૦ ૧
સદા મોહ માયાકા ધ્યાન હું ધરતા,
પ્રપંચ ઓર કુડ કપટ બ્હોત કરતા,
તુજે ભૂલ બેમુખ[2] હુવા તુજસેં ન્યારા, માલક૦ ૨
મૂરખતાસેં[3] જીવ ઘણોંકે દુઃખાયા,
દયા ઓર ડર કછુ મનમેં ન લાયા,
હવે બ્હોત રો રોકે તુજકો પોકારા, માલક૦ ૩
મેં હું તેરા ચોર ગુન્હેગાર ભારી,
હુવા નારકીકા[4] હું મેં અધિકારી,
તું છોડે તો આશા હે તેરી અપારા, માલક૦ ૪
તેરે પાસ મંગતા હું હોકર અનાથ,
મુજે મોક્ષ દે તું પકડ મેરા હાથ,
તેરે બિના કોઈ જગો નહીં ઠારા, માલક૦ ૫

---

૧ આ ભજનમાં કરેલાં પાપોના પશ્ચાત્તાપ સાથે ઈશ્વરપ્રાર્થના કરવામાં આવી છે. ૨ બેમુખ=અવળું મોઢું કરવું તે, બેદરકાર. ૩ મૂરખતા=મૂરખાઈ. ૪ નારકીકા=નરકનો.

જગતમેં કોઈ નહીં અબ હે મેરા,
સબકો છોડ પલ્લા[1] મેં પકડા હે તેરા,
ફરીઆદી હું લાયા તેરે દરબારા, માલક૦ ૬
દયા મુજ પર કરકે અય દીનદયાલ,[2]
ગુન્હા માફ કર મેરે નાથ કૃપાલ,
તું હે પાપીઓકા ભી તારણહારા,[3] માલક૦ ૭
તું હે દીનદયાલ સબકા દાતારા,
મેં દુષ્ટ પાપી ઓર તેરા ભિખારી,
આયા દાસકા દાસ અબ તેરે દ્વારા,[4] માલક૦ ૮
દયા મુજપર કરકે તું કર મ્હેરબાની,
છુડાવ પાપસેં મુજકે કર તેરા ધ્યાની,
તેરે હાથમેં હે નહીં મેરા ચારા,[5] માલક૦ ૯
મુજે જ્ઞાન દેકર તું અબ કર દે જ્ઞાની,
તુજે સબમેં દેખું મેં અંતરજામી,
યે કરતા સદા દીન[6] **જ્ઞાની** પોકારા, માલક૦ ૧૦

---

## ભજન ૫૫.

### મેં તો સબસેં બૂરા હું નકારા.[7]

માલક મેં તો સબસેં બૂરા હું નકારા,
મહા પાપ મેંને કીયે હેં અપારા, માલક૦ ટેક.
કભી મેરે મનમેં તેરા ભાવ હોતા,

---

૧ પલ્લા=છેડો, અર્થાત્ શરણ. ૨ દીનદયાલ=ગરીબ ઉપર દયા કરનાર. ૩ તારણહારા=તારવાવાળો. ૪ દ્વારા=બારણે, દરબારમાં. ૫ ચારા=ઈલાજ. ૬ દીન=ગરીબ. ૭ આ ભજનમાં કરેલાં પાપોના પશ્ચાત્તાપ સાથે ઈશ્વરપ્રાર્થના કરવામાં આવી છે.

તો દુનિયાકી માયામેં કયું કર મેં મ્હોતા ?
તેરે બિન ન દુજા કોઇ હોતા પ્યારા, માલક૦ ૧
કભી મેરે મનમેં દયા ધર્મ આતા,
તો મેં જીવ લોકોંકે કયું કર દુઃખાતા ?
હુવા લોભ ખાતર મેં જુઠા ધુતારા, માલક૦ ૨
કભી તેરે ડરસેં જરા મેં ન રોયા,
સદા હોકે બેફિકર રાતોંકો સોયા,
જો ડરતા તો કયું નિંદ કરતા નઠારા ? માલક૦ ૩
કભી શાસ્તર મેં પઢા હોતા થોડા,
તો લોકોંકી નિંદામેં કયું સિર મેં ફોડા ?
તેરા નામ લેતા મેં સાંજ સવારા, માલક૦ ૪
કભી તુજકો સચ્ચા મેં અંતરમેં જોતા,
તો કાયકો બેમુખ મેં તેરેસેં હોતા ?
તેરે ધ્યાનમેં રહેતા દિન રાત સારા, માલક૦ ૫
કભી થોડી બુદ્ધિ જો હોતી મેરેમેં,
તો લોકોંકે કયું છિદ્ર[1] દેખતા મેં ?
મેરે એબ મેં દેખતા કર બિચારા, માલક૦ ૬
કભી મોક્ષકા ભાવ મનમેં હું ધરતા,
તો સબ ત્યાગકર આત્મધ્યાન કરતા,
બિના જ્ઞાનકે હોય કયું છુટકારા ? માલક૦ ૭
કભી જ્ઞાન મુજકો જો હોતા જરાભર,
તો સબમેં તુજે દેખતા મેં બરાબર,
અનુભવ બિના હેગા ઘટમેં અંધારા, માલક૦ ૮
કભી મોતકા ડર મેરે મનમેં આતા,
તો દિન રાત કયું પેટ ભરભર મેં ખાતા ?

૧ છિદ્ર=અવગુણ, એબ.

જો ડરતા તો રોતા મેં કર આહ નારા,[1] માલક૦ ૯
બૂરેમેં બૂરા સબસે મેં હું અય માલક,
મેરે પાપકો મેં કહું તુજસે કહાં તક?
મહા પાપી પ્રપંચી જુઠા ઠગારા, માલક૦ ૧૦
સદા લોભ મોહ માયાકે ખાતર,
કીયે કામ ક્રોધ કપટ સબમેં મીલકર,
કીયે ઢોંગ પાખંડ પ્રપંચ અપારા, માલક૦ ૧૧
કપટ મેરે મનમેં ઘણા મેંને રાખા,
ઠગે લોક મેંને મહા જુઠ ભાખા,
કીયે ઢોંગ મેંને જગતમેં અપારા, માલક૦ ૧૨
ગુન્હા માફ કર મેરે સારે અય માલક,
રહુંગા મેં પાપ પ્રપંચમેં કહાં તક?
કે અબ મેંને છેવટમેં તુજકો પોકારા, માલક૦ ૧૩
કે અબ પલ્લા તેરા મેં પકડા આકે,
તેરે બિન કહું દુસરે કીસકો જાકે?
કીયા મેંને અબ તો હે સબસેં કિનારા,[2] માલક૦ ૧૪
તુંહી માફ કર દે ગુન્હા મેરે સારે,
રેહમ[3] કર મેરે પર તું અય મેરે પ્યારે,
મેં ચાકર હું તેરા તું ઠાકર હમારા, માલક૦ ૧૫
કભી અબ ન છોડું મેં તુજકો જરાભર,
રખું મેરે મનમેં તુજે મેં છુપાકર,
બતાયા હે જ્ઞાનીને મુજકો ઈસારા, માલક૦ ૧૬

---

૧ આહ નારા=પોકાર કરી રડવું તે, અતિ રૂદન. ૨ કિનારા=આરો, છેડો; કીયા મેંને અબ તો હે સબસેં કિનારા=હવે હું સર્વને છોડી એક બાજુએ આવ્યો છું. ૩ રેહમ=દયા.

## ભજન ૫૬.

### માલક સબમેં તું હે.[૧]

માલક સબમેં તું હે ઓર સબ કુછ તુંહી તું,
સીવા[૨] તેરે દુજા નહીં કુછ ના મેં હું, માલક૦ ટેક.
તું અવ્વલ તું આખર તું ઝાહર તું બાતન,[૩]
તું ચંદા તુ સૂરજ તું તારે તું દરપન,
તું ગેસુ[૪] તું મુખડા તું આંખેં તું અંજન, માલક૦ ૧
તું બેરંગ તું એહમદ તું આદમ તું હવા,[૫]
તું ચાકર તું સેવક તું બંદા તું મવલા,
તું ગુલશન[૬] તું ગુંચા[૭] તું બુલબુલ તું ભમરા, માલક૦ ૨
તું આશક તું માશૂક તું નાઝો[૮] અદા[૯] તું,
તું ઇશ્ક ઓર મ્હોબત હે ઓર દિલરૂબા[૧૦] તું,
તું હે નૂર સાયા[૧૧] તું શાહો ગદા[૧૨] તું, માલક૦ ૩
તું દોલત તું દાતા ગની[૧૩] બેનવા[૧૪] તું,
તું ખાદમ[૧૫] તું ચેલા ગુરૂ પેશવા[૧૬] તું,
તું મીસકીન[૧૭] કુકરા[૧૮] તું ઓર બેનવા તું, માલક૦ ૪
તું દીવા તું મશાલ તુંહી ધૂપ સાયા,

---

૧ આ ભજનમાં પરમેશ્વરની સાકર સ્થિતિ વર્ણવી તેની સ્તુતિ કરી છે, તેનો ભાવાર્થ નીચેના શ્લોકને મળતો છેઃ— **त्वमेव माता च पिता त्वमेव । त्वमेव बंधुश्च सखा त्वमेव । त्वमेव विद्या द्रविणं त्वमेव । त्वमेव सर्वं मम देवदेव ॥** ૨ સીવા = શિવાય. ૩ બાતન = છાનો. ૪ ગેસુ = વાળ. ૫ હવા = આદમની સ્ત્રી. ૬ ગુલશન = બાગ. ૭ ગુંચા = ફૂલનો ગુચ્છ. ૮ નાઝો = ચાળા, હાવભાવ. ૯ અદા = ચાળા. ૧૦ દિલરૂબા = દિલને ખેંચનાર, મોહિની. ૧૧ સાયા = છાયા. ૧૨ ગદા = ફકીર. ૧૩ ગની = દાતાર પુરૂષ, સખી મરદ. ૧૪ બેનવા = નિર્ધન. ૧૫ ખાદમ = નોકર. ૧૬ પેશવા = અગ્રેસર. ૧૭ મીસકીન = ગરીબ. ૧૮ કુકરા = ફકીર.

તું મુલ્લાં તું પીરે મુગા બનકે આયા,
તું બ્રાહ્મન ઓર શેખ[1] તુંહી કહાયા, માલક૦ ૫

તું રાજા તું પરજા તું કાસદ[2] તું પેગામ,[3]
તું રાવન તું રૂષિ તું લખમન તુંહી રામ,
તું ઝાહદ[4] તું આબદ[5] તું દાતા હે તું દામ, માલક૦ ૬

તું કાન્હા તું કુબ્જા તું જાદવ તું ગોપી,
તું ઝાહર તું બાહર તું છાના અલોપી,[6]
તું તન હે તું જાન હે તું આતમ સ્વરૂપી, માલક૦ ૭

તું દરિયા તું હીરા તું પન્ના તું મોતી,
તું સોના તું રૂપા તુંહી બ્રહ્મજ્યોતી,
ન હોતા જો તું કોઇ વસ્તુ ન હોતી, માલક૦ ૮

જો કુછ હે સો તું હે મુજે ખુબ સુઝા,
જીધર દેખતા હું મેં તું હે ન દુજા,
તુંહી હે તુંહી હે તુંહી મેંને બુઝા, માલક૦ ૯

જો તુજકો મેં ઢુંઢું તો મુજકો હું પાતા !
જો મુજકો મેં ઢુંઢું તો તું હે દિખાતા !
મુજે અબ તો દુજા નહીં કુછ દિખાતા, માલક૦ ૧૦

તું **અનવર** હે યે તો નહીં નામ મેરા,
મેં કુછ ભી નહીં હું યે ઇસરાર[7] તેરા,
ન પાયા મેં ઢુંડા તો[8] મુજકો ઘણેરા, માલક૦ ૧૧

---

૧ શેખ = શેઠ, મોટો માણસ. ૨ કાસદ = ખેપીઓ. ૩ પેગામ = સંદેશો. ૪ ઝાહદ = પરેઝગાર, ધર્મચુસ્ત. ૫ આબદ = પ્રાર્થના કરનાર. ૬ અલોપી = અદૃશ્ય, નહીં દેખાય તેવો. ૭ ઈસરાર = ભેદ. ૮ તો = તો પણ.

## ભજન ૫૭.

## અંતર અપના ખોજોને.[1]

અંતર અપના ખોજોને મેરે ભાઈ,
આત્મા ઉસમેં દેવેગા તુમકો દિખાઈ, અંતર૦ ટેક૦
તુમે કોન હો અપને મનમેં બિચારો,
જો કહેતા હે મેં કોન હે મનમેં ધારો,
સમજતા હે મેં હું વ્હો હે કોન યારો ? અંતર૦ ૧
યે તો તુમ આપ હો જો તુમને ખોજા,
તુમ બિન ઓર નહીં કોઈ દુજા,
ઇતની રોશનીમેં ભી તુમકો ન સુઝા, અંતર૦ ૨
તુમ હી જાગતેમેં ઓર સોતેમેં તુમ હો,
સપન બીચ હુંશીયાર હોતે ભી તુમ હો,
જો જાગે તો સમજે કે મેં હું વ્હો તુમ હો, અંતર૦ ૩
તુમે સેર[2] કરતે હો સપનમેં સારા,
યે હે રૂહકા[3] અકસ[4] સૂક્ષ્મ તુમારા,
વહી તુમ હો તુમસેં નહીં હે વ્હો ન્યારા, અંતર૦ ૪
જો હે આત્મા રૂહ વ્હો તુમ હો ભાઈ,
ન વ્હો મરદ હે ન વ્હો હે લુગાઈ,
નિરંજન હે વ્હો બેમીસ્લ[5] બેસગાઇ, અંતર૦ ૫
જો તુમ ધ્યાન અંતરમેં અપને લગાવો,
તો સૂક્ષ્મકો પાવો ઓર આત્માકો ધાવો,
તો તુમ આપ અપનેમેં આપસકો પાવો, અંતર૦ ૬
તુમારી સમજ તુમકો પૂરી જો આઈ,

---

૧ આત્મસ્વરૂપ સંબંધી ભજન છે. ૨ સેર = સહેલ, ફરવું તે. ૩ રૂહ = જીવ. ૪. અકસ = પડછાયો. ૫ બેમીસ્લ = જેની ઉપમા આપી શકાય નહીં તેવો, અદ્વિતીય, જેના જેવો બીજો કોઈ નથી તેવો.

તો સારા જુગત તુંમમેં હેવે દિખાઇ,
હો તુમ હી તુમ સબ હે તુમમેં સમાઈ, અંતર૦ ૭
ગુરૂસેં તુમ જ્ઞાન સિખો અય ભાઇ,
તો ફીર આત્મા સબમેં હેવે દિખાઈ,
યેહી રાહ જ્ઞાનીને તુમકો બતાઈ, અંતર૦ ૮

## ભજન ૫૮.

### કોણ ઘટડામાં બોલે છે ?[1]

સાધુ કોણ ઘટડામાં[2] બોલે છે તારે ?
તેનો તારા અંતરમાં કરને વિચાર, સાધુ૦ ૧
જે બોલે તે જુદો નથી તુજથી સાધુ,
જો અંતરમાં ખોળીને તું તુજને ધારે, સાધુ૦ ૨
તારા વીના બીજો નહીં કોઇ બોલે,
ના હોય તું તો મડદું ન બોલે લગારે, સાધુ૦ ૩
તું બોલે તું દેખે તું હાલે તું ચાલે,
ના બોલે કોઈ તું જો તનથી પધારે,[3] સાધુ૦ ૪
જેવું દુધમાં ઘૃત પથરામાં અગ્નિ,
એવો આત્મા તનમાં છે હે ગમાર, સાધુ૦ ૫
તું ભુલો ભમે છે નથી જ્ઞાન તુજને,
તું સમજી લે તારા ગુરૂના આધારે, સાધુ૦ ૬
તને જ્ઞાન થાશે ગુરૂથી હે જ્ઞાની,
પછી વ્હેમ તુજને ના રહેશે લગારે, સાધુ૦ ૭

---

૧ આત્મજ્ઞાન સંબંધી ભજન છે. ૨ ઘટડામાં = શરીરમાં. ૩ પધારે = વિદાય થાય, જતો રહે.

## ભજન ૫૯.

## જેને ખોળે છે તે આપ તું છે.[1]

સાધુ જેને ખોળે છે તે આપ તું છે,
તારા હુંપણામાં તે છાનું રહ્યું છે, સાધુ૦ ૧
જે બોલે છે તુજમાં તે બીજું નથી કોઈ,
એવું સર્વે શાસ્ત્રના અંદર કહ્યું છે, સાધુ૦ ૨
તારા વિના બહાર નથી કોઇ બીજું,
અનુભવ એવું જ્ઞાનીઓને થયું છે, સાધુ૦ ૩
તારા ઓઠે ઈશ્વર છુપાયો છે જો તું,
કનક જેમ કુંડલમાં ઢંકાઈ ગયું છે,[2] સાધુ૦ ૪
તું જાગીને જો તારા અંદર હરીને,
કે ચેતન જે હૃદયમાં ચમકી રહ્યું જે, સાધુ૦ ૫
તું તુજને જો ભુલે તો આતમને દેખે,
એવું **જ્ઞાની** દાસે તો નિશ્ચે કહ્યું છે, સાધુ૦ ૬

## ભજન ૬૦.

## જીવતાં લોનેજ ચેતી.[3]

સાધુ તમે જીવતાં લોનેજ ચેતી,
પછી મરવા કેડે તો થાશે ફજેતી; સાધુ૦ ટેક.
જેટલા જન્મ્યા તે તો નિશ્ચેજ મરશે,
માયા મુકી વનમાં જઈ ઘર કરશે,
કોઈને બાળે કોઇને માટીમાં ધરશે, સાધુ૦ ૧

---

૧ આત્મજ્ઞાન સંબંધી આ ભજન છે. ૨ સોનું જેમ કુંડળના નામમાં ઢંકાઇ ગયું છે અર્થાત્ જેમ કુંડળ સોનાનું હોવા છતાં તેને કોઈ સોનું કહેતું નથી પણ કુંડળ કહે છે તેમ. ૩ જીંદગીમાં સદ્કર્મ કરવા સંબંધી ભજન છે.

પછી માયા કોઇના કામ ન આવે,
જેવું કામ કરશે તેવું ફળ પાવે,
હીણાં કામ કરવાથી ભક્તિ લજાવે; સાધુ૦ ૨
કરો શુભ કર્મ ને માયાને છોડો,
પોતાના તે સ્વામી થકી મન જોડો,
માયા અને મમતામાં માથું ન ફોડો; સાધુ૦ ૩
તમે ઉંઘ અહારમાં ઉમર ગુમાવી,
અભિમાન હુંપણું માન બડાઇ,
તમે બધી કીધી છે એવી કમાઈ; સાધુ૦ ૪
**જ્ઞાની** હવે પોતાની સુરતી સંભાળો,
સારા અને શુભ મારગમાંજ ચાલો,
કુબુદ્ધિને મારોને જ્ઞાનનો ભાલો; સાધુ૦ ૫

---

## ભજન ૬૧.

## તમે સદગુરૂ વશ થાઓ.[૧]

સાધુ તમે સદ્ગુરૂ વશ થાઓ,
પછી અંતરમાં તમે ધ્યાન લગાવો; સાધુ૦ ટેક.
કંઈ કાળનો તમને લાગ્યો છે રોગ,
થયો તેથી તમને હરીનો વિયોગ,
તેથી નથી થાતો હરીનો સંજોગ; સાધુ૦ ૧
ગુરૂના જો કહેવા ઉપર ચિત્ત ધરશો,
ત્યારે તમે તે રોગનો નાશ કરશો,
પછી ભવસાગરથી પાર ઉતરશો; સાધુ૦ ૨
ગુરૂ તમને જ્ઞાન હરીનું બતાવે,

૧ સદ્ગુરૂ કરવા સંબંધી ભજન છે. સદ્ગુરૂ કરવાથી જ્ઞાન મળે છે.

તમે કોણ છો તે ગુરૂ સમજાવે,
પછી બધો વ્હેમ તમારો તે જાયે; સાધુ૦ ૩
પછી આત્મજ્ઞાન તમને તે થાશે,
તો જોશો હરીને તમારીજ પાસે,
હરીરંગ મનમાં તમારા ભરાશે; સાધુ૦ ૪
નહીં રંગ લાગે કંઈ મુંડ મુંડાએ,
નહીં ભીખ માગે કે ભગવાં રંગાએ,
**જ્ઞાની** એ તો થાય છે જ્ઞાન કમાએ; સાધુ૦ ૫

---

## ભજન ૬૨.

## ખોજ હરીનું કરોને.[1]

સાધુ તમે ખોજ હરીનું કરોને,
તે સમજીને નિશદિન ધ્યાન ધરોને, સાધુ૦ ટેક.
લોકો તો ચાલે છે ગાડરીઆ પ્રવાહે,[2]
હરી શું છે એની સમજમાં ન આવે,
અંધારામાં ભટકીને જનમ ગુમાવે, સાધુ૦ ૧
ગુરૂને તે પુછીને નિશ્ચે કરો તુમ,
પછી એનું અંતરમાં ધ્યાન ધરો તુમ,
ત્યારે તમને ઓળખાશે પોતાનો આતમ, સાધુ૦ ૨
ગુરૂ વિના જ્ઞાન કોઈને નવ થાયે,
ભ્રમણામાં ભટકે ને મનમાં મુઝાયે,
વગર જ્ઞાન મુક્તિ એની કેમ થાયે? સાધુ૦ ૩
**જ્ઞાની** તમે ગુરૂના ચરણ[3] નિત્ય સેવો,

---

૧ ગુરૂની ભક્તિ કરવા સંબંધી ભજન છે. ૨ ગાડરીઆ પ્રવાહે=ઘેટાંના ટોળાની માફક. ૩ ચરણ=પગ.

ત્યારે તમને મળશે તે મોક્ષનો મેવો,
સર્વે જ્ઞાનીઓનો તો ધર્મ છે એવો; સાધુ૦ ૪

## ભજન ૬૩.

## જળમાં રહ્યા છોને દુખી.[1]

સાધુ તમે જળમાં રહ્યા છોને દુખી,
તમે જળને ખોળો છો એ મોટી ખુબી. સાધુ૦ ટેક.
જેવી મીન[2] દરીઆની અંદર પ્યાસી,[3]
તેવા તમે ફરતા ફરો છો ઉદાસી,
તે જોઈને સંતોને આવે છે હાંસી, સાધુ૦ ૧
તમે ઈશ્વરથી મળેલા છો જાણો,
નથી દુર તમથી હરિ તે પીછાણો,
ન હોય હર તો જ્ઞાની કયાં સુખ માણો? સાધુ૦ ૨

૧ આ ભજન આત્મજ્ઞાન સંબંધી છે. આત્મા એજ પરમાત્મા અને પરમાત્મા એજ પરમેશ્વર છે; તેને મેળવવા માટે લોકો દેવદર્શન વ્રત યાત્રા વિગેરે કરે છે પરંતુ તેજ પરમેશ્વર પોતાના દેહમાંજ સમાયેલો છે તે અજ્ઞાનના લીધે સમજાતું નથી. જેને આત્મજ્ઞાન થાય છે તે સમજે છે અને પરમાત્મા પરમેશ્વરના ખરા સ્વરૂપનું તેને ભાન થાય છે. આ ભજનનો ભાવાર્થ જૈન કવિ માનમુનિએ લખેલા નીચેના પદને મળતો આવે છે—

પાનીમેં મીન પ્યાસી રે, સુન સુન આવત હાંસી રે;
સુખસાગર સબ ઠોર ભર્યો હે, તું કાં ભયો ઉદાસી રે.
આત્મજ્ઞાન બિન નર ભટકત હે, કયા મથુરા કયા કાસી રે,
માનમુનિ કહે એ ગુરૂ સાચો, સેહજે મિલે અવિનાશી રે.

૨ મીન=માછલી. ૩ પ્યાસી=તરસી.

## ભજન ૬૪.

## હરિજન જ્ઞાન વિચારો રે[1].

હરિજન જ્ઞાન વિચારો રે તેથી થશે મોક્ષ તમારો જી,
ભજન કરી આ ભવ તારો રે આત્માનો ખોજ નિકાલો જી. ટેક.
અગમથી આત્મા આવીયો રે પ્રકટ થયો પ્રકાશ,
અનેક સ્વરૂપ બનાવીયાં કહીં સ્વામી થયો કહીં દાસ, હરિ૦ ૧
જેવો બને બહુરૂપીઓ રે સ્વાંગ[2] બનાવી અનેક,
અંતરમાંથી જો ઓળખો તો આખર એકનો એક, હરિ૦ ૨
ખાંડની કંદોઈ હાટની માંહે કંઈ કંઈ વસ્તુ કરે જ,
નામ ધરે તેનાં જૂદાં જૂદાં પણ ખાંડ તો એકજ છે જ, હરિ૦ ૩
ઘહુંને દળીને મેદો કરે તેના અનેક પદાર્થો થાય,
રૂપ ભાસે તેનાં જૂદાં જૂદાં પણ ઘહું તો એકજ કહેવાય, હરિ૦ ૪
જ્ઞાની જો હોય તો પારખે રે સર્વને પોતાની જાત,
બુંદ સમુદ્રમાં જઈ મળી તેની ન રહે જાત કે ભાત, હરિ૦ ૫
પૃથ્વી પવન જળ તેજની રે ક્યાંથી થઈ પેદાશ!
સર્વે પદાર્થો એક છે તમે નિશ્ચે રાખો વિશ્વાસ, હરિ૦ ૬
બ્રહ્મથી અગ્નિ પ્રકટ થઈ રે અગ્નિથી વાયુ કરીજ,
વાયુથી પાણી સમારીયો પછી પાણી પર પૃથ્વી બનીજ, હરિ૦ ૭
ચારે પદાર્થો બની કરી રે ઘડીયો માણસનો ઘાટ,
ત્યાર પછી આત્મારામ[3] બેઠો રે રાજા થઈ તેમાં પાટ, હરિ૦ ૮
સકલ સૃષ્ઠિ એક છે રે અજ્ઞાને જૂદી દેખાય,
વૃષ્ટિની[4] બુંદો જૂદી જૂદી સર્વે સમુદરીએ એક થાય, હરિ૦ ૯

---

૧ આ ભજન આત્મજ્ઞાન સબંધી છે અને સર્વ વસ્તુ જો કે જૂદા જૂદા રૂપમાં જણાય છે પણ તત્ત્વ જોતાં તે એકજ છે એ સમજાવે છે. ૨ સ્વાંગ=પોતાનાં સ્વરૂપ. ૩ આત્મારામ=જીવ. ૪ વૃષ્ટિ=વરસાદ.

જડ[1] થડ સર્વેનું એક છે રે પત્ર ડાળાં જૂદાં થાય,
જ્ઞાને કરીને પારખો તો સર્વે એકજ દેખાય, હરિ૦ ૧૦
એક બીજની અંદરથી રે વડનું ઝાડ જ થાય,
બીજાં બીજ છે તેમાં ઘણાં પણ પહેલું બીજજ દેખાય, હરિ૦ ૧૧
સૃષ્ટિ સકળ મુજ માંહે છે રે હું છું સકલની માંહ,
એક બ્રહ્મ અને દ્વિતીય નાસ્તિ શ્લોક **જ્ઞાની** એ ગાય, હરિ૦ ૧૨

## ભજન ૬૫.

## સાધુ તમે સુરતા સંભાળો રે.[2]

સાધુ તમે સુરતા સંભાળો રે અગમ ગઢ આનંદ મ્હાલો જી,
ગરૂ ગમ મારગ ચાલો રે સાહેબકો ખોજ નિકાલો જી. ટેક૦
સાહેબ ઘટમેં યું રહે રે જેસા તીલુંમેં તેલ,
જ્ઞાનકી ઘાણી ફેરકે તુમે દેખો કુદરતકા ખેલ, સાધુ૦ ૧
આત્મા તનમેં યું રહે રે જ્યું દુધમેં ઘૃત[3] સમાય,
જ્ઞાન વલોણું જો કરે વોહી પુરૂષ માખણ ખાય, સાધુ૦ ૨
પથ્થરમેં જ્યું આગ હે રે યું આત્મા તનમેં સમાય,
ચકમકકી ઝપટાં લગે તબ અગ્નિ પ્રકટ હો જાય, સાધુ૦ ૩
ફૂલુંમેં હે જ્યું વાસના રે યું તન બીચે જીવ પ્રાણ,
જ્ઞાન ગુરૂકી ભાઠી કરો ખેંચો અત્તર ચતુર સુજાણ, સાધુ૦ ૪
કાષ્ઠમેં જ્યું અગ્નિ રહે યું ચેતન હે ઘટ માંહ,
કાષ્ટકો કાષ્ટસેં જો ઘસે દોનું અગ્નિ રૂપ હો જાય, સાધુ૦ ૫
આત્મા અંતર યું રહે રે જ્યું શેલડીમેં રસ હોય,
ગુરૂ કલાસેં રસ ખેંચ લે વાકી મીસરી[4] કરે તો હોય, સાધુ૦ ૬

૧ જડ=મૂળ. ૨ આત્મજ્ઞાનના ઉપદેશ સંબંધી ભજન છે, અને શરીરમાં આત્મા કેવી રીતે રહેલો છે તેની સમજુત આપવા માટે જૂદાં જૂદાં દૃષ્ટાંતો આપી ખુલાસો કર્યો છે. ૩ ઘૃત=ઘી. ૪ મીસરી=ખાંડ.

આત્મા અંતર યું રહે જયું ગોળમેં ગળપણ સાર,
જ્ઞાની જો હોવે સો દેખ લે પોતે આપ હી આપ દિદાર, સાધુ૦ ૭
આત્મા અંતર ખોજીયો રે ખોજે સો નર પાય,
આનંદ હોય અતિ ઘણા વાકા પાપ કર્મ મીટ જાય, સાધુ૦ ૮
સમજ સમજ મન મૂરખા રે જ્ઞાન જો તુજકો હોય,
તુંહી હે તેરા રૂપ હે એ તો તુજ બિના દુજા ન કોય, સાધુ૦ ૯
અગમ પંથ ઘણા દોહલા[1] રે અનુભવ ધીરે હોય,
ઉતાવળ કરી આળસે[2] તો વાકા મનખા અકારજ ખોય, સાધુ૦ ૧૦
ધન માલ હોય તો દીજીએ રે એ તો દીયા નહીં જાય,
સાનમેં જો સમજે નહીં ન્હો તો મૂરખ ગોધે ખાય, સાધુ૦ ૧૧
શૂરા તો સન્મુખ લડે રે કાયર ભાગા જાય,
જુગ હારે ગઢ ના મીલે એ તો આખર પીકકી ખાય, સાધુ૦ ૧૨
હિંમત હારો ના ભાઈઓ રે હિંમતસેં સબ કુછ હોય,
હિંમત હારે જો મૂરખા તો ન્હો હીરલા ગમાકર રોય, સાધુ૦ ૧૩
**જ્ઞાની** યું બોલા વિનતી રે સબ સંતનકે પાસ,
દયા કરીને કૃપા કરો મેં તો હું દાસનકા દાસ, સાધુ૦ ૧૪

---

## ભજન ૬૬.

## ગુરૂને મુજકો જ્ઞાન બતાયા રે.[3]

ગુરૂને મુજકો જ્ઞાન બતાયા રે મેરે મન અચરજ આયા જી,
સાહેબ મેરા મુજમેં સમાયા રે ગુરૂને દરશ દીખાયા જી. ટેક.
મન દરિયાકી મોજમેં રે હીરલા લગા મેરે હાથ,
અંતર ખોજા મેં આપકા વામેં મીલયા મુજે દીનાનાથ, ગુરૂ૦ ૧
બાસણમેં જયું દુધ હે રે મ્યાનમેં જયું તલવાર,

---

૧ દોહલા = કઠણ, મુશ્કેલ. ૨ આળસે = આળસમાં કાઢે. ૩ આત્મસ્વરૂપ સંબંધી ભજન છે.

ખલકેમેં જ્યું તેરી દેહ હે એસા કાયામેં કીરતાર, ગુરૂ૦ ૨
દરિયા ઘડેમેં સમા ગયા રે જ્યું બીજમેં વડકા ઝાડ,
સુઈકે નાકેમેં જ્યું હસ્તિ[1]સમાયા યું તૃણકે[2]ઓઠે હે પ્હાડ,ગુરૂ૦ ૩
કાયા હમારા હે ઘોડલા રે આત્મા હે અસવાર,
ચાહે ઉધર વાકો લે ચલે વાકા કોઈ ન પાયા પાર, ગુરૂ૦ ૪
કાયા હમારા મ્હેલ હે રે ખાસા ઝરૂખેદાર,
વામેં હમારા વાસ હે તખ્ત તીર્થ તીરખુટી દ્વાર, ગુરૂ૦ ૫
કાયા હમારી ગોદડી રે ઓઢે ફીરે દિન રાત,
**જ્ઞાની** કહે અમ ઓર હેં, નહીં કાયા હમારી જાત, ગુરૂ૦ ૬

## ભજન ૬૭.

## ગુરૂ ગમ હાથમેં આયા રે.[3]

ગુરૂ ગમ હાથમેં આયા રે સંતો મેં સાહેબકો પાયા જી,
સાહેબ મુજમેં મેં સાહેબસેં તો સાહેબ મુજમેં સમાયા. ટેક.
સાહેબ મેરા જલ ભયા રે જલથી મેં બરફ ભયા,
બરફ ગલા તબ જલ ભયા વામેં અંતર કછુ ન રહા, ગુરૂ૦ ૧
સાહેબ સમુંદર જાણીએરે મેં સમુંદરકી મોજ,
મોજ સમુદરમેં મીલ ગઈ વાકા કોઈ ના પાયા ખોજ, ગુરૂ૦ ૨
સાહેબ સાગર જલ ભયા રે મેં પરપોટે સમાન,
પરપોટા ફુટા ને જલ ભયા વાકા મીટ ગયા નામ નિશાન, ગુરૂ૦ ૩
આતમ ઈશ્વર એક હે રે ભિન્ન કછુ નવ જાન,
ગોલ કહો કે શેરડી એ તો ખાંડ કહો કે પકવાન, ગુરૂ૦ ૪

---

૧ હસ્તિ = હાથી. ૨ તૃણકે=ઘાસની. ૩ આત્મસ્વરૂપ સંબંધી ભજન છે; જીવ, આત્મા, પરમાત્મા, ઈશ્વર પરમેશ્વર એ એકજ વસ્તુ છે, તેમાં જરા પણ ભિન્ન ભાવ નથી તેનું જુદા જુદા દાખલાઓ આપી રચનારે સ્પષ્ટ રીતે સમજાવ્યું છે.

પાંચ તત્વકા હે પુતળા રે વામેં હે ભેદ અપાર,
વાકો ખોજા સો અમર હુઆ ઉસને દેખ લીયા દિદાર, ગુરૂ૦ ૫
**જ્ઞાની** કહે કર જોડકે રે સુનાયો સબી સંસાર,
એહી ઉતરનેકો ઘાટ હે દુજી રાહ નહીં કોઈ ઠાર, ગુરૂ૦ ૬

---

## ભજન ૬૮.

## બોલતા નર કોન થા રે ?[1]

માટી કેરે બંગલેમેં બોલતા નર કોન થા રે ?
માટી તો કુછ બોલે નહીં ઉસકે અંદર કોન થા રે ? ૧
કીસકે થે યે છલબલ સારે કીસકા નાઝ[2] ગુમાના[3] રે ?
કીસકો માન અભિમાન આતા કરતા આકર કોન થા રે ? ૨
કોન થા પંડિત કોન થા મુલ્લાં કીસને વેદ બિચારા રે ?
કીસને કથા બખાન[4] બિચારા પઢતા શાસ્તર કોન થા રે ? ૩
કોન થા લડતા કોન ઝગડતા કોન રાજપુત્ર સિપાહી રે ?
કોન થા રનમેં[5] મારતા ખાંડા[6] યે શરા નર કોન થા રે ? ૪
કોન વણીક થા કોન કસાઈ કોન થા ઢેડ ચમારા રે ?
કોન થા ઇસમેં નીચ ઓર ઉત્તમ યે થાનેસર[7] કોન થા રે ? ૫
કીસકે થે યે રંગ ઢંગ સારે કીસકી થી યે લીલા રે ?
પરદે અંદર ખેલ યે સારે કરતા છુપકર કોન થા રે ? ૬
આપ કરે સબ ખેલ તમાશે નામ ધરાવે ઓરકા રે,
હાથ કીસીકે આવે ન વ્હો એસા તસ્કર[8] કોન થા રે ? ૭
કોન સમજતા થા સબ બાતેં દેખતા સુનતા કોન થા રે ?
કોન કરતા થા મીઠી બાતેં એસા સુંદર કોન થા રે ? ૮

---

૧ આત્મા તથા કાયાના ભિન્ન ભાવ સંબંધી ભજન છે. ૨ નાઝ=ચાળા. ૩ ગુમાના=ગર્વ. ૪ બખાન=વ્યાખ્યાન. ૫ રનમેં=લડાઇમાં. ૬ ખાંડા (ખડ્ગ)=તરવાર. ૭ થાનેસર=સ્થાનેશ્વર, માલેક. ૮ તસ્કર=ચોર.

કોન કરતા મનસુબે[1] મનમેં કરતા કામ મન ધારે રે ?
કીસકી શક્તિ થી તન અંદર ઈસકા ઈશ્વર કોન થા રે ! ૯
કોન થા સોતા કોન થા જાગતા હલતા ચલતા કોન થા રે ?
કીસકા થા ઘટ બીચ ઉજાલા પૂનમ ચંદ્ર કોન થા રે ? ૧૦
કોન થા ચેતન કોન થા જીતા કોન થા કરતા કામા રે ?
કોન થા ઈસ મંદિરકે ભીતર માલક મંદિર કોન થા રે ? ૧૧
કીસને યે મંદિર થા બાંધા ઝીણી જાલી બારીયે રે ?
એસા સુંદર મ્હેલ બનાયા યે કારીગર કોન થા રે ? ૧૨
કોન થા ઈસમેં આકર રહેતા કરતા હરતા કોન થા રે ?
એસી જડ કાયામેં ચેતન છાના અક્ષર કોન થા રે ? ૧૩
યે કાયા થી ઘોડા કીસકા કીસકે હાથ લુગામાં રે ?
જહાં ચાહા વહાં ઉસે દુડાયા ઘોડે ઉપર કોન થા રે ? ૧૪
જબ વોહ નીકલ ગયા કાયાસેં કાયા કેરા સ્વામી રે,
પડા રહા માટીકા ઢીગલા ઈસમેં તનવર[2] કોન થા રે ? ૧૫
કીસકે થે સબ કરતબ ઈસમેં કીન્ને યે નાચ નચાયા રે ?
મહા બલી મહા શક્તિવાલા મસ્ત કલંદર[3] કોન થા રે ? ૧૬
અબ તો કાયા બોલે નહીં સુને નહીં ના દેખે રે,
હલે નહીં ઓર ચલે નહીં યે ઇસકા ઠાકર કોન થા રે ? ૧૭
ઉસકો ઢુંડો ઉસે પીછાનો ઉસકો સમજો બુઝો રે,
ઘડેમેં જો દરિયા ભરા થા મહા સમુંદર કોન થા રે ? ૧૮
**જ્ઞાની** કયા તું મેં મેં કરતા તું તો નહીં યે કાયા રે,
વોહી તું હે જો હે ઉસમેં દુજા અફ્સર[4] કોન થા રે ? ૧૯

## ભજન સંગ્રહ સમાપ્ત.

૧ મનસુબે=વિચાર, ૨ તનવર=કાયાનો સ્વામી, આત્મા. ૩ કલંદર=બેપરવા. ૪ અફ્સર=ઑફીસર, માલેક.

# ગરબી સંગ્રહ.

## ગરબી ૧.

### વ્હાલે વાંસળી વગાડી રે.[1]

( કહું એક વાતલડી—એ રાહ. )

વ્હાલે વાંસલી વગાડી રે મોહી રહી હું મનમાં,
રળીઆમણા રાગે રે ગ્રેહ જાગી મુજ તનમાં, વ્હાલે૦ ૧
હું તો વ્યાકુળ થઈને રે સાહેલીઓનો સંગ તજી;
રસિયાજીને જોવા રે સખી ગઇ હું વનમાં, વ્હાલે૦ ૨
પાતળીયાના ડેરે રે નગારાંની ઠોર પડે,
રૂડાં વાજીંત્ર વાગે રે વીણા વાગે મહા ધુનમાં, વ્હાલે૦ ૩
એને સાંભળી દોડી રે શ્યામળીયાની સેજ ભણી,

૧ ભક્તિમાં મસ્ત બનેલા પુરૂષો ઘણા પ્રસંગે પરમાત્માને પોતાનો પરમ પ્રેમી પતિ કલ્પી પોતે તેની પ્રેમાળ સ્ત્રી બની શૃંગારરસથી ભક્તિ કરે છે ત્યારે એવી કવિતાને ભક્તિ શૃંગારરસની કવિતા કહેવામાં આવે છે; આ અને આ પછીની ઘણી ગરબીઓમાં તેજ પ્રમાણે કરેલું છે માટે તે ભક્તિશૃંગારરસની ગરબીઓ છે; મીરાંબાઈ, દયારામ વિગેરે કવિઓએ આવી ઘણી ગરબીઓ લખેલી છે. ભક્તિશૃંગારરસમાં શૃંગારરસ ધ્યાનમાં લેવાનો નથી પણ શૃંગારરસ દ્વારાએ બતાવેલી ભક્તિ ઉપર વિચાર કરી સાર ગ્રહણ કરવાનો છે. મુસલમાન કવિઓ પણ ફારસી ભાષામાં આવાં ભક્તિ-શૃંગારનાં ઘણાં કાવ્યો લખે છે, પરંતુ ફેર માત્ર એટલો છે કે તેઓ પરમેશ્વરની ખુબસુરત અપ્સરારૂપે કલ્પના કરી તેની ખુબસુરતીનું વર્ણન કરી ભક્તિભાવ જાહેર કરે છે ( તે પ્રમાણે રચનાર અનવર મીયાંએ પણ આગળ કેટલીક ગઝલોમાં સારી રીતે વર્ણન કરેલું છે તે વાંચવાથી સમજવામાં આવશે. ) અને ગુજરાતી કવિઓ ગુજરાતી ભાષામાં પરમેશ્વરની પતી તરિકે કલ્પના કરી ભક્તિભાવ જાહેર કરે છે. બન્ને કવિઓનો હેતુ શૃંગારરસદ્વારાએ ભક્તિ કરવાનો હોય છે. આ બાબતનો ઇસારો રચનારે પણ બીજી ગરબીના વિવેચનમાં કરેલો છે.

**સુખમણુ જઈ પોઢી રે આનંદથી મહા સુનમાં, વ્હાલે૦ ૪**
**હરખે હરિવર ભેટયા રે દુગ્ધા મારી દૂર થઈ,**
**અતિ આનંદ પામી રે વ્હાલાજીના દર્શનમાં, વ્હાલે૦ ૫**
**રંગ રસિયાની સાથે રે પ્રેમથી હું રંગ રમી,**
**પ્રીતમજીને જોયા રે જ્ઞાનીએ દીલ દર્પણમાં, વ્હાલે૦ ૬**

**વિવેચન:**[1]—**વ્હાલે** યાને પ્યારેને. **વાંસલી** યાને બાંસલી. **મોહી** ગઈ યાને આશક હો ગઈ. **રળીયામણા** યાને ખુશગવાર, બહોત અચ્છા. **સ્નેહ** યાને ઈત્તીહાદ ઈસ્કકા. **વ્યાકુળ** યાને દીવાનપન. **સાહેલીઓ** યાને સાથ રહેનેવાલી સઈયેં; નફસકે, મનકે, હવાસુંકે, અનાસરુંકે, ખવાસ ઔર ખ્યાલાત. **રસિયા** યાને આશક, શરાબે મહોબત પીનેવાલા. **સખી** યાને સઈ મુરાદ વુજુદ. **વન** યાને સુનસાન જંગલ, વેરાન, જાએ મહવીયત, બેખુદી. **પાતળીયા** યાને નાઝુક, લતીફ, યેહ સીફત માશુકકી હે. **દેશ** યાને મકાન. **નગારાં** યાને નક્કારેહ, નોબત, મુરાદ આવાઝ સદાએ સરમદ. **વાજીંત્ર** યાને શાઝ, બાજે. **વીણા** યાને બીન. **ધુન** યાને ખ્યાલ જમાના તસવ્વરકા. **શ્યામળીયા** યાને પિયુ, સીફત માશુકકી હે. **સેજ** યાને

[1] મુસલમાન લોકો આવી ભક્તિશૃંગારરસની કવિતાઓનો અર્થ સમજી શકતા નથી અને ઉલટો અર્થનો અનર્થ કરે છે એટલા માટે તેમને ઉર્દૂ ભાષામાં ગરબીઓનું રહસ્ય સમજાય અને ખરો અર્થ શું છે તે બરાબર લક્ષમાં આવે એવા હેતુથી આ વિવેચન રચનાર કાજી અનવર મીયાંએ શબ્દોના અર્થ અને ખુલાસા સાથે ઉર્દૂ ભાષામાં લંબાણથી કરેલું છે. વળી શા હેતુથી આવી ગરબીઓ અને ગઝલો લખાય છે, શા કારણથી આવી રીતે શૃંગારરસ દ્વારાએ ભક્તિ કરવામાં આવે છે, શા માટે રાગ ગાઈ ભક્તિ કરવી વિગેરે તમામ બાબતનો ખુલાસો કરવા સારૂ રચનારે પોતાની મુસલમાન કોમમાં પ્રખ્યાત થઈ ગયેલા પ્રાચીન વિદ્વાન્ લેખકોના ઉત્તમ લેખના ઉતારા સાથે આ અને આ પછીની ચાર ગરબીઓનું વિવેચન કરેલું છે; હિન્દુ લોકો આવી શક્તિશૃંગારરસની કવિતાથી વાકેફગાર હોવાથી ગુજરાતીમાં ટીકા કરવાની જરૂર જણાઈ નથી; તો પણ હિંદુ લોકોને આ વિવેચન સમજાય તે માટે ફકણ ઉર્દૂ શબ્દોના અર્થ નીચે બતાવ્યા છે.

બીસ્તર, પથારી, આરામકી જગાહ; મુરાદ મહલીયત ઓર બેખુદી દર સુખમના (સુખમણકે બીચ). **સુખમણ** યાને રગ ઓર નાડીકા નામ હે (દેખો ભજન ૨-૩ કી ટીકા ઓર દિબાચા) **પોઢી** યાને સો ગઈ, બેખુદ હો ગઈ. **મહાસુન** યાને મહલીયત, બેખુદી, ફના દર ફના, યાને "મુતુ કબ્લા અન્ત મુતુ" યેહ કુરાન શરીફમેં કહા હે સો યેહ ફના હે, યાને કસરે નફસી કરકે નફસકો[1] કતલ કરે, જ્યસા હદીસમેં ફરમાયા હે "ઉકુતુલુ અન્ ફોસેકુમ બેસુયુફીલ મુજાહેદાતે વલ્ મુખાલેફાતે" યાને તમામ વસ વસે,[2] ઓર ખ્વાહેશાત,[3] ઓર અફઆલે[4] ઝમીમા[5] દુર હો જાવેં, નફસ અમ્મારેકા મુકામ છુટ જાવે તો યેહ ફના હે, ઓર કુલ ખ્યાલાત[6] ઓર ખવાસ હવાસુંકે,[7] ઓર અનાસરૂંકે[8] ઓર નફસકે જાતે રહેં, ઓર ફના હો જાવેં, યાને સુર ઓર મહો ઓર બેખુદ હો જાયે. **હરિ** યાને ખુદા. **વર** યાને પિયુ. **ભેટ્યા** યાને મીલીયા. **દુગ્ધા** યાને દુઃખ, ફીકર. **અતિ** યાને બહોત. **રંગરસિયા** યાને માશુક. **પ્રેમ** યાને ઇશ્ક. **રંગ રમી** યાને નાઝ ન્યાઝ કીયે. **પ્રીતમજી** યાને મેહબુબ.

જ્યસા કે મસ્નવી શરીફમેં હઝરત મવલાના સાહબ રહમતુલ્લા અલયહેને અવ્વલ શુરૂઅ શેઅરમેં ફરમાયા હે—

**શેઅર**[9]:—બીશ્નવ અઝ્ નયૂ ચે હીકાયત મી કુનદ,
વઝ જૂદાઈ હા શીકાયત મી કુનદ.

યાને બાંસલીસેં સુનકે કયા બાતેં કરતી હે? વોહ અપની જુદાઈકી શીકાયત[10] કરતી હે, યાને બાંસકે જંગલસેં ઉસકો કાટકર યહાં લાએ હે, ઇસ વાસ્તે વોહ જુદાઈકે ફીરાકમેં ઓર હુબ્બુલ વતનકી[11] મહોબ્બતમેં રોતી હે, ઓર ચીલ્લાતી હે, ઓર વાવેલા[12] ઓર શોર-

૧ નફસ = મન. ૨ વસવસે = વહેમ, ભ્રમણાઓ. ૩ ખ્વાહેશાત = વૃત્તિઓ. ૪ અફઆલ = કૃત્ય, કામ. ૫ ઝમીમા = અશુભ. ૬ ખ્યાલાત = વ્હેમ. ૭ હવાસ = જ્ઞાન ઇંદ્રિઓ. ૮ અનાસર = પંચભૂત. ૯ શેઅર = કાવ્ય. ૧૦ શીકાયત = ટીકા, પાછળ અગર રૂબરૂમાં ઠપકો આપવો તે. ૧૧ હુબ્બુલ વતન = સ્વદેશ પ્રેમ. ૧૨ વાવેલા = દુઃખનો પોકાર.

સાર કરતી હે કે ઉસને અવ્વલ અપના તન જલાયા હે, ઔર જીગરમેં દાગ ખાએ હેં ઔર છેદ પડાએ હેં, ઇસિ વાસ્તે ઉસ જુદાઇકી બેકરારીમેં અપના સોઝ જીગર ઇઝહાર[1] કરતી હે, ઔર લોગ ઇસીકી દર્દનાક[2] આવાઝ સુનકર રોતે હેં, ઔર દિલ જલાતે હેં, ઔર આહો[3] ફિગાં[4] કરતે હેં, ઔર બેકરારી કરતે હેં. ઔર મસ્નવીકે શરેહમેં બાંસલીસેં મુરાદ[5] ઇનસાન કામીલ[6] લીયા હે કે વોહ અપને અસલી વતનકો છોડકર દુનિયામેં આય હેં, યાને તઇઅન અવ્વલકે હકીકતે મહંમદી હે, વહાંસેં રૂહ[7] જુદા હોકર કાલએ[8] ઇનિસાનમેં આકર અંધેરી કોટડીમેં કેદ હુઈ હે, સો વોહ અપના મુઅસુલ વતન યાદ કરકે શોર મચાતી હે, ઔર ઉસકા આવાઝ સુનકર લોગ દર્દ ઔર બેકરારીસેં જલતે હેં, યાને ઉન લોગુંકે અશઆર સુનકર લોગુંકે દિલુંમેં ઇશ્ક, મહોબ્બત ઔર દર્દ પેદા હોતા હે. ઔર મસ્નવી શરીફકી શરેહમેં માઅને ઔર લીયે હેં, ઔર કીસ્સા બહોત તુલો તવીલ[9] બ્યાન કીયા હે, ઔર યહાં મુખ્તસર[10] ઇશારાહ મુરાકબેહકા[11] કીયા જાતા હે, યાને વક્ત મુરાકબેહકે ખ્યાલકો દીમાગકી[12] તરફ દીમાગમેં આવાઝ અનહદકા યાને સદાએ સરમદકા સુનતા હે, બહોત ઇકસામકે[13] આવાઝ હોતે હેં, બાંસલીસેં મુરાદ વોહ આવાઝ હેં. ઔર નફસ નાતકાસેં જો નુતકે મહંમદી યાને કીસમ કીસમકા બોલનેકા આવાઝ હોતા હે વોહ બી બાંસલી હે. ઔર બાંસલીકે અંદરસેં જો આવાઝ આતા હે વોહ બાંસલીકા આવાઝ નહીં હે, વોહ આવાઝ બજાનેવાલેકા હે કે બાંસલીસેં મુંહ લગાકે વોહ બજાનેવાલા ફુંકતા હે તો બાંસલીકે અંદરસેં આવાઝ આતા હે. ઇસી તરહ ઉસ બોલનેવાલેકા આવાઝ બુલાનેવાલેસેં નીકલતા હે, ઔર

૧ ઇઝહાર = જાહેર. ૨ દર્દનાક = શોક પેદા કરનાર. ૩ આહો = નિશાસા. ૪ ફિગાં = પોકાર. ૫ મુરાદ = એટલે કે, અર્થાત્. ૬ કામીલ = સિદ્ધ. ૭ રૂહ = આત્મા, જીવ. ૮ કાલબ = શરીર, ખોળીયું. ૯ તુલો તવીલ = વિસ્તારથી, લંબાણથી. ૧૦ મુખ્તસર = ટુંકામાં. ૧૧ મુરાકબેહ = સમાધિ, ધ્યાન. ૧૨ દીમાગ = મગજ. ૧૩ ઇક્સામ = પ્રકાર.

મોહક્કક[1] ઓર આરફું[2] પર ઉસકા હાલ ખુલતા હે. યહાં મુખ્તસર મોહમીલ[3] લીખ્ખા હે, સો ઇનિસાનકે અંદર રૂહ હે વોહ સબ નાઝો[4] ન્યાજ,[5] ઓર રેનાઈ,[6] ઓર ખુશ ખેરામી[7] સબમેં કર રહી હે, ઓર વોહ રૂહ અપને વતનસેં કે હકીકતે મહંમદી હે કે વોહ રૂહ કુલ ઓર રૂહ ઝુર રૂહ હે. ઉસ વતનકો પહોંચનેકે વાસ્તે શોરો ફીગાં કર રહી હે, સો વોહ નાય યાને નયકા યાને બાંસલીકા બજાનેવાલા જો ઉસકો બજાતા હે સો યેહ સુનકર અપને અસલી વતનકો યાદ કરતી હે, ઓર બેકરાર હોતી હે, ઓર ઝાર બ ઝાર રોતી હે, ઓર ઉસકા મઝા ઓર ઉસકી લજ્જત આશકુંકો ઓર આરફુંકો હાંસલ હોતી હે, ઓર જીસકો અલ્લાહકા ઇશ્ક ઓર ઉસકી મારેફત[8] ન હોવે ઉસકો ઇન બાતોંકી કયા ખબર? ઓર વોહ ઇન બાતોંકો કયા જાને? સો વોહ લોગ આશકુંકે ઓર આરફુંકે ઉપર તોહમતં રખતે હેં, ઓર ઉનકો બુરા કહેતે હેં; મગર વોહ લોગ મુરદા દિલ[9] હે. જીસકો ઇશ્ક નહીં હે વોહ આશકુંકે રાઝકો[10] કયા જાને? જયસા કે સાદી સાહબ ફરમાતે હેં—

**શેઅરઃ**—શુતરરાકે શોરો તરબ દર સર અસ્ત.
અગર આદમીરા ન બાશદ ખર અસ્ત,
ન હોવે ઇશ્ક જીસકે દિલકે અંદર,
સરાસર જાનવરસેં હે વોહ કમતર.

યાને હઝરત સાદી સાહબ રહમતુલ્લા અલયહે ફરમાતે હે કે ઉંટુંકે દીમાગમેં ઇશ્ક હે કે અરબમેં ઉંટ મંઝલમેં થક જાતે હેં તો ઉનકે આગે ઉંટુંવાલે હુદા[11] ગાતે હેં તો ઉંટ મસ્ત હો જાતે હેં, ઓર મંઝલ ખુશીસેં કાટતે હેં. દુસરી શેઅરમેં કીસીને કહા હે કે જો આદમીકે દિલમેં ઇશ્ક ન હોવે વોહ જાનવરૂંસે ભી કમતર હે. ઓર મસ્નવી

૧ મોહક્કક=સર્વજ્ઞ, સર્વ હકીકત જાણનાર. ૨ આરફ=જ્ઞાની, બ્રહ્મજ્ઞાની. ૩ મોહમીલ=માંધમ. ૪ નાઝ=ચાળા, હાવભાવ. ૫ ન્યાજ=આજીજી, લાચારી. ૬ રેનાઈ=બેપરવાઈના ચાળા. ૭ ખેરામી=ખુશીના ચાળા. ૮ મારેફત=જ્ઞાન, સમજ, ઓળખાણ. ૯ મુરદા દિલ=મરી ગયેલું મન. ૧૦ રાઝ=ભેદ. ૧૧ હુદા=રાગ.

શરીફમેં મવલાના સાહબને ફરમાયા હે કે—

**મીસરાહ:**[1]—હરકે ઈં આતશ ન દારદ નેસ્ત બાદ.

યાને જીસકે દિલમેં ઇસ્કકી આગ ન હોવે વોહ નેસ્ત યાને ફના હો જાવ. ઝાહેરન યેહ બદ્દુઆ હે, મગર હકીકતન આપને દુઆકી હે કે બુઝુર્ગ[2] લોગ કીસીકો બદ્દુઆ નહીં કરતે હેં; લેહાઝા યેહ કહા હે કે ખવાસે નફસાનીસેં ફના હો જાઈઓ. ઓર મવલા જામી સાહબ રહમતુલ્લા અલયહે ઝલીખાકે દીબાચેમેં યેહ ફરમાતે હેં કે—

**શેઅર:**—ગમે ઇસ્ક અઝ દિલે કસ કમ મ બાદા,
દિલે બેઇસ્ક દર આલમ મ બાદા.

યાને યા ઇલાહી ! ઇસ્કકા ગમ કીસીકે દીલમેં કમ મત હોઈઓ ! ઓર બગેર ઈસ્કકા દિલ જહાંમેં[3] મત હોઈઓ ! ઓર ઇસિસેં આગે ઇસ્કકી સીફત[4] કરતે હેં—

**શેઅર:**—શુનીદમ શુદ મુરીદે પેશ પીરે,
કે બાશમ દર સલુકશ દસ્ત ગીરે;
બ ગુફ્ત અરપા નશુદ દર ઇસ્કત અઝ જાયે,
બીરવ આશક શવ વાંગેહ પેશે મન આયે;
મતાબ અઝ ઇસ્ક રૂ ગરચે મીજાઝેસ્ત,
કે આં બેહેરે હકીકત કાર સાઝેસ્ત;
બ લોહ અવ્વલ અલેફ બે તે ન ખ્વાની,
ઝે કૂરઆં દરસ ખ્વાનદન કય તવાની ?

યાને આપ ફરમાતે હેં કે મેં સુના હે કે એક મુરીદ[5] પીરકે[6] પાસ ગયા કે મેં ઉનકા મુરીદ હો જાઉં. સો પીરને ઉસકો કહા કે તું આશક નહીં હે, જા કીસીકે ઉપર આશક હો, ઓર ફીર મેરે પાસ આ તો મેં તુજકો મુરીદ કરૂં, અબી તેરેકો ઇસ્ક મીજાઝીકી[7] બી ખબર નહીં હે, ફીર તું ઇસ્ક હકીકીકો[8] કીસ તરહ પહોંચેગા ? ઇસ્ક મીજાઝીસેં બી મુંહ મત ફીરા કે યેહી ઇસ્ક મીજાઝી ઇસ્ક હકી-

૧ મીસરાહ=પદ. ૨ બુઝુર્ગ લોગ=મોટા પુરૂષો. ૩ જહાં=દુનિયા. ૪ સીફત=તારીફ, વખાણ. ૫ મુરીદ=ચેલો. ૬ પીર=ગુરૂ. ૭ મીજાઝી=સાંસારિક. ૮ હકીકી=સત્ય, પરમેશ્વરનો.

કીકો પહોંચાનેવાલ: હે, ઇસકે બગેર દરિયાએ હકીકીકો નહીં પહોંચ સકતા હે, યાને જબકે તું અવ્વલ તખતીકે[૧] અંદર અલેફ બે તે નહીં પઢે તો કુરાન કીસ તરહ પઢ સકેગા ? ઓર હદીસ શરીફમેં ભી ફરમાયા હે કે "અલ મીજાઝો કનતર તુલ હકીકતે" યાને ઇસ્ક મીજાઝી ઇસ્કિ હકીકીકી સીડી હે, સો બગેર સીડીકે ઝીને પર હરગીજ[૨] ચડા નહીં જાતા હે. ઓર ઇસ્ક યેહ હે કે "અલ ઇસ્કો જુનોનુન રફ્દો બીના ઉલ અકલે," ઓર "અલ ઇસ્કો નારુન શીલૂકલબે તહરૂરકો મા સેવલ્લ મેહબુબે," યાને ઇસ્ક જુનુન હે કે અકલકી બીનાકો ઉખાડ દેતા હે, ઓર ઇસ્ક આગ હે કે સીવા મેહબુબકે[૩] સબકો જલા દેતા હે, યાને મા સેવલ્લા કુછ બાકી નહીં રહેતા. ઇસ્ક એસા રેહબર[૪] હે કે અલ્લાહ તઆલા તક પહોંચા દેતા હે, ઓર દુસરી કોઈ ઇબાદત[૫] એસી નહીં હે કે ઇતના જલદીસેં ખુદાસેં મીલા દેવે, અગરચે વોહ ઇસ્ક મીજાઝી હોવે, મગર ઇસ્ક સચ્ચા હોવે, ઓર મહોબત દીલી હોવે, ઇસ્ક એસી ચીઝ હે. એસા નહીં કે જયસા ઇસ ઝમાનેમેં હરામખોરીકે વાસ્તે, યા કીસી ઓર મતલબકે વાસ્તે ફરેબસેં[૬] ઓર દગાસેં મહોબત કરકે ઉસસેં અપના કામ નીકાલ લેવે, ઉસકો ઇસ્ક નહીં કહેતે. ઇસ્ક વોહ હે કે ઉસકા હી વો જાવે, ઓર ઉસકે સીવા ઓર કીસીકો ન દેખે, વોહ સચ્ચા ઇસ્ક હે. ઇસ્ક બઢાનેવાલા ઓર ઇસ્કકા ઉભારનેવાલા હુસ્ન[૭] ખુબ[૮] ઓર રાગ હે. જીસકે દિલમેં ઇસ્ક હો ઉસકો રાગ ઉભારતા હે, ઓર ઉસકે અંદરસે ઇસરાર[૯] પોશીદાહ[૧૦] ઝાહેર કરતા હે, ઓર રાગ મુતલક હરામ નહીં હે. હઝરત મવલાના અબદુલ અઝીઝ સાહબ રહમતુલ્લાસેં શાહ બુખારાને રાગકે બારેમેં સવાલ કીયા થા, સો હઝરતને મજમુંએ રસાયલ ખમશાહકે અંદર જવાબ દીયા હે કે "અસહ કોલ[૧૧] યાને બહોત સહી કોલ યેહ હે કે ગીના મુજરૂરદ અઝ મઝામીર બીચ

---

૧ તખતી=પાટી, સ્લેટ. ૨ હરગીજ=કદી પણ. ૩ મેહબુબ=પરમેશ્વર. ૪ રેહબર=ભોમિયો. ૫ ઇબાદત=બંદગી. ૬ ફરેબ=દગો. ૭ હુસ્ન=રૂપ, કાંતિ. ૮ ખુબ=સુંદર. ૯ ઇસરાર=છુપો ભેદ. ૧૦ પોશીદાહ=ગુપ્ત, છાનો. ૧૧ કોલ=શાસ્ત્રવચન.

મઝહબ ઈમામ અબુ હનીફાકે જાયઝ હે, ઓર દફ બજાના ભી જાયઝ હે, ઓર બહોત હદીસાં મોઅય્યિદ ઇસિ રીવાતકી હેં.” યહાં મુખ્તસર લીખ્ખા હે, ઉસ રીસાલેમેં[1] દેખ લે. ઓર મઝાકુલ આરફીન તરજુમા અહયાઉલ ઉલુમકી જીલ્દ દોઅમકે આઠવેં બાબમેં હઝરત ઈમામ મહંમદ ગીઝાલી સાહબ રહમતુલ્લાને લીખ્ખા હે કે “ અલગીનાઓ ગીઝા અર રૂહે. કમા તઆમા ગીઝા ઉન નફસે.” યાને રાગ રૂહકી ગીઝા[2] હે; જ્યસા કે ખાના નફસકી ગીઝા હે; ઓર ઇસિ કીતાબમેં બહોત શરેહ તફસીલવાર રાગકે દુરસ્ત હોનેકે બારેમેં ઈમામ મહંમદ ગીઝાલી સાહબ રહમતુલ્લાને લીખ્ખી હે ઉસમેં દેખ લે. ઓર લીખતે હેં કે રાગકે હરામ હોને પર કોઈ નસ[3] દલાલત[4] નહીં કરતી હે, ઓર ન કયાસ[5] ઓર નસસે હમારી ગરઝ યેહ હે, જીસકો આં હઝરત સલ્લલ્લાહો અલયહે વસલ્લમને અપને કોલ[6] યા ફેલસેં[7] ઝાહેર ફરમાયા હો, ઓર કયાસસેં વોહ માઅને મુરાદ હેં કે જો આપકે અલફાઝ[8] ઓર અફઆલસેં[9] સમજમેં આતે હોં. પસ કીસી ચીઝમેં ન નસ હો ન ક્યાસ રાસ્ત[10] આતા હો તો ઉસ ચીઝકી હુરમતકા[11] કોલ બાતીલ[12] હે, બલ્કે વોહ ચીઝ દુસરી મુબાહરતકી તરહ મુતસવ્વર હોગી ઉસકે ફેલમેં કુછ હર્જ[13] નહીં, ઓર નસ ઓર કયાસ દોનું રાગકે મુબાહ[14] હોને પર દલાલત કરતે હેં, ઓર રાગસે જીસકે દિલકો હરકત ન હો તો વોહ આદમી નાકસ[15] હે, ઓર એતેદાલસેં[16] હટા હુવા હે, ઓર રૂહાનીયતસેં[17] દૂર હે. ઓર ઉંટુસેં ઓર પરંદુસેં[18] બલ્કે તમામ બહાયમસેં[19] તબીયતસેં કસીફતર[20] ઓર ખરાબ હે, ઓર જીસકો સતાર ઓર ઉસકે નગમેંસે[21] દિલકો અસર ઓર હરકત ન હોવે વોહ શખ્સ

૧ રીસાલા=ચોપડી. ૨ ગીઝા=ખોરાક. ૩ નસ=કુરાનની આયત અથવા શ્લોક. ૪ દલાલત=સાબીતી, પુષ્ટિ. ૫ કયાસ=કલ્પના. ૬ કોલ=વચન. ૭ ફેલ=કામ, ક્રિયા. ૮ અલફાઝ=શબ્દો. ૯ અફઆલ=કામ. ૧૦ રાસ્ત=સત્ય. ૧૧ હુરમત=હરામ. ૧૨ બાતીલ=નકામું, ખોટું. ૧૩ હર્જ=હરકત. ૧૪ મુબાહ=છુટ. ૧૫ નાકસ=નુકશાનવાળો, ખોડવાળો. ૧૬ એતેદાલ=ડહાપણ, સમજ. ૧૭ રૂહાનીયત=માણસપણું. ૧૮ પરંદ=પંખી. ૧૯ બાહાયમ=પશુ. ૨૦ કસીફતર=વધારે ખરાબ. ૨૧ નગમા=રાગ, ગાયન.

મીજાઝકા ખરાબ હે. ઓર ઉસકી કોઇ તદબીર[1] નહીં હે, યેહ સબ ઇમામ મહંમદ ગીઝાલી સાહબ રહમતુલ્લા અલયહેકે કોલ હે, ઉનકી કીતાબમેં ઉસકા ખુલાસા દેખ લે; યહાં તો ફક્ત મુખ્તસર લીખ્ખા હે.

હઝરત કાઝી શેખ સનાઉલ્લા સાહબ પાનીપતી રહમતુલ્લા અલયહે આપકે રીસાલેમેં લીખતે હેં કે "બીચ હીલ વ હુરમત ગીનાકે નસુસ મુતઆરઝ આયે હેં." સો હઝરત અબુ હનીફા રહમતુલ્લાને હુરમત ગીનાકે ઉપર એહથીયાતન ફતવા[2] દીયા હે. જયસા કે કાયદા ઉસુલકા હે કે "ઇન્દત તારૂઝે હુરમતરા બર ઇબાહત મુકદમ મી દારન્દ, યાને વાસ્તે એહતીયાતકે હુરમતકા ફતવા દીયા હે, હકીકતન નહીં. ઓર મોલવી અબદુલ હઈ સાહબને મજમુએ ફતાવેકી જીલ્દ દોઅમકે સફે ૨૫૩ મેં લીખ્ખા હે કે "કોલ ફેસલ ઇસ બાતમેં જો મઓકદ બીલ અહાદીસ યેહી હે કે નફસ ગીના ઉસુમન મમનુઅ નહીં હે, બલ્કે ઉસમેં હુરમત યા કરાહત બ વજે અવારઝ ખારજીયેકે હે કે ઉસમેં હો." ઓર મઝામીર સબ મમનુઅ હે બજુઝ દફકે. ઓર કાફી ઓર ખઝાનેકે અંદર રીવાયત કી હે કે "રાગ વગેરાકી હુરમત મુકેયદ હે સાથ લહોકે ઓર જોકે બગેર લહો દે હો વોહ જાયઝ હે." ઓર હઝરત શેખ શહાબુદ્દીન સહરવરદી સાહબ રહમતુલ્લા અલયહે કે વોહ અકાબર ઉલ્માએ ઝાહેરકે ભી થે, ઓર સરદાર ઓલીયા અલ્લાહકે ભી થે, ઉન્હુંને બીચ અવારીફકે કહા હે કે "અસ સમાઓ યસ તજલે બુર રહમતે મીનલ્લા હીલકરીમ." યાને રેહમત ખુદાએ કરીમસેં રાગ ખેંચતા હે. ઓર હઝરત ખ્વાજા બહાવોદીન નકશ બંદી રહમતુલ્લાને ફરમાયા હે કે "મેં ન ઇનિકાર કરતા હું સમાસેં ઓર ન યેહ કામ કરતા હું." ઓર ઇમામ શાફી રહમતુલ્લા અલયહે શતરંજકો મુબાહ જાનતે હેં ઓર હાલાંકે વોહ લહો[3] હે. ઓર હુરમત ઉસકી અહાદીસસેં[4] સાબીત હે. ઓર શાફઇ[5] તાવીલ[6] કરતે હે કે મુસફરાત[7] સીવાએ ખમરકે[8] કલીલ[9] હો ઓર નશા ન લાવે, નજદીક

૧ તદબીર=ઉપાય. ૨ ફતવા=હુકમ. ૩ લહો=ખેલ. ૪ અહાદીસ=શાસ્ત્રવચનો. ૫ શાફઈ=ધર્મોપદેશ કરનાર. ૬ તાવીલ=દ્રષ્ટાંત. ૭ મુસફરાત=નિશાની ચીજો. ૮ ખમર=દારૂ. ૯ કલીલ=થોડો.

હઝરત ઈમામ આઝમ સાહબ રહમતુલ્લા અલયહેકે હલાલ કે હાલાં કે હઝરત રસુલે મકબુલ સલ્લલ્લાહ અલયહે વસલ્લમને ફરમાયા હે કે "મા અસકરો કસીરહુ વ કલી લહુ હરામુન" ગરઝકે મુસ્તહલ મઝામીરકો[૧] હલાલ જાનનેવાલેકો કાફર કહેના હરગીઝ જાયઝ[૨] નહીં હે. ઓર જો કુછ કે બીચ હાવીકે કુદસીને કહા હે કે "ઝકરા ઈસ-મુલ્લાહે ઈન્દા દરબુલ મઝામીર કુફરન." સો મુરાદ ઈસિસેં યેહ હે કે મુતરબ યાને ઢાઢી લોગ વાસ્તે લહેકે દફ બજાતે હેં, ઓર વક્ત દફ બજાનેકે ઓર વક્ત તંબુરે બજાનેકે બીસમીલ્લાહ કહેતે હેં, યેહ કુફર હે, વાસ્તે તર્ક કરને તાઝીમ[૩] ઈસ્મિ અલ્લાહકે નઝદીક માસી-યતકે,[૪] ન યેહ કે કોઈ દફ બજાવે, ઓર દુસરા શખ્સ સાથ અ-લ્લાહકે મશગુલ[૫] હોવે, ઓર હક હક [૬] કેહવે, યેહ હાલ સબ શેખ સનાઉલ્લા સાહેબને અપને રીસાલેમેં લીખ્ખા હે. ઓર હઝરત શેખ શહાબુદ્દીન સહરવરદી સાહબ રહમતુલ્લા બીચ અવારે ફુલ મારીફકે લીખતે હેં કે "જો શખ્સ સમાકા[૭] મુતલક મુનકર[૮] હે બગેર ઉસકે કે તફસીલ કરે વોહ ઇન તીન બાતુંસેં એકસેં ખાલી ન હોગા; યા તો વોહ સુનન[૯] ઓર અહાદીસસેં જાહેલ[૧૦] ઓર નાવાકેફ હે, ઓર યા તો વોહ ફરેફ્તા[૧૧] ઉન આમાલ[૧૨] અખયાર પર હુવા હે જો ઉસકે લીયે મુક્કદર હુવે હેં, ઓર યા તો વોહ તબીયતકા ગબી[૧૩] હે, ઉસે ઝૉક[૧૪] નહીં હે, ઇસિ લીયે વોહ ઈનિકાર પર ઈસિરાર[૧૫] કરતા હે ઓર સમાકા ઈનકાર વોહ શખ્સ કરતા હે કે જીસકી તબીઅત જામદ[૧૬] યાને બસ્તા હે ઓર અફસુરદાહ[૧૭] હે કે ઉસે મુતલક[૧૮] ઝૉક હી નહીં હે તો ઉસકો નામર્દ કહા જાતા હે, જયસા કે ઉસકો

૧ મઝામીર=વાજાં. ૨ જાયઝ=બરોબર, યોગ્ય. ૩ તાઝીમ=અદબ, સત્કાર, આદરમાન. ૪ માસીયત=ગુનોહ. ૫ મશગુલ=તલ્લીન. ૬ હક હક= તત્સત્, પરમેશ્વર. ૭ સમા=રાગ. ૮ મુનકર=ઈનકાર કરવાવાળો. ૯ સુનન = શાસ્ત્ર ૧૦ જાહેલ = અભણ. ૧૧ ફરેફ્તા = પ્રેમાધીન. ૧૨ આ-માલ=કર્મ, કૃત્યો. ૧૩ ગબી=મૂઢ. ૧૪ ઝૉક = રસ, સ્વાદ. ૧૫ ઈસિરાર= આગ્રહ. ૧૬ જામદ=બંધાઈ ગયેલી. ૧૭ અફસુરદાહ=દીલગીર. ૧૮ મુત-લક=જરા પણ.

જમાકી[1] લજ્ઝતસેં કુછ વકફીયત હી નહીં હે વોહ કયા જાને ? ઓર અંધેકો જલાલે[2] ફાયકસેં[3] કુચ નફા નહીં હે. ઓર શેખ અબુતાલીબ મક્કી રહમતુલ્લાને અપની કીતાબમેં લીખ્ખા હે કે " અગર સમાસે મુજમીલ મુતલક ગેર તુફસ્સીલ ઇનિકાર કરે તો ૭૦ સીદ્દીકકે ઉપર ઇનિકાર હોતા હે," યેહ અવારફમેં દેખ લે. મજમુંએ ફતાવાકી જીલ્દ સોયમકે સફે ૧૩૦ મેં મોલવી અબદુલ હઇ સાહબ લીખતે હેં કે " અગર કોઈ બ વજ્દ સાદીક એરીઆ વ તસન્નો ખડા હોવે માઝુર હે, ઓર આદાબે સહોબતસેં હે કે હાઝરીને મજલીસ ઇત્તેબા ઉસકી કરેં યાને સબ ખડે હોવેં. " ઓર જનાબ મવલાના ફરહુદ્દીન સાહબ કંદહારી અપને રીસાલેમેં લીખતે હેં કે " મોલુદ શરીફકે પઢનેવાલે હઝરતકી પેદાયશકી ઝીકર જબ આતી હે તો કયામ ફરમાતે હેં, યાને કવમા કરતે હેં, યેહ બેલાશક મુસ્તહસન નઝદીક ઉલ્માએ એહલે સુન્નતકે હે. ઓર જો ઉલ્માને મુસ્તહસન જાના હે વહી અલ્લાહ તાઅ-લાકે નઝદીક મુસ્તહસન હે. બ દલીલ કોલ ઇબ્નિ મસઉદ રદી અલ્લાહો તાઅલા અનહોકે ' કાલા મા રાવુલ મુસ્લેમુન હસનન ફહોવા ઇન્દિલ્લાહે હસનન.' ઓર મુસલમાનુસેં મુરાદ ઉલ્મા હેં કે જીસને પહેલા મઝાહેબ અરબાકા સબુત લીખ્ખા જાતા હે, ઓર બરઝંજી ઓર હલબી વગેરાને બ ખુબી સાબીત કીયા હે કે ' ઇસિ તેહસાન કયા–મકા વક્ત વીલાદત આં હઝરત સલ્લલ્લાહો અલયહે વસલ્લમકે.' ઓર અકસર અવતાનમેં ઉલ્મા કયામ કરતે હેં." યેહ મોલવી સાહબ ફરહુદ્દીનને અપને રીસાલે મુનવ્વરૂલ ઇમાન ફી રદયે એહલે તુગીઆનમેં લીખ્ખા હે.

રાગ ઇશ્કકો ઉભારનેવાલા હે એસા હુસ્ન ભી ઇશ્કકો બઢાનેવાલા હે, ઓર ઇશ્ક ઓર હુસ્નમેં હમેશાંસેં લાગ[4] હે, અગર કોઈ ઓરત યા લડકા બહોત હસીન[5] કીસી આશકને સામને આ જાવે તો ઉસે ઇશ્ક ઉસકા જોર કરતા હે, ઓર અપના માશુક ઉસકો યાદ આતા હે,

૧ જમા=સંસારવિલાસ, સંભોગ. ૨ જમાલે=કાંતિ, રૂપ. ૩ ફાયક= સુંદર. મોહકારક. ૪ લાગ=સંબંધ. ૫ હસીન=ખુબસુરત.

યાને પરવરદિગારકી કુદરત કામેલા[1] દેખકર ઉસકો આતશે હીજ્ર[2] જલાતી હે, ઓર ઉસકા દિલ ખુદાકી તરફ રૂજુ હોતા હે, ઓર વોહ અલ્લાહ તાઅલાકા વીસાલ ચાહતા હે, યા કોઈ હઝરત મેહબુબ સલ્લલ્લાહો અલયહે વસલ્લમકા આશક હો તો ઉસકા દિલ ઉધર રૂજુ હોતા હે, ઓર યેહ મહોબતકા કાયદા હે કે અગર કોઈ અચ્છા કારીગર ઓર બેમીસલ સુનઅતમેં[3] હો, ઓર ઉસસેં જીસ કીસીકો મહોબત ઓર દોસ્તી દીલી હો જાવે, ઓર વોહ કીસી દૂર દેસકો ચલા જાવે, ઓર ઉસકી જુદાઇસેં વોહ શખ્સ બેકરાર રહેતા હોવે, ઓર ઉસકે મીલનેકી આરઝુ[4] અપને દિલમેં રખતા હોવે, ઓર ઉસ કારીગરકી બનાઈ હુઈ બહોત ખુસ્નુમા કોઈ ચીઝ હોવે, ઓર ઉસ પર બહોત અચ્છે નકશો નિગાર[5] હોવેં, ઓર વોહ ચીઝ ઉસ શખ્સકે સામને કીસી વક્ત આ જાવે તો ઉસી વક્ત ઉસ ચીઝકે દેખતે હી ઉસકો વોહ અપના દોસ્ત યાદ આ જાયગા, ઓર ઉસકા દિલ ઉસકી તરફ રૂજુ હો જાયગા. હાલાંકે વોહ ચીઝકી તરફ નજર ઉસકી હોગી મગર ઉસકા દિલ અપને મેહબુબકી તરફ લગા હોગા, ઓર ઉસ ચીઝકા ઉસકો ખ્યાલ નહીં હોવે, ઓર વોહ ઉસ ચીઝકે નકશો નિગારકો નહીં જાને કે ઈસ પર કયા કયા નકશ હેં, ઓર વોહ જબ અપને ઉસ યારસેં દિલકો ફીરાકે ઉસ ચીઝકી તરફ ખ્યાલસેં દેખેગા તબ ઉસકો ઉસ ચીઝકે નકશો નિગાર માલુમ હોંગે. ઈસી તરહસેં અલ્લાહકા આશક યા અલ્લાહકી મારેફત સમજનેવાલા કીસી ખુબસુરત ઓરત યા લડકેકો દેખેગા તો ઉસી વક્ત ઉસકો અપના માશુક યાદ આવેગા. ઓર વોહ અપને મેહબુબકી તરફ રૂજુ હો જાવેગા, ઓર ઉસકા ઈશ્ક ઉભર આયગા, ઓર ઉસકી નઝર ખ્વામખ્વા[6] ઉસ લડકેકે સામને યા ઉસ ઓરતકે સામને લગી રહેગી, મગર ઉસકા દિલ અપને ખુદાકે યા રસુલે ખુદાકે સામને હાઝર હોગા. હકીકતન ખુદાહીકે સામને વોહ રૂજુ હોગા, ઓર ઉસકી તરફ ઉસકા ખ્યાલ નહીં હોગા, ઓર

૧ કામેલા = અકળિત પ્રભાવ, કળા. ૨ હીજ્ર = જુદાઈ. ૩ સુનઅત = કારીગરી. ૪ આરઝુ = આશા. ૫ નકશો નિગાર = ચિત્ર. ૬ ખ્વામખ્વા = ચાહાઇને અગર નહીં ચહાઇને, સ્વાભાવિક રીતે.

ઉસકા કોઈ આઝા[૧] ઉસકે દિલમેં યાદ નહીં હોગા કે આંખ એસી, ઔર નાક એસી હે, ઔર મુંહ એસા હે, યેહ કુછ ઉસકો ખબર નહીં હોગી, ફક્ત આંખે ઉસકી તરફ હોંગી, ઔર ટકટકી બાંધકર ઉસકી તરફ દેખા કરેગા, એસા આશકુંકા હાલ હોતા હે; ઔર અગર ખુદાકી મારેફતવાલા આરફ હે તો ઉસકો વોહ આદમી આયના હો જાવેગા, ઔર ઉસકે અંદર વોહ આરફ બીલ્લાહકો ખુદાહી નઝર આવેગા, ઔર વોહ ઉસ આદમીકો નહીં દેખેગા. ઔર ઉસસેં વોહ આરફ જો રાઝ રમ્ઝ ઔર નાઝ ન્યાજ કરેગા વોહ ખુદાહીકે સાથ કરેગા કે અલ્લાહને આપ ફરમાયા હે કે "ફ અય નમા તો વલ્લુ ફસમ્મા વજહુલ્લા" ઔર મા મુકીમાકે અંદર ભી જા બ જા ગઝલકે નીચે યેહ શેઅર કહી હે—

**શેઅર:**—કે બ ચશ્માને દિલ મુબિ જ્યુઝ દોસ્ત,
હરચે બીની બીદાંકે મઝહરે ઓસ્ત.

યાને દિલકી આંખુસેં સિવાય ખુદાકે દુસરેકો મત દેખ, જો કુછ દેખે ઉસકો ખુદાકો દેખનેકા આયના દેખ. મગર હરેકકે વાસ્તે એસા નહીં હે કે ઝમાને હાલમેં એસે લોગ હેં કે નફસકે તાલિબ[૨] ઔર શેહવત[૩] ગાલિબ[૪] ઔર બદ્‌નૈયતીસેં કીસીકી તરફ દેખે યેહ હરામ હે. ઔર ક્યામતમેં[૫] અલ્લાહ તાઅલા કલઈ ગરમ કરકે ઉનકી આંખોમેં ડાલેગા, યેહ અઝાબ[૬] ઉનકો હશરમેં[૭] હોગા, ઔર આદમી નેક યા બદ ઉસકે અકવાલસેં[૮] ઔર અફ્આલસેં ઔર ચલનસેં માલુમ હો જાતા હે, ઔર આશક ઔર આરફતો પોશીદા રહેતા હી નહીં હે, વોહ તો જો હોશિયાર લોગ હેં, વોહ ઉસકો સમજ હી લેતે હેં, મગર ઉસકો દેખનેકો આંખે ચાહીએ, યાને જો હસદકી આંખસેં દેખેગા ઉસકો માલુમ ન હોગા, ઔર જો મહોબતકી આંખસેં દેખેગા તો ઉસકો માલુમ હોગા. જો હસદકી આંખસેં દેખતા હે ઉસકો અપને એબ ઉસકે અંદર નઝર આતે હેં, ઔર ઉસ પર વોહ બદ્‌ગુમાની કરતા હે; ક્યું કે હદીસ શરીફમેં

૧ આઝા = શરીરનો ભાગ, અવયવ. ૨ તાલિબ = આધીન. ૩ શેહવત = કામદેવ. ૪ ગાલિબ = છતાયેલો. ૫ ક્યામત = મહા પ્રલય. ૬ અઝાબ = શિક્ષા, દુઃખ. ૭ હશર = મહાપ્રલય પછી તમામ મરેલાં પ્રાણીઓની પાપ પુણ્યનો જવાબ દેવાને ઉઠવાની દશા. ૮ અકવાલ = બોલચાલ. ૯ હસદ = ઈર્ષા.

લીખ્ખા હૈ કે "અલ ઇનસાનો મીરઅતુલ ઇનિસાન" યાને આદમી આદમીકા આયના હૈ, ઇસિ વાસ્તે વોહ અપની બુરાઇયેં ઉસકે અંદર દેખેગા, ઓર ઉસ પર બદ્‌ગુમાની કરેગા, ઓર હઝરત મેહબુબ સલ્લલ્લાહ અલયહે વસલ્લમકી હદીસ હૈ "ઝન્નુલ મોમીનીન ખેરા" સેં વોહ મુંહ ફેર લેગા, ઓર ઉસકી એબ જોઈ ઓર ગીબત[1] ગોઈ કરેગા. જયસા કે અબીલહબ હઝરતે મેહબુબ સલ્લલ્લાહો અલયહે વસલ્લમકો જબ દેખતા થા તો વોહ અપની બુરાઇયેં ઉનકે અંદર દેખતા થા ઓર ઉનકો બુરા કહેતા થા. ઓર જો મહોબ્બતકી આંખસેં દેખેગા, ઓર ખુદ નેક આદમી હોગા તો ઉસકો ઉસકે અંદર નેકીયેં નઝર આયેંગી કે યેહ એસે ચલનકા હૈ, ઓર નેક હોગા, ઉસમેં બુરાઇયેં નહીં હોવે, વોહ ખુદ નેક હોગા તો ઉસકે અંદર નેકીયેં નઝર આવેંગી. ઓર "ઝન્નુલ મોમીનીન ખેરા" પર ઉસકા અમલ હોગા. જયસા કે સૈયદના હઝરત અબાબકર સીદ્દીક રદીઅલ્લાહો અનહો મેહબુબ સલ્લલ્લાહો અલયહે વસલ્લમકો દેખતે થે તો બહોત ખુશ હોતે થે, ઓર બહોત સીફ્ત કરતે થે, સો જયસા જીસકે દિલકે અંદર હોગા વયસા ઉસકો દુસરેકે અંદર નઝર આયગા, યાને જો ચીઝ હંડીકે અંદર હોગી વોહ જબ હંડી જોશ કરેગી યા હીલેગી તો વહી ચીઝ હંડીકે અંદરસેં બહાર પડેગી, યેહ કાયદા હૈ.

## ગરબી ૨.

### મારા મ્હોલે આવો રે.[2]

( કહું એક વાતલડી—એ રાહ. )

આવો આવોને અલબેલા મારા મ્હોલે આવો રે,  
દાસી જાણીને દયાળા દયા દિલમાં લાવો રે, આવો૦ ૧  
હાથ જોડીને કહું છું હું મારા સમ માનોને,  
સાચા સ્વામી શ્યામળીઆ સુંદરને મનાવો રે, આવો૦ ૨

૧ ગીબત = નિંદા. ૨ ભક્તિશૃંગારરસની ગરબી છે. પ્રેમી વિયોગીના દુઃખના ઉદ્ગાર છે.

**હું તો દાસી છું તમારી દયાળાજી દિલ રાખો,**
**વ્હાલા છાતી લગાડીને પ્રેમથી બોલાવો રે, આવો૦ ૩**
**આગ લાગી છે અંતર માંહ વ્રેહ ઘણો બાળે રે,**
**મુજ બળતીને વાલમજી આવીને રીઝાવો રે, આવો૦ ૪**
**કોના ઘેર રહો છો રાત સાચું બોલો શ્યામળીયા ?**
**આવી જ્ઞાનીને પ્રભાત શા માટે જગાવો રે ? આવો૦ ૫**

**વિવેચનઃ—અલબેલા** યાને ખુબસુરત નાઝુક બદનવાલા. **મ્હોલ** યાને ઘર. **દાસી** યાને બાંદી. **દયાળા** યાને રહેમવાળા. **દયા** યાને રહેમ. **સમ** યાને કસમ, સોગંદ. **સ્વામી** યાને મીયાં, માલક. **શ્યામળીયા** યાને ઝાતે પાક ખુદાસેં મુરાદ લી હેં, લાહુતકા મુકામ હે કે ગંજ મખફીસેં એક નૂર બા જુમલે સીફાત અલ્લાહને ઝાહર કીયા માનીંદ રાતકે યાને યેહ મરાતબ ગેબકા હે, ઇસિકો હકીકતે મહંમદી કહેતે હેં, વોહ ઉસકી પહેલી તજલ્લી હે; અવ્વલ ગંજ મખફી થા કે “ કુંતો કંઝન મખફીયન ” યાને મેં ખઝાના છુપા હુવા થા, વોહ સ્યાંમલીયા હે, દિલ ચાર કિસમ પર હે, એક દિલ ઉમ્યુદ્દીમાગમેં એક નુકતા સ્યાહ માનીંદ આંખકી કીકીકે હે, સો જબ મુરાકબા કરકે ઉસકા તસવ્વર બાંધકે ઉસકા મુશાહદા કરે તો વોહ સ્યાહી તમામ બદનકો ઘેર લેતી હે, ઔર યેહ અમલ કરનેસેં લાહુતકે મુકામ પર પહોંચતા હે, વોહ સ્યામલીયા હે. **સુંદર** યાને ઔરત. **પ્રેમ** યા મહોબત, ઇશ્ક. **અંતર** યાને દિલ, કલ્બ. **વ્રેહ** યાને ઇશ્કકા સોઝ. **બાળે** યાને જલાવે. **વાલમજી** યાને પ્યારા. **રીઝાવો** યાને ખુશ કરો. **પ્રભાત** યાને સુબ્હે સાદીક. **શા માટે** યાને કીસ વાસ્તે.

વાઝે[1] હોકે શેઅરકા ઇસ્તીલાહ[2] શાઅરૂંને[3] તીન કીસમ પર બાંધા હે. ફારસકે શાઅરૂંને જવાન લડકા બેરીશેકા[4] ઇસ્તીલાહ બાંધા હે ઔર ઉસીકી સીફત કી હે, ઔર હિન્દુસ્તાનકે શાઅરૂંને ઔરત જવાન ખુબસુરતકા ઇસ્તીલાહ બાંધા હે ઔર શેઅરમેં ઉસીકી સીફત

૧ વાઝે=માલુમ. ૨ ઈસ્તીલાહ=રીત, પદ્ધતિ. ૩ શાઅર=કવિ.
૪ લડકા બેરીશેકા=દાઢી વગરના છોકરાનો.

કી હે, ઓર ગુજરાતકે શાઅરૂને મર્દકા ઇસ્તીલાહ શેઅરમેં બાંધા હે જયસા ગોપી ઓર કહાન. ઇસી તરહ આશકુંને ભી મર્દકા ઇસ્તીલાહ બાંધા હે કે અપને મેહબુબ સલ્લલ્લાહો અલયહે વસલ્લમકો અપના મીયાં બનાયા હે ઓર અપની તરફ મોઅંનસકા[૧] સેગા લગાયા હે, યાને અપનેકો ઓરત બનાયા હે, ઓર મેહબુબસેં નાઝો ન્યાજકી બાતેં કી હેં. ઓર યેહ મેહબુબકી કમાલ તાઝીમ[૨] હે, ઓર અપની નિહાયત[૩] ન્યાજ યાને આજઝી ઓર ખાકસારી[૪] હે, ઓર ઇસિમેં જ્યાદા લુત્ફ[૫] ઓર ન્યાજ હાંસલ હોતા હે, ઓર કુરાન શરીફમેં ૯૯ નામ અલ્લાહ તાઅલાકે હેં, વોહ સબ મુઝક્કરકે પુકારે હેં, કોઇ નામ મોઅંનસકે સેગેસેં નહીં લીયા હે, ઇસ વાસ્તે ભી ઉસકા નામ લેનેમેં અદબ ચાહીએ; લેહાઝા આશકુંને ઉસકો મુઝક્કર બનાયા હે, ઓર નિહાયત ઇજ્ઝ ઓર ઇન્કિસારીકે[૬] વાસ્તે ખુદાકો મોઅંનસકે સેગેસેં પુકારા હે. ફક્ત દો નામ ખુદાકે મોઅંનસકે સેગેસેં હેં; ૧ રૂહ ઓર ૨ ઝાત યાને ઝાતે મુતલક, યેહ દો નામ મોઅંનસકે સેગેસેં હેં; ઓર આશકુંકે અશઆરૂમેં ઇશ્ક ઓર મહોબત બઢાનેકે લીએ નાઝ ઓર ન્યાજકી બાતેં હોતી હેં, ઓર યેહ ઉનકી ઇબાદત ખાસ ઓર ઇખલાસ[૭] કી હે; ઓર ઇસિસેં અલ્લાહ તાઅલા ખુશ હે. જયસા હઝરત મૌલાના સાહબ રહમતુલ્લા અલયહે મસનવી શરીફમેં એક ચરવાહેકી[૮] હીકાયત લાયે હેં કે "હઝરત મુસા પેગંબર અલયહીસ સલામકે વક્તમેં એક ચરવાહા થા, વોહ કીસી જંગલમેં રાતકે વક્ત અપને પ્યારે મેહબુબકે સાથ ઇશ્કકી મસ્તીમેં ઓર મહોબતકે ઝોકસેં નાઝ ઓર ન્યાજકી બાતેં કર રહા થા. ઓર યેહ કહેતા થા કે "યા પરવરદિગાર મેરા! અય મેરે મીયાં! તું કહાં હે? તું મુજસેં મીલતા નહીં? અગર તું મુજસેં મીલે તો મેં તેરી જુતીયુંકો થીગલે દું, ઓર તેરે કપડે ધો લાવું, ઓર તેરે સરમેંસેં જુવાં ચુનું, ઓર કંગઇ કરૂં,[૯] ઓર તુજકો નીલાઉં, ઓર તું

૧ મોઅંનસ = સ્ત્રીજાતિ. ૨ તાઝીમ = માન, મોટાઈ, ૩ નિહાયત = ઘણીજ. ૪ ખાકસારી = લાચારી; ગરીબાઈ. ૫ લુત્ફ = આનંદ સાથે પ્રેમનો આવેશ. ૬ ઈન્કેસારી = લાચારી. ૭ ઈખલાસ = નિષ્કામ બંદગી. ૮ ચરવાહા = ગોવાળ. ૯ કંગઈ કરૂં = માથું ઓળાવું.

બિમાર હોવે તો તેરી દવા કરૂં, ઓર તેરા ઘર મુજકો બતલાવે તો તેરે વાસ્તે બકરીયેં દોહકર દુધ લાઉં, ઓર તેરે વાસ્તે રોટી પકાકે લાઉં, ઓર તુજકો ખીલાઉં, ઓર ઠંડા પાની તુજકો પીલાઉં, ઓર તેરે પાઉં દાબું, ઓર તેરી ખીદમત કરૂં," એસા વોહ ચરવાહા મહોબતકે ઝોક ઓર શૉકમેં[1] કેહ રહા થા. ઓર હઝરત મુસા નબી અલયહીસ સલામ ઉધરસેં નીકલે; તો ઉન્હુને યેહ સબ સુના તો બહોત ગુસ્સેહ હુવે કે યેહ કયા વાહી તબાહી[2] શરીઅતસેં[3] ખીલાફ[4] કુફ્ર[5] બકતા હે! ફીર હઝરત મુસા અલયહીસ સલામ ઉસકે પાસ ગયે ઓર ઉસકો કહા કે "અય બેવકુફ! યેહ કયા કુફ્ર બક રહા હે? તું તોબા કર, અલ્લાહ તાઅલાકી ઝાત પાક મુનજ્ઝા[6] સબ ચીઝુંસેં હે, ઓર તું એસે કુફ્ર કલમે બક રહા હે;" એસા મુસાને ઉસકો ડરાયા; સો વોહ તો બિચારા ખામોશ[7] હો ગયા, ઓર ઉસકા વોહ મુકામ છુટ ગયા, યાને વોહ મહોબતકી બાતેં છુટ ગઈ, ઓર હઝરત મુસા ચલે ગયે. ફીર ઉસી વક્ત હઝરત મુસા અલયહીસ સલામકે ઉપર અલ્લાહ તાઅલાકી તરફસેં વહી[8] આઈ, ઓર ઠપકા કહેલાયા કે "અય મુસા! હમારે દોસ્તકો તુમને હમસેં જુદા કર દીયા, હમને તુમકો હમારે બંદકો હમારેસેં મીલાનેકે વાસ્તે ભેજે હેં યા જુદા કરનેકે વાસ્તે? જાઓ, હમારે દોસ્તકો ખુશ કરો." એસા ઠપકા આયા. ઇસ લીયે હઝરત મુસા ઉસી વક્ત ઉસ ચરવાહેકે પાસ દોડે ગયે, ઓર ઉસકે આગે ઉઝ્રખાહી[9] કી. સો આશકુંકા એસા હાલ હોતા હે.

મૌલાના સાહબને ઉસી મુકામમેં મસ્નવી શરીફમેં ફરમાયા હે કે હરેકકો અપની ઇસ્તીલાહ જુદા હોતી હે. સીધીયુંકો સીધી ઇસ્તીલાહ ઓર હીંદીયુંકો હીંદકી ઇસ્તીલાહ હોતી હે. હરેક અપની ઇસ્તીલાહકે મુજબ અપને રબકી બંદગી કરતા હે. ઓર હદીસ શરીફમેં

---

૧ શૉક = મનની ઈચ્છા, ઉમેદ. ૨ વાહી તબાહી = બકબકાટ, ફોકટ લવારા. ૩ શરીઅત = મુસલમાનના ધર્મનો રસ્તો. ૪ ખીલાફ = વિરૂદ્ધ. ૫ કુફ્ર = પરમેશ્વરને નહીં માનવું તે, નાસ્તિકપણું. ૬ મુનજ્ઝા = નિરંજન. ૭ ખામોશ = ચુપ. ૮ વહી = દેવતાની મારફત મોકલેલો સંદેશો. ૯ ઉઝ્રખાહી = આજીજી કરી માફી માગવી તે.

ભી ફરમાયા હે " ઇન્નલ્લાહા લા યન ઝુરો ઇલા સોવરે કુમ વ આમાલ કુમ વલાકીન યન ઝુરો ઇલા કુલુબે કુમ વ નૈયાતે કુમ " યાને અલ્લાહ તાઅલા તુમારી સુરતુંકો નહીં દેખતા હે કે તુમને ઉપરકા સબ બનાવ લોગુંકે દેખનેકે વાસ્તે કર રખ્ખા હોવે. લંબી દાઢી, ઓર બડી તસ્બીહ,[૧] ઓર બડા ઝુબ્ભા, ઓર બડા દસ્તાર[૨] બાંધા હોવે, ઓર વોહ તુમારે આમાલુંકો નહીં દેખતા હે કે ઝાહરમેં લોગુંકો દીખાનેકે વાસ્તે લંબી નમાઝેં પઢો, ઓર બહોત નફલેં પઢો, ઓર બહોત તસ્બીહ ફીરાઓ; યેહ સબ લોગું કે બતલાનેકે વાસ્તે કરતે હો, ઓર દિલમેં ઉસકી મહોબ્બત ઓર ઇખ્લાસ નહીં રખતે તો વોહ તુમારે યેહ આમાલુંકો ભી નહીં દેખતા હે, મગર વોહ તુમારે દિલુંકો ઓર તુમારી નૈયતુંકો દેખતા હે, એસા હદીસ શરીફમેં ભી ફરમાયા હે. ઇસ લીયે આશક લોગ ઉસીકી મહોબ્બત ઓર ઇખ્લાસમેં ઉસકે સામને નાઝો ન્યાજ કરતે હેં, ઓર ઉસકે ઇશ્ક ઓર મહોબ્બતકે કલામ[૩] કરતે હેં, ઓર ઉસસેં ન્યાજ હાંસલ કરનેકે વાસ્તે ઓર ઉસસેં દિલ લગાનેકે લીયે અપને તઈ ઉસકે સામને મોઅંનસકે સેગેસેં ઝાહર કરતે હેં. ઓર એસે આશક બહોત હુવે હેં. જયસે કે કાઝી મેહમુદ દરિયાઈ સાહબ, જીનકા મઝાર શરીફ કસ્બે બીરપુરમેં હેં, ઓર હઝરત મુસા સોહાગ સાહબ, જીનકા મઝાર શરીફ શેહર એહમદાબાદમેં હે વગેરહ દુસરે ભી એસે આશક બહોત હુવે હેં કે ઉન્હુને અપને તઈ મોઅંનસકે સેગેસેં પુકારા હે. જયસા એક આશકને સાથ ન્યાજકે ઓર ઇજ્ઝકે યેહ દોહરા કહા હે—

**દોહરા**—જીન ઢુંડા તીન પાઇયા ઘેરે પાની પેઠ,
મેં પાપન ડુબન ડરી રહી કિનારે બેઠ.

યેહ દોહરા મુરાકબેકે હાલમેં કહા હે, મગર યેહ કમતર વાસ્તે તુલ હોનેકે શરેહ[૪] ઉસકી નહીં લીખતા હે. ક્યું કે યેહ કિતાબ મુખ્તસર હાલસેં લીખનેકી હે, ઓર ઇસ કીતાબમેં ફક્ત ઇસ કમતરકી હી તસનીફાતસેં[૫] સબ ચીઝેં હે; દુસરે કીસીકી ભી તસનીફકી એક ચીઝ ભી નહીં

૧ તસ્બીહ = માળા. ૨ દસ્તાર = મુગટ, પાઘડી. ૩ કલામ = વાત. ૪ શરેહ = ટીકા. ૫ તસનીફાત = કાવ્ય, લેખ.

લી હે, મગર આયાત, હદીસ, મકુલા, બુઝુર્ગાં ઓર કોઈ શેઅર અશઆર તમસીલકે વાસ્તે ઓર મુનાસબતકે વાસ્તે ઇસિમેં લીખ્ખી હે.

## ગરબી ૩.

## દિલડાં પિયુજીને દીધાં રે.[1]

( કહું એક વાતલડી—એ રાહ. )

દિલડાં પિયુજીને દીધાં રે પ્રેમ રસ ભર પીવા,
હરિએ હરખથી લીધાં રે થયાં અમે મરજીવાં, દિલડાં૦ ૧
થઈ આનંદ હેલી રે રંગીલાથી રાસ રમી,
હૈડે હરખ ન માયે રે પિયુના હું મનમાં ગમી, દિલડાં૦ ૨
મોહન મંદિર આવ્યા રે મહા પદ હું પામી,
મેલી સખીઓની ટોળી રે ભાવે ભેટીયા સ્વામી, દિલડાં૦ ૩
સુખમણ સેજમાં પોઢી રે રંગીલાથી રસ પીધા,
વ્હાલે પ્રેમરસ પાઈ રે મનડાં હેરી લીધાં, દિલડાં૦ ૪
મને હરિ રંગ લાગ્યો રે આપો મારો ભુલી ગઈ,
મારૂં તન મન ધન સૌ રે અર્પણ કરી અળગી રહી, દિલડાં૦ ૫
હવે હું મને ખોળું રે હું તો કહીં જડતી નથી,
મારો પિયુ મને દરસે રે સર્વે વસ્તુમાં સખી, દિલડાં૦ ૬
મારૂં હુંપણું ખોઈ રે પિયુનું હું અંગ બની,
જ્ઞાની આતમ ઇશ્વર રે મળી એક રંગ બની, દિલડાં૦ ૭

**વિવેચનઃ—દિલડાં** યાને દિલ. **પિયુજી** યાને માશુક. **પ્રેમરસ** યાને શરાબે ઇશ્ક વ શૉક. **હરિ** યાને માલક. **મરજીવાં** યાને મુતુ કબલા અન્ત મુતુ યાને મરનેસેં પહેલે મરના. **હેલી** યાને રેલ, બારીશકા જારી હોના એસા ઇશ્કકા ઉભાર રંગ રેલ હો જાના. **રંગીલા** યાને માશુક. **રાસ રમી** યાને નાઝો ન્યાજ ઓર શૉકકી બાતેં કરી.

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે, સંયોગ સ્વરૂપમાં સમાધિ ધ્યાન બતાવ્યું છે.

**પિયુ** યાને માશુક. **મોહન** યાને મેહબુબ. **મંદિર** યાને ઘર, દિલ. **મહાપદ** યાને બહોત બડા મરાતબ ફના ફીલ્લા ઓર બકા બિલ્લાહ. **સખીઓ** યાને વસ વસે નફસાની વ ખવાસે અનાસરા. **ભાવે** યાને મહોબતસે. **ભેટીયા** યાને મીલ ગયા. **એક રંગ** યાને મારેફત કમાલસે મન અરફા નફસહુ ફકદ અરફા રબ્બહુકી હકીકત માલુમ હુઈ, ઓર અનીયત ખાસકો સમજમે આઈ. જયસે મનસુર બાયઝીદ ઓર શમસોદ્દીન તબરેઝી રહમતુલ્લા અલયહેને જાના. અય અઝીઝો! ઇસ્તીલાહ આશકુંકી ઓર આરફુંકી સમજના ચાહીયે કે ઇશ્ક સીવાય ઝાતે બારીકે[1] નહીં હે, મગર ઇસ્તીલાહ હરેકકી જૂદી જૂદી હે ઓર મારેફત ભી સબકી બરાબર નહીં હોતી હે. કીસીકો કમ કીસીકો જ્યાદા હોતી હે, મગર રૂજુ સબકા અલ્લાહીકી તરફ હોતા હે, ઓર ઝાત મુતલક ગેબ હુયતમે તો કુછ કલામ હી નહીં હે કે કોઈ કુછ કેહ સકે, ગોકે વાજેબુલ વુજુદ હે, ઓર હમા સીફાત[2] ઉસમે મોજુદ હે, મગર યહાં સુલબે સીફાત હે કે કુછ કહા નહીં જાતા હે, ઓર જબ પહેલા મરાતબ તવહીદકા[3] ઝુહુરમે આયા કે હકીકત મહંમદી હે વોહ તુખ્મ[4] હે, કુલ મોજુદાત[5] ઓર જુમલે મખલુકાતકા[6] ઓર દુસરે મરાતબમેં કે ઇલાહીયત હે. કુલ અસમા જલાલી વ જમાલીકી સીફાત ઝાહર હોકર ઝુહુર કસરતકા હુવા હે, મગર યેહ દો મરાતબ ગેબકે હેં, ફીર તીસરા મરાતબ રૂહકા હુવા, તબ યેહ નીદા[7] હુઈ કે "અલસ્તો[8] બે રબ્બે કુમ" તબ તમામ રૂહુને ગવાહી[9] દી, ઓર ઇકિરાર કીયા કે "કાલુ[10] બલા શાહેદના" સો વોહ રૂહ સબવુજુદ[11] ઇઝાફીકે[12] અંદર નાઝો ખીરામ[13] કર રહી હે, ઓર ઉસીકી ચારૂં તરફ ધુમધામ હે, ઓર વોહ રૂહ બેમીસ્લ ઓર બેમાનીંદ[14] હે, ઓર

૧ બારી = પરમેશ્વરનું નામ. ૨ હમા સીફાત = તમામ ગુણો. ૩ તવહીદ = એક બ્રહ્મ. ૪ તુખ્મ = બીજ. ૫ મોજુદાત = દુનિયાની ચીજો. ૬ મખલુકાત = તમામ જીવ. ૭ નીદા = આકાશવાણી. ૮ અલસ્તો બે રબ્બે કુમ = શું હું તમારો પરમેશ્વર નથી ? ૯ ગવાહી = સાક્ષી. ૧૦ કાલુ બલા શાહેદના = હા અમે કબુલ કરીએ છીએ. ૧૧ વુજુદ = શરીર. ૧૨ ઈઝાફી = વધારો. ૧૩ ખીરામ = લટકો. ૧૪ બેમાનીંદ = અદ્વિતીય, જેની બરોબર બીજો કોઈ નથી એવો.

એમકાન હે કે ફલાની જગાહ ઉસકા મુકામ વુજુદમેં હે એસા નહીં હે, મગર ઉસકા લગાવ[1] વુજુદકે સાથ એસા હે જયસા આશક ઓર માશુક એક હેં; સો અવ્વલ હકીકત સબહઝરાત ખમસાહકી સમજે ઓર અસમાઉંકી સીફાતુંસે વાકેફ હોવે, ઉસકે બાદ જો કોઈ આશકુંકે ઓર આરફુંકે કલામમેં કુછ સુખન[2] કરે તો બજા[3] હે, વ ઇલ્લા નહીં તો ખામોશ રહેના બહેતર હે કે કીસી આરીફને યા આશકને કુછ કલામ કીયા હોગા તો ઉસને કુછ સમજકે હી કીયા હોગા, સો જીતની બાતેં આશકુંકી ઓર આરફુંકી હેં વોહ ઉનકી ઇસ્તીલાહકે મુજબ રાસ્ત હોંગી ઓર ગેહ સબ બાતેં નાઝો ન્યાજકી હેં, કીસીને વુજુદ ઓર રૂહકી ઇસ્તીલાહ દી હે, કીસીને દિલકી ઓર હઝરત મેહબુબ મહંમદ મુસ્તુફા સલ્લલ્લાહો અલયહે વસલ્લમકી ઇસ્તીલાહ કી હે.

## ગરબી ૪.

## પ્રેમ પિયુજીથી પીધા રે.[4]

( કહું એક વાતલડી—એ રાહ. )

પ્રેમ પિયુજીથી પીધા રે વ્હાલા વિના કેમ રહીએ?
નામ નાથનાં લીધાં રે બીજાં નામ શિદ લઈએ? પ્રેમ૦ ૧
પિયુજી પ્રીત લગાડી રે મારૂં મન હેરી ગયા,
મને વ્યાકુળ કીધી રે ઓળંબો શું દઈએ? પ્રેમ૦ ૨
સ્વપ્રા માંહે આવી રે મારૂં ચિત્ત ચોરી ગયા,
વરણાગી છે કીધી રે વ્હાલા તમને શું કહીએ? પ્રેમ૦ ૩
મારા મંદિર ન આવ્યા રે વ્હાલા મારા વરણાગીયા,
મને મુખડું દેખાડો રે તમને મુકી કયાં જઈએ? પ્રેમ૦ ૪
મારો જીવડો તલપે રે વ્હાલા વિના હે રે સખી,
મને રજની[5] ન જાયે રે અમે દુઃખ કેમ સહીએ? પ્રેમ૦ ૫

૧ લગાવ = મેળાપ. ૨ સુખન = વાત. ૩ બજા = ખરી, સાબીત.
૪ ભક્તિશૃંગારરસની ગરબી છે, ઘાયલ પ્રેમીના વિયોગદુઃખના ઉદ્ગાર છે. અતિ ભક્તિભાવ બતાવે છે. ૫ રજની = રાત.

હવે કોઇ મનાવો રે રૂઠચા રસિયા વરને,
મારી વાર ન કીધી રે સખી મારી કોઇ સઇએ, પ્રેમ૦ ૬
જ્ઞાની પ્રેમ રસ પીને રે પિયુ સાથે પ્રીત કરી,
ચાહે જીવડો જાયે રે હવે જૂદાં કેમ થઇએ? પ્રેમ૦ ૭

**વિવેચનઃ**—પ્રેમ યાને શરાબે ઇશ્ક. પિયુજી યાને હકીકતન અતબારી, ઉરફન હઝરત મેહબુબ મહંમદ મુસ્તુફા સલ્લલ્લાહો અલયહે વસલ્લમ, કીનાયતન રૂહ, કે રોઝે અઝલસેં "અલસ્તો બે રબ્બે કુમ" કી નીદા સુનકે યહાં આઇ હે, સો નાઝો ખીરામ હર સેમેં હકીકતે મહંમદી બતલા રહી હે. વહી રૂહ જો કુછ હે સો હે; ઓર ઉસકી હરેક જા ધુમધામ હે, ઓર ઉસકી હકીકત હઝરતે મેહબુબ સલ્લલ્લાહ અલયહે વ આલેહી વ અસહાબેહી વસલ્લમને પોશીદા રખ્ખી હે, ઇસિ લીયેં યહાં કોઇ કુછ કલામ નહીં કર સકતા, એસા હકીકતે રૂહ ઇન્સાનીમેં કહા હે. ઓર બાઝે મશાયખ રહમ અલ્લાહને યેહ કહા હે. જયસા હઝરત ખ્વાજા જુનૈદ બુગદાદી સાહબ રહમઅલ્લાહ ઓર ઉનકે મુત્ત તબેઇનને ઇસિમેં કલામ હી નહીં કીયા હે. ઓર યેહ કહા કે હમ મોજુદ કે સીવા ઓર કુછ તાબીર[1] નહીં કર સકતે હેં, ઓર બાઝે લીખતે હેં કે હઝરતને બીચ અવામુનાસકે "કુલીર રૂહો મીન અમ્રે રબ્બી" ફરમાયા હે, ઓર જો કાફરૂંકા સવાલ થા, ઓર ઉનકે દિલકા જો મનસા[2] થા ઉસ મુજબ હઝરતને જવાબ દીયા થા, ઓર અપને અસહાબુંકે[3] રૂબરૂ જો કે ઇસકે અહલ[4] થે ઉનકે સામને "બ લઝે અર રૂહ હો વલ્લાહ" ફરમાયા હે; એસા તસવ્વુફકી કીતાબોંમેં લીખતે હેં. ઓર હઝરત જુનેદ રહમ અલ્લાહકી ભી યેહી બાત થી કે "હમ મોજુદકે સીવા ઓર કુછ તાબીર નહીં કર સકતે યાને લા મોજુદો ઇલ્લિલ્લાહ." ઓર હઝરત મનસુર રહમ અલ્લાહકા ઇસી મારેફતસેં "અનલ હકકા" દાવા થા. ઓર હઝરત બાયઝીદ ઇસી મારેફતસેં "સુબહાની મા આઝમો શાની" કહેતે થે. ઓર શમ્સ તબ-

૧ તાબીર = અર્થ, ખુલાસો. ૨ મનસા = આશા. ૩ અસહાબ = દોસ્ત, મિત્ર. ૪ અહલ = લાયક, પાત્ર.

રેઝીને ઇસી મારેફતસેં "કુમ્એ ઇઝની" કહા થા. શેખ ફરીદુદ્દીન અત્તારને ઇસી મારેફતસેં "મેં ખુદા હું, મેં ખુદા હું, મેં ખુદા હું," કહા થા. રૂહ બેચું વ બેચગુ વ બેશબેહ વ બેનમું હે બા અકલન વ નકલન ઓર યેહ સીફાતે ઝાતકી હે ઓર યેહ સીફાતે ઝાતસેં જુદી નહીં હોતી. અલ આકીલો તકફીયેતુલ ઇશારાહ, મગર યહ બાત ઉન લોગુંકે વાસ્તે હે કે જીનકો અલ્લાહકી ઝાત ઓર સીફાતકી ઓર ઉસકે અસમાઉંકી કુછ મારેફત હોવે, ઓર હઝરત ખમસાસેં વાકીફ હોવે, ઓર હકીકતે મહંમદીકો જાનતા હોવે, ઉન લોગુંકી યેહ બાતં હે કે વોહ આશક અલ્લાહ ઓર આરેફે બીલ્લાહ ઓર ઓર વલીયુલ્લા હેં, ઓર અંજાને ઓર જાહેલ ઓર નાવાકેફુંકે વાસ્તે કુફ્ર હે, ઓર "મન અરફા નફસહુ ફદમ અરફા રબ્બોહુ" ઇસીકા ઇશારાહ હે. ઓર "નહનો અકરબો ઇલિયહે મીન હબલીલ વરીદ," યેહી ઇશારાહ હે. ઓર ઇસ શેઅરકા ભી યેહી ઇશારાહ હે—

**શેઅર:**—હે બ ચશ્માને દિલમુબીં જુઝ દોસ્ત,
હરચે બીની બીદાંકે મઝહરે ઓસ્ત.

**નાથ** યાને માલક. **પ્રીત** યાને મહોબ્બત. **હેરી ગયા** યાને છીન લીયા. **વ્યાકુળ** યાને દિવાના. **ઓળંભો** યાને ઠપકો. **સ્વપ્ના માંહે** યાને ખ્વાબમેં, દિલમેં. **વરણાગી** યાને લાડ ઓર નાઝ. **મંદિર** યાને ઘર. **વરણાગીયા** યાને લાડલા, દુલ્હારા. **જીવડો** યાને જાન. **તલપે** યાને બેકરાર રહે. **સખી** યાને સાહેલી (પાંચ તત્વ કે પચીસ ગુણ. ઓર મનકી બ્રમણાયેં, ઓર ગોપીયેં ભી ઉસીકો કહેતે હેં) **રજની** યાને રાત. **રસિયા** યાને આશક. **વાર** યાને મદદ. **સખી** ઓર **સઈ** યાને જવારે વુજુદ, નફસ અકલ જો કરીબકે હેં, યાને ઇસીને મેરી મદદ ન કરી કે મેરા પીયુ મુજસેં ખુશ હોવે, ઓર મુજકો ઉસકા કુર્બ[1] હાંસલ હોવે, યાને મુજસેં રીયાઝત[2] ઓર ઇબા-દત ઓર તકવા કુછ ન હો સકી; ઓર સબ જવારે અકલ ઓર નફસ દુનિયાકી હવામેં[3] ગાફીલ રહે, ઓર મેં અપને મીયાંસેં દૂર રહા

---

૧ કુર્બ=પાસે પાસે જોડાવલું તે, મેળાપ. ૨ રીઆયત=સેવા. ૩ હવા=માયા.

ઓર વસ્લ[1] ન હુવા. **જ્ઞાની** યાને આરફે મારેફતવાલા, યેહ તખલ્લુસ[2] ઇસ મુસન્નફકા[3] હે, યાને ઇસિને શરાબે મહોબ્બત પીકર મીયાંકે સાથ મહોબ્બત કરી હે, સો અબ તો ચાહે ઇતિના દુઃખ સર પર પડે, ઓર ચાહે જીતની આફતેં આવેં, ઓર ચાહે તો મીયાંકી મહોબ્બતમેં ઓર ઉસકે ઇશ્કમેં જાન ભી ચલી જાવે તો ભી ઉસકી મહોબ્બત નહીં છોડનેકા, ઓર ફકીરૂંકે ઓર આશકુંકે વાસ્તે મહોબ્બતકી યેહ આઝમાયશ હે કે દુનિયામેં ઉનકો તીન ચીઝેં હોતી હેં—એક કીલ્લત, દુસરી ઝીલ્લત, તીસરી ઇલ્લિત; યાને ઉનકો દુનિયામેં તંગી ઓર તકલીફ પેસેસેં, ઓર દુનિયાકે આરામસેં રહે. ઓર ઝીલ્લત રહે લોગુંમેં કે લોગ ઉસકો ઝલીલ ઓર બુરા કહે, ગીબતેં કરે, ઓર તોહમતમેં રખ્ખેં. ઓર ઉસકે બદનમેં હમેશાં કુછ ન કુછ ઇલ્લિત યાને બિમારી રહા કરે કે બદનસેં ભી ઉસકો રાહત ન હોવે, કયું કે યેહ હુકમ ફરમાયા હે કે "અદ્ દુનિયા સીજનુલ મોમનીન વજન્નતુલ કાફરીન" યાને દુનિયા ઇમાનવાલુંકે વાસ્તે કેદખાના હે, ઓર કાફરૂંકે વાસ્તે જન્નત હે, સો યેહ ફરમાન જુઠા કીસ તરહસેં હોવે? ઓર દુનિયામેં ઉસકે દોસ્તુંકો રાહત કીસ તરહ હોવે? ઓર દુનિયાકો હઝરતને મુરદાર કહા હે, ઓર દુનિયાકે તાલીબકો[4] કુત્તા કહા હે, સો આશક અલ્લાહકે દુનિયાકે તાલીબ નહીં હેં, ઓર દુનિયાકી મહોબ્બત ઉનકે દિલુંમેં નહીં હે.

---

## ગરબી ૫.

## મોહન મોરલી વગાડી રે.[5]

(કહું એક વાતલડી—એ રાહ.)

**મોહન મોરલી વગાડી રે મારૂં મન વશ કરવા,**
**તેના શબ્દે હું જાગી રે સ્વામી સાથે ચિત ધરવા, મોહન૦ ૧**

---

૧ વસ્લ=મેળાપ. ૨ તખલ્લુસ=કવિતામાં જે નામ મુકાય છે તે નામ. ૩ મુસન્નફ=રચનાર. ૪ તાલીબ=દુનિયાની ઇચ્છા રાખનાર. ૫ આ ગરબીમાં ભક્તિશૃંગારરસ દ્વારાએ સમાધિના ધ્યાનની હકીકત જણાવી છે.

**અનહદ નાદનાં વાજાં રે વગાડીને વશ કીધી,**
**એવી રચના રચાવી રે મોહન મારૂં મન હરવા, મોહન૦ ૨**
**હું તો સાંભળી સુન થઇ રે શરીરનું ભાન તજી,**
**મેલી સખીઓની ટોળી રે જમના ગઇ જળ ભરવા, મોહન૦ ૩**
**જમનાજીને તીરે રે સામો ઉભો શ્યામળીયો,**
**હું તો હરખથી ચાલી રે લટકે લાગી ડગ ભરવા, મોહન૦ ૪**
**પહોંચી અવઘટ ઘાટે રે જોયો મારો શ્યામ હરિ,**
**જ્ઞાની હરખથી દોડ્યા રે ચરણ પર શિર ધરવા, મોહન૦ ૫**

**વિવેચનઃ—મોહન** યાને આશક, પ્યારા. **મોરલી** યાને સદાએ સરમદકી, જીસકો હિન્દુ અનહદ નાદ કહેતે હેં. **શબ્દ** યાને આવાઝ. **સ્વામી** યાને મીયાં. **ચિત્ત** યાને સુરત, ધ્યાન, ખ્યાલ, તસવ્વર. **અનહદ નાદ** યાને આવાઝ સદાએ સરમદકી. **વશ કીધી** યાને મુતી કર લી. **રચના** યાને ઝીનત, મુસવ્વરી. **મોહન** યાને મોહીબ. **મન હરવા** યાને દિલ લેનેકે વાસ્તે. **સુન થઈ** યાને બેહોશ હુઈ. **શરીર** યાને બદન. **ભાન** યાને અકલ, સુરત, હોશ. **સખીઓ** યાને હમનશીન, મુરાદ તમામ ખ્યાલ, ઓર વસવસે, ઓર તમામ ખવાસ, અનાસરકે[1] યાને પાંચ ખવાસ આતશકે, પાંચ બાદકે[2] પાંચ આબકે, પાંચ ખાકકે[3] ઓર પાંચ આકાશકે યાને ખાલીકે, યેહ પાંચ તત્વ યાને પાંચ અનાસરકે પચીસ ગુન હેં, યાને પચીસ ખવાસ હેં, યાને તમામ તહવ્વમાત[4] જો સંગ થે વોહ સબ છુટ ગયે.

**ટોળી** યાને સબકા મજમા. **જમના** યાને નદીકા નામ હે, મુરાદ વુજુદમેં તીન રગેં—ઇડા પિંગલા ઓર સુખમણાકી જડ—કઝેબમેં[5] હેં, ઓર ટોચ ઉસકી સરકે બીચ તાલુંમેં હેં, જહાં એક સુરાખ[6] હે, જીસકો જોગી લોગ દસ્વાં દ્વાર કહેતે હેં, ઓર ઇડા પિંગલા સુખમણાકે દોનું બાઝુ ઉસકી દો શાખેં હેં, ઓર ઇડા પિંગલામેં સાંસ આતા હે તો નાદકે દોનું નથનુંમેં ડાબે જમને દમ આતા હે, ઓર

૧ અનાસર = પંચભૂત. ૨ બાદ = વાયુ. ૩ ખાક = પૃથ્વી. ૪ તહવ્વમાત = વ્હેમ. ૫ કઝેબ = ઇંદ્રિ, લિંગ. ૬ સુરાખ = છીદ્ર, કાણું.

સુખમણામેં દમ આતા હે તો દોનું નથનું કે દરમ્યાન મખરી આતા હે. ઓર વસવસે ઇનસાનકે બંદ હો જાતે હેં, ઓર આદમી સુન હો જાતા હે, ઓર મહવીયત[1] હાંસીલ હોતી હે, ખુદી મીટ જાતી હે. યહાં સબ બાતેં ઇશારેહસેં મુખ્તસર લીખી જાતી હે. ભજન ઓર પદમેં ઓર દિબાચેમેં યેહ સબ બાતોંકા તુલોતવીલ બ્યાન કીયા હે.

**જળ** યાને પાની. **તીર** યાને ઘાટ, આરા. **શ્યામળીયા** યાને મુરાદ ઝાતે બારી. **હરખ** યાને શૌક. **લટકે** યાને અદાકે સાથ. **ડગ** યાને કદમ. **અવઘટ ઘાટ** યાને નિહાયત મુશ્કીલ જગા, લા મકાં, બેઠિકાના. **શ્યામ હરિ** યાને ખુદા. **જ્ઞાની** યાને મુસવ્વફકા તખલ્લુસ હે. **ચરણ** યાને પાઉં, પગ. **શિર** યાને સર, માથું. યેહ કલામ મુરાકબેકા હે યાને મુરાકબા કરકે ખાલી જગામેં જહાં કુછ શોરસાર ન હોવે વહાં વસવસે બંદ કરકે તસવ્વર[2] કિમ્મુદ દિમાગમેં સદાએ સરમદકા કરકે ચુપકા હો બેઠે, મગર દોનું કાનુંકો રૂઇસેં ખુબ બંદ કરે, ઓર મુરાકબા કરે તો દિમાગમેં તરહ તરહકી આવાઝ આયગી, ઓર વોહ આવાઝ રોઝ બ રોઝ બઢતી જાયગી. એ મુરાકબા હઝરત મેહબુબ સલલ્લાહો અલયહે વસલ્લમને ગારે[3] હેરામેં[4] કીયા હે; ઓર હઝરત ગવસલ આઝમ સાહબ કદસલ્લાહો સિર હુલ અઝીઝને બી કીયા હે, ઓર બહોત બુઝર્ગોને યેહ અમલ કીયા હે, ઇસમેં હાતફ[5] બી હોતા હે, ઓર કામીલ ઓર વાસીલે હક[6] બી ઇસ અમલસેં હોતા હે. યેહ મુરાકબેકા નામ સુલતાનુલ અઝકાર હે.

---

## ગરબી ૬.

## પાલવ શિદ ઝાલો રે ?[7]

( કહું એક વાતલડી—એ રાહ. )

**જાઓ જાઓને પાતળીયાજી પાલવ શિદ ઝાલો રે ?**
**રોકી રાખો છો પારકી નાર એવી તારી આળો[8] રે, જાઓ૦ ૧**

---

૧ મહવીયત = સુન, મહાસુન. ૨ તસવ્વર = સુરતી. ૩ ગાર = ગુફા. ૪ હેરા = એ નામનો પર્વત. ૫ હાતફ = આકાશ વાણી. ૬ વાસીલે હક = પરમેશ્વરથી મળવું તે. ૭ ભક્તિશૃંગારરસની આ ગરબી છે. ૮ આળો = ટેવ.

મુકો મુકોને મોહનલાલ પાલવ મારો મુકો રે,
અમથી અળગા રહો મહારાજ પરે[1] થઈ ચાલો રે, જાઓ૦ ૨
સાચી વાત કહું છું હું સુરત શિદ ચુકયા રે?
હૈડું હાથ રાખો મહારાજ ન કરો એવો ચાળો[2] રે, જાઓ૦ ૩
જુઠા સમ શિદ દો અમને વાતો નહીં સારી રે,
એવાં વેણુ ન વદો[3] વ્હાલા બોલો છો કાલો[4] રે, જાઓ૦ ૪
સાચાં છે દાસ જ્ઞાનીનાં વેણુ સાંભળજો સ્વામી રે,
બીજો કોઈ નથી મન માંહ તમારાથી વ્હાલો રે, જાઓ૦ ૫

## ગરબી ૭.

### મને શિદ મારી રે?[5]

( કહું એક વાતલડી—એ રાહ. )

વ્હાલા પ્રેમ કટારી[6] રે મને શિદ મારી રે?
લાગી લાગી છે હૈડાના માંહ ઘાયલ થઈ નારી રે, વ્હાલા૦ ૧
તેનું દુઃખ ખરે છે અપાર મને બહુ સાલે રે,
વ્હાલો મારો નથી મારી પાસ, હું કન્યા કુંવારી રે, વ્હાલા૦ ૨
વ્હાલા વિના તે રાત ન જાય હું રોઈ રોઈ થાકી રે,
છાતી ફાટે છે વ્હાલા વિના છે રજની[7] અંધારી રે, વ્હાલા૦ ૩
મને મંદિર ખાવાને ધાય સેજે બળે અગ્નિ રે,
મારી સુરત છે સ્વામીની પાસ આવો ગિરધારી રે, વ્હાલા૦ ૪
અતિ દુઃખ ન દો અમને દયાવંત આવો રે,
શા માટે શ્યામળીયાજી જ્ઞાનીને વિસારી રે? વ્હાલા૦ ૫

---

૧ પરે=દૂર. ૨ ચાળો=અટપલું. ૩ વદો=બોલો. ૪ કાલો (કાલું)=પ્રિય, મધુર, વ્હાલું લાગે એવું. ૫ આ ગરબી ભક્તિશૃંગારરસની છે. વિયોગી પ્રેમીના ઉદ્ગાર છે. ૬ પ્રેમ કટારી=પ્રેમરૂપી કટારી, કટાર વાગવાથી જેમ શરીર ઘાયલ થઈ પીડાય છે તેમ પ્રેમદૃષ્ટિ હૃદયને ઘાયલ કરી આકુળ વ્યાકુળ કરે છે, અને દુનિયાનું ભાન ભુલાવે છે. ૭ રજની=રાત્રિ, રાત.

## ગરબી ૮.

### મંદિરીયાં સુનાં રે.[1]

( કહું એક વાતલડી—એ રાહ. )

મ્હોલે આવોને મોહનલાલ મંદિરિયાં સુનાં રે,
સેજે અગ્નિ બળે મહારાજ કાળજડાં ઉનાં રે, મ્હોલે૦ ૧
શા માટે રીસાણુા રે સાચું બોલો શ્યામળીયા ?
શું હું ગમતી નથી તમને હવે મળવું ના રે ? મ્હોલે૦ ૨
આવો તો ચરણુ ચાકર થઈ સેજલડી સમારૂં રે,
લવીંગ સોપારી ને પાન લાવું કાથા ચુના રે, મ્હોલે૦ ૩
રાત્રિ જાગું કરૂં રોશની પ્રસાદો વહેચું રે,
ઉભી રહું જોડીને હાથ આગળ હું પ્રભુના રે, મ્હોલે૦ ૪
અરજ સાંભળો જ્ઞાની છે સ્વામી તારી દાસી રે,
મને દર્શન દોને તમે શ્યામળીયા સલુણા રે, મ્હોલે૦ ૫

## ગરબી ૯.

### મન મારૂં મોહ્યું રે.[2]

( ઘણું જીવો આરાસુરીરાય રે અંબિકા દેવી રે—એ રાહ. )

મોહ્યું મોહ્યું મોહનના સાથ રે મન મારૂં મોહ્યું રે,
મેં તો કામ કાજ ને સંસાર સર્વે ખોયું રે, મોહ્યું૦ ૧
મેં તો મુકયો સાહેલીઓનો[3] સાથ રે ઘરબાર મુકયું રે,
મેં તો જગજીવનના[4] સાથ ચિતડું પરોવ્યું રે, મોહ્યું૦ ૨
હું તો શુધ બુધ સર્વે ખોઇને વ્યાકુળ થઈ રે,
મેં તો જગજીવનનું રૂપ જ્યારથી જોયું રે, મોહ્યું૦ ૩

૧ આ ગરબી ભક્તિશૃંગારરસની છે, વિયોગી પ્રેમીના ઉદ્ગાર છે. ૨ આ ગરબીમાં ભક્તિશૃંગારરસ દ્વારાએ સમાધિની સુન સ્થિતિ સમજાવી છે. ૩ સાહેલીઓ = મનની ભ્રમણાઓ અને ઇંદ્રિયોની વાસનારૂપ સાહેલીઓ. ૪ જગજીવન = બ્રહ્મ.

આવો આવોને વિઠ્ઠલરાય રે મારા મ્હોલે આવો રે,
મારૂં મનડું હરીને મહારાજ લોકમાં વગોવ્યું રે, મોહ્યું૦ ૪
દાસ **જ્ઞાની**ના સ્વામીનાથ રે ઘણું શું કહીએ રે ?
રોઈ રોઈને મુખ મહારાજ આંસુએ ધોયું રે, મોહ્યું૦ ૫

## ગરબી ૧૦.

### આપણે સુખ માણીએ જો.[1]

( ઓધવનંદનો છોરો તે—એ રાહ. )

હરિ આવોને આપણે સુખ માણીએ જો,
વાતો પ્રેમની તે આપણે જાણીએ જો, હરિ૦ ૧
હાથ હાર[2] કરી ગળા વચે નાખીએ જો,
આપણે પ્રેમ નેત્રો[3] સામસામી તાણીએ જો, હરિ૦ ૨
મને કામ કાજ કશું હવે ના ગમે જો,
મને વ્યાકુળ કીધી જે પિયુ પ્રાણીએ જો, હરિ૦ ૩
મારા હરિનું તે સ્વરૂપ શું અપાર છે જો !
અમે કોઈને તે શિદને વખાણીએ જો ? હરિ૦ ૪
દાસ **જ્ઞાની**ના હૃદયમાં હરિ વસે જો,
નહીં જાણીયું તે કોઈ અજાણીએ જો, હરિ૦ ૫

## ભજન ૧૧.

### શા માટે રીસાયા મારા કંથજી ?[4]

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાહ. )

શા માટે રીસાયા મારા કંથજી ? ટેક.
પડવે મુજથી પિયુડે લીધાં રૂસણાં,

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે. ૨ હાથ હાર=બે હાથની બાથ રૂપી હાર. ૩ નેત્રો=આંખ, નજર, દૃષ્ટિ. ૪ ભક્તિશૃંગારરસની તિથિઓ છે.

હવે તે હમથી ઘરમાં કેમ રહેવાય જો ?
આંસુડાં ચાલે રે મારી આંખમાં,
પિયુ વિના મને મંદિર ખાવા ધાય જો, શા માટે૦ ૧
બીજે મુજને બહુ દુઃખમાં નાખી ગયા,
રાત્રે રોવું દહાડે થાય ઉચાટ જો,
અન્ન પાણી મેં મુકયું મારા વાલમા,
બેઠી જોઉં ચાર દીશા તમ વાટ જો, શા માટે૦ ૨
ત્રિજે હમને તાણીને તરછોડીયાં,
હવે તો એનો શું કરીએ ઉપાય જો ?
કૂવામાં કાપી રે રાશો[1] શ્યામળા,
એવો ગજબ તો ગરીબ ઉપર નવ થાય જો, શા માટે૦ ૩
ચોથે તે ચિંતા ઘણી મારા ચિત્તમાં,
રોઇ રોઇને કયમ જાશે મારી રાત જો ?
દહાડે તો ઉઠે રે દુઃખના ડુંગરા,
કોના આગળ કહીએ દુઃખની વાત જો ? શા માટે૦ ૪
પાંચમે પિયુના કારણ હું ઘેલી થઈ,
ગામમાં મુજને જંપ[2] ઘડી નવ થાય જો,
સખીઓમાં બેશીને હવે હું શું કરૂં ?
પિયુ વિના એળે જન્મારો જાય જો, શા માટે૦ ૫
છઠ્ઠે છુટે કેશે વનમાં હું ગઇ,
ઘર મુકયું ને મુકયો સખીનો સાથ જો,
સાહેલીઓ સહુ કહે સખી ઘેલી થઇ,
ભાન ભુલી ને હૈયું નથી મુજ હાથ જો, શા માટે૦ ૬

---

૧ કૂવામાં કાપી રે રાશો=કૂવામાંથી કાઢવા મને દોરડાં બાંધી ખેંવા લાગ્યા અને પાછા તમે અધવચમાં તે દોરડાં કાપી નાખ્યાં, હવે મારી શી દશા ? એ મતલબ છે. ૨ જંપ=શાંતિ, કળ.

સાતમે શુદ્ધિ[1] ગઇ શ્યામળીયા કારણે,
એકલી વનમાં ભટકું ઠામે ઠામ જો,
વ્હાલાજી આવો તો જાઉં વારણે,[2]
હાથ જોડીને કહું છું મારા શ્યામ જો, શા માટે૦ ૭
આઠમે અબળા નારી વનમાં આથડે,
રેત ઉડે કાંઇ લાગે અદકો તાપ જો,
કાંટા ને કચરામાં વિપત્તિ[3] પડે,
ભોગ થયા કાંઇ પૂરણ જાગ્યાં પાપ જો, શા માટે૦ ૮
નુંમે મારા નાથ ઘણું શું કીજીએ ?
મ્હેર કરીને આવો અમારી પાસ જો,
એકલડી દાસીને દુઃખ નવ દીજીએ,
આવો હવે બે આપણ રમીએ રાસ જો, શા માટે૦ ૯
દશમે દહાડા જાય ઘણા રે દોહલા[4],
પિયુ વિના મુજ નિકળી જાશે પ્રાણ જો,
દેહ તો દાઝીને થઈ ગઈ છે કોયલા,
એવો દગો ના દઈએ ચતુર સુજાણ જો, શા માટે૦ ૧૦
એકાદશીએ અલબેલા હું શું કહું ?
તમ દાસીને શું બાળો છો શ્યામ જો ?
રાતો ને દહાડા રે દુઃખમાં હું રહું,
ઘડી નથી હે નાથ મને વિશ્રામ જો, શા માટે૦ ૧૧
બારસે બાળાવેશ મને મેલી ગયા,
અહીં નથી મુજ પરદેશણનું કોઇ જો,
મુજ ઉપર તે રાખે કોણ હવે મયા ?
હું તો રહી છું વ્હાલા તુજને મોહી જો, શા માટે૦ ૧૨

૧ શુદ્ધિ ગઈ=હુંપણું નાશ પામ્યું. ૨ વારણે=વારી, બલિહારી.
૩ વિપત્તિ=આપદા, દુઃખ. ૪ દોહલા=કઠણ, દુઃખદાયક.

તેરશે તારા કાજે હું ત્યાગી થઇ,
ઘર તજીને મેં મુકયો સૌ સંસાર જો,
મોહનજી તમને રે હું મોહી રહી,
હું તારી દાસી ને તું મુજ ભરથાર જો, શા મા૦ ૧૩
ચૌદશે ચતુરાઈ કરી રે મેં ઘણી,
ન્હાઈ ધોઇને શણગાર સજીયા સોળ જો,
કૃપા કરીને સેજે આવો રે ધણી,
ગળે વળગીને બોલો મીઠડા બોલ જો, શા મા૦ ૧૪
પુનમે તો પુન્યદાન કીધું મેં ઘણું,
ન્હાઈ ધોઇને નિત્ય લીધું હરિનામ જો,
કામકાજ સૌ મુકયું રે સંસારનું,
ત્યારે હરિ મેં જોયા ઠામો ઠામ જો, શા મા૦ ૧૫
પંદર તિથિઓ ગાઇને પૂરી કરી,
સંવત ઓગણીસો છવ્વીસની સાલ જો,
જેઠ વદી ચોથે રે બેશી બે ઘડી,
**જ્ઞાની** થઇને કહું છું મારા લાલ જો, શા મા૦ ૧૬

---

## ગરબી ૧૨.

### મારા મ્હોલે પધારો વાલમા.[1]

( પ્રેમની પ્રેમની પ્રેમની રે—એ રાહ. )

વાલમા વાલમા વાલમા રે મારા મ્હોલે પધારો વાલમા,
ઘણો લટકો કરો છો ચાલમાં રે, મારા મ્હોલે૦ ટેક.
પહેલી તે વાર વ્હાલા પ્રીતિ કરીને,
નાખી ગયા છો જંજાળમાં રે, મારા મ્હોલે૦ ૧

---

૧ આ ગરબી ભક્તિશૃંગારરસની છે, વિયોગી પ્રેમીના ઉદ્દગાર છે.

મ્હોલે આવો તો વ્હાલા તમને વધાવું,
મોતી ભરીને થાળમાં રે, મારા મ્હોલે૦ ૨
પ્રેમની પીડા તે વ્હાલા કોને રે કહીએ?
સમાઈ રહી છું ખાલમાં રે, મારા મ્હોલે૦ ૩
પિયુજીથી પ્રેમરસ પીધો છે જ્ઞાની,
મસ્ત થઈ રહી છું હાલમાં રે, મારા મ્હોલે૦ ૪

---

## ગરબી ૧૩.

### વાટો જોઉં છું તમારી.[૧]

(પ્રેમની પ્રેમની પ્રેમની રે—એ રાહ.)

વાટો જોઉં છું તમારી, મોહન વ્હાલા, વાટો જોઉં છું તમારી,
તમે આવો તો જાઉં હું વારી, મોહન વ્હાલા૦ ટેક.
મારા મંદિરીએ આવો અલબેલડા;
મને દર્શન દોને દાડી દાડી, મોહન વ્હાલા૦ ૧
રાત રે ઉઠીને હું તો રૂદન કરૂં છું,
સુના મંદિરમાં એકલી નારી, મોહન વ્હાલા૦ ૨
દયા કરીને મને દર્શન દોને,
ઉભી અરજ કરૂં છું બિચારી, મોહન વ્હાલા૦ ૩
મારા ગરીબ પર મહેર કરીને,
મારા સ્વપ્નામાં આવો એક વારી, મોહન વ્હાલા૦ ૪
તમને જોવાને મારો જીવ ઘણો તલપે,
મારા કાળજામાં લાગી કટારી, મોહન વ્હાલા૦ ૫
જળ વિના મીન જેમ ખાય છે પછાડીઓ,
તેમ તમ વિના દાઝે દેહ મારી, મોહન વ્હાલા૦ ૬

---

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે, વિયોગી પ્રેમીના દુઃખના ઉદ્ગાર છે.

કોના સંગાથે હવે કહાવું સંદેશો ?
કોઈ મળતું નથી ઉપકારી, મોહન વ્હાલા૦ ૭
મારૂં ગુજર હવે નથી દરબારમાં,
મને ગરીબને શિદને વિસારી ? મોહન વ્હાલા૦ ૮
કીરપા કરીને આવો મારા મંદિરીએ,
મને બળતી રાખશો ઉગારી, મોહન વ્હાલા૦ ૯
દાસ **જ્ઞાની**ના પર દયા રે કરીને,
મને દર્શન દોને જાઉં વારી, મોહન વ્હાલા૦ ૧૦

---

## ગરબી ૧૪.

### આવો તો જાઉં હું વારી.[1]

(પ્રેમની પ્રેમની પ્રેમની રે—એ રાહ.)

આવો તો જાઉં હું વારી, મોહન તમે, આવો૦ ટેક.
ચરણે તમારા વ્હાલા શીષ નમાવું,
મુખડા પર જાઉં બલીહારી, મોહન તમે૦ ૧
તમે આવો તો વ્હાલા પ્રેમ રસ પીજીએ,
પ્રેમના તમે અધિકારી, મોહન તમે૦ ૨
પ્રેમનું તે ધામ મને પ્યારૂં લાગે છે,
ત્યાં છે તમારી સ્વારી, મોહન તમે૦ ૩
તમારા ઉપર મને પ્રેમ ઘણો છે,
શું જાણે તે દુનિયા નઠારી ! મોહન તમે૦ ૪
પ્રેમની તે લ્હેર મને ઉઠે છે ઉરમાં,
આનંદ થયો છે બહુ ભારી, મોહન તમે૦ ૫
પ્રેમ નગરનો વાસી આ **જ્ઞાની**,
પ્રેમની ઈચ્છા છે મન ધારી, મોહન તમે૦ ૬

---

૧ ભક્તિશૃંગારરસની ગરબા છે.

# ગરબી ૧૫.

## મારી છે પ્રેમની કટારી.[1]

(પ્રેમની પ્રેમની પ્રેમની રે—એ રાહ.)

મારી છે પ્રેમની કટારી, મોહન મને, મારી છે૦
કાળજામાં લાગી છે કારી, મોહન મને૦ ટેક.
પ્રેમનાં તે બાણુ તમે માર્યાં છે વાલમા,
વીંધી પાંસળીઓ અમારી, મોહન મને૦ ૧
પ્રેમનો તે રસ પાઈ વ્યાકુળ કીધી,
ખોઈ છે શુધ બુધ મારી, મોહન મને૦ ૨
તમારા વિના મને ઘડી નથી ગમતું,
મનમાં છે યાદી તમારી, મોહન મને૦ ૩
તાણીને મને વ્હાલા શિદ તરછોડી ?
મેલી રઝળતી નઠારી, મોહન મને૦ ૪
ગરીબ અનાથ છું દાસી તમારી,
મુજને તે શિદને વિસારી ? મોહન મને૦ ૫
મારા મંદિર હરિ શિદ નથી આવતા ?
વાટો જોઉં છું રાત સારી,[2] મોહન મને૦ ૬
દયા રે કરીને મારા મ્હોલે રે પધારો,
દર્શન દોને એક વારી, મોહન મને૦ ૭
જ્ઞાનીને દયા કરી દર્શન દેજો,
દીન દયાળ છો દાતારી, મોહન મને૦ ૮

---

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે. ઘાયલ પ્રેમીના વિયોગદુઃખના ઉદ્ગાર છે; જેમ કટાર શરીરને ઘાયલ કરી દુઃખ આપે છે તેમ પ્રેમકટારી હૃદયને ઘાયલ કરી બેશુદ્ધ કરે છે. ૨ સારી=આખી.

## ગરબી ૧૬.

## લાગી છે પ્રીતડી તમારી નબીજી.[1]

(પ્રેમની પ્રેમની પ્રેમની રે—એ રાહ.)

લાગી છે પ્રીતડી તમારી, નબીજી મને, લાગી છે૦
તમો ઉપર જાઉં વારી, નબીજી૦ ટેક.
નામ છે તમારૂં વ્હાલા નબી રે મહંમદ,
અગમથી આવ્યા અવતારી, નબીજી૦ ૧
આદ[2] તો બ્રહ્મ રૂપ તમે હતા વાલમા,
અંત મુક્તિના થયા અધિકારી, નબીજી૦ ૨
દિન[3] છે તમારો વ્હાલા સર્વેથી સાચો,
તેની શું ઉપમા અપારી! નબીજી૦ ૩
તેના તે ગુણ કોઈ જ્ઞાની રે જાણે,
જાણે શું મૂરખ અનાડી? નબીજી૦ ૪
લોભ મોહ કામ[4] ક્રોધ કર્મને હણવા,
રાખો છો ખડગ દો ધારી, નબીજી૦ ૫
ત્રેસઠ વરસમાં અન્ન સવા મણ ખાધું,
ઉંઘ ને અહાર નાખ્યો કાઢી, નબીજી૦ ૬

---

૧ આ ગરબીમાં હઝરત મહંમદ પેગમ્બરની સ્તુતિ કરવામાં આવી છે. નબીજી એ મહંમદ પેગમ્બરનું નામ છે. આ અને આ પછીની ગરબી ઉપરથી વાચક વર્ગને મહંમદ પેગમ્બર કોણ હતા, કેવા હતા, ક્યારે થયા તે જાણવાની સ્વાભાવિક રીતે ઉત્કંઠા થાય તે માટે આ ગરબીની નીચે મહંમદ પેગમ્બરના જીવનનો ટુંક હેવાલ આપવામાં આવ્યો છે તે વાંચવાથી ખ્યાલ આવશે. એ ટુંક હેવાલની હકીકત પીરજાદા મોટામીયાં કયામુદ્દીન મીયાંકૃત "હઝરત મોહમ્મદ પેગમ્બર સલ્અમનું જીવન વૃત્તાંત" એ પુસ્તક ઉપરથી લેવામાં આવી છે. ૨ આદ=પ્રથમ. ૩ દિન=ધર્મ. ૪ કામ=સ્ત્રી મેળવવાની ઈચ્છાનો જુસ્સો, ઈશ્ક મીજાઝી, શેહવત.

**તપ જપ પુન્ય દાન ધ્યાન માંહે રહેતા,**
**મહા દયાવંત છો બલિહારી, નબીજી० ૭**
**તમારા જેવો કોઈ થયો નહીં થાશે,**
**તમે સર્વના છો ઉપકારી, નબીજી० ૮**
**જ્ઞાની તો નિશ્ચે છે દાસ તમારો,**
**મને દેખાડો સુરત પ્યારી, નબીજી० ૯**

**મહંમદ પેગમ્બરના જીવનનો હેવાલઃ**—આ સ્થળે હઝરત મહંમદ પેગમ્બરની ઓળખાણ કરાવાની જરૂર જણાયાથી નીચે પ્રમાણે ટુંકામાં તેમનું જીવનચરિત્ર લખવામાં આવ્યું છેઃ—

મહાન હઝરત મહંમદ પેગમ્બરનો જન્મ ઇસ્વી સન ૫૭૦ ના ઑગસ્ટ માસની ૨૯ મી તારીખ ને સોમવારે (મુસલમાની રબી-ઉલ-અવ્વલ મહીનાની ૧૨ મી તારીખે) પ્રાતઃકાળે મક્કા શહેરમાં થયો હતો, તેમના પિતાનું નામ હઝરત અબદુલ્લાહ અને માતાનું નામ આમિના હતું. પુત્રના જન્મ પહેલાં પિતા હઝરત અબદુલ્લાહ ૨૫ વર્ષની યુવાન વયમાં મરણ પામ્યા હતા, તેથી આ મહાન પ્રતાપી પુત્રનું મુખ જોવા તે ભાગ્યશાળી થયા નહોતા. આ પુત્રનું નામ મહંમદ પાડવામાં આવ્યું. તેનો અર્થ વખણાયેલો, પ્રતાપી, તેજસ્વી એવો થાય છે. રણ અને જંગલમાં રહેવાથી બુદ્ધિ અને તંદુરસ્તીમાં સારો સુધારો થાય છે એવી તે વખતની માન્યતા હોવાથી હઝરત મહંમદને બચ-પણમાં માતાથી વિખુટા પાડી હમીલા દાઇને સોંપવામાં આવ્યા; તે એક પર્વતની તળેટીમાં રહેતી હતી, ત્યાં તે ત્રણ વરસના થયા, પછી તેમને પાછા મક્કે તેમની મા પાસે લાવ્યા. તે ૬ વરસના થયા એ-ટલે તેમની મા પોતાના સગાના ઘેરે પુત્રને લઈ યસરબ (મદીના) ગયાં. આ વખતે આમિનાને પોતાના સ્વામીનું અત્યંત સ્મરણ થવા લાગ્યું અને વિરહવેદનાથી શરીર શિથિલ બની ગયું; એક મહીને ત્યાંથી પાછાં મક્કે જવા નીકળ્યાં. અધવચમાં તેમનું શરીર વધારે બગડ્યું અને પુત્રની સામું જોઈ આંસુ નાખતાં મરણ પામ્યાં. રસ્તામાં

કબરમાં સુવાડી દાસી તે બાળપુત્ર હઝરત મહંમદને મક્કે લઈ આવી. આ વખતે તેમના દાદા હઝરત અબદુલ મુત્તબિલ જીવતા હતા તેમને હઝરત મહંમદને સોંપ્યા. ગરીબ અવસ્થાના લીધે ગુજરાનનું પણ પૂરતું સાધન નહોતું. મા મરી જવાથી હઝરત મહંમદ શોકમાં રહેતા. દાદા મક્કામાં યાત્રાળુઓને સીધું સામાન આપવાનું અને પવિત્ર ઝમઝમના કુવાનું પાણી આપવાનું કામ કરતા હોવાથી તેમને ઘણીવાર કાબામાં જવું પડતું હતું તેથી તેમની સાથે હઝરત મહંમદ પણ જતા. કમનસીબે દાદાની તબીઅત પણ વૃદ્ધાવસ્થાથી નરમ થઈ તેથી તેમણે પોતાના પુત્ર હઝરત અબુતાલીબને બોલાવી હઝરત મહંમદને સોંપ્યા. દાદા ઇસ્વીસન ૫૭૯ માં દેવગત થયા, તેથી આ પ્રતાપી પુત્ર કાકાની પાસે મોટા થવા લાગ્યા. તે જંગલોમાં ઢોર ચરાવતા; જંગલમાં કુદરતની લીલાનું અવલોકન કરી મોટા વિચારો બાંધતા અને મક્કાના તે વખતના જંગલી રિવાજો તરફ તિરસ્કારની દૃષ્ટિથી જોતા.

તેમના કાકા વ્યાપારાર્થે શામ દેશ તરફ હઝરત મહમદને સાથે લઈ ઉપડયા. રસ્તામાં બસરા શહેરમાં બહીરા નામના કોઈ શાસ્ત્રી મળ્યા, તે હઝરત મહંમદને જોઈ તેમના કાકાને કહેવા લાગ્યા "શાસ્ત્રમાં પેગમ્બરની જે નિશાનીઓ બતાવી છે તે આ પુત્રમાં છે, તેની સંભાળ રાખજો, તેને શામ લઈ જશો તો યહુદીઓ હેરાન કરશે." આ સાંભળી કાકા સાનંદાશ્ચર્ય પામ્યા અને માલ વેચી મારી પાછા મક્કે ગયા. મક્કામાં હઝરત મહંમદ કાકાની સાથે વેપારમાં જોડાયા, અને લોકોમાં પ્રમાણિકપણાની એવી છાપ પાડી કે લોકો તેમને અલ–અમીન (ઇમાનદાર) કહી બોલાવવા લાગ્યા. આ વખતે તેમની ઉમર પચીસ વર્ષની હતી. આવા તેમના ગુણથી લોભાઈ ખદીજા નામની એક પૈસાદાર વિધવા કે જેનો મોટો વેપાર ચાલતો હતો તેણે હઝરત મહંમદને કારભારી તરીકે નીમ્યા. વ્યાપારાર્થે હઝરત મહંમદ ખદીજાનો મેસરા નામનો ગુલામ સાથે રાખી માલ લઈ શામ તરફ ઉપડયા. રસ્તામાં બસરા ગામમાં બહીરા શાસ્ત્રીના મઠમાં મુકામ કર્યો, ત્યાં નસુર નામનો સાધુ હતો તેણે આ મહાન પુરૂષને શામના મુલકમાં નહી લઈ જવા ગુલામને સૂચના કરી તેથી તેઓ

તમામ માલ ત્યાં વેચી નાખી સારો નફો મેળવી પાછા વળ્યા. સારા પૈસા મેળવી ઘેર આવેલા જોઈ ખદીજા તેમના ઉપર ઘણીજ ખુશ થઈ, મેસરા ગુલામે પણ તેમના ગુણોની ઘણીજ તારીફ કરી, આથી ખદીજા તેમના તરફ પ્રેમની લાગણીથી જોવા લાગી અને તેમની સાથે લગ્ન કરવાનો સંકલ્પ કર્યો. કોઈ સ્રીદ્વારાએ તે ઇરાદો હઝરત મહંમદ આગળ જાહેર થતાં તેમણે કાકાની આજ્ઞા મેળવી ખદીજા સાથે લગ્ન કર્યું. આ વખતે ખદીજા હઝરત કરતાં ૧૫ વરસે મોટાં હતાં. બીબી ખદીજાને કાસમ અને ઇબ્રાહીમ નામના બે પુત્રો અને ઝેનબ, રૂકૈયા, ઉમ્મકુલસુમ અને ફાતમા નામની ચાર પુત્રીઓ થઈ, આમાંથી ફક્ત બીબી ફાતમા જીવ્યાં જેમનું લગ્ન ચોથા ખલીફા હઝરતઅલી સાથે થયું હતું.

આ મહાન હઝરત મહંમદ મુસાફરી દરમીઆન લોકોમાં ચાલતા ખોટા રિવાજ અને વહેમો દૂર કરવા પ્રયત્ન કરતા. મક્કામાં ગેરવ્યવસ્થા અને જુલમ ચાલતો હોવાથી હઝરતને ઘણો ખેદ થતો હતો. ઈસ્વીસન ૫૯૫ માં આગેવાનોને બોલાવી નિરાધાર લોકોને અને સ્રીઓને જુલમમાંથી બચાવવા અને જુલમી લોકોને શિક્ષા કરવા પ્રતિજ્ઞા લેવરાવી. આ પ્રમાણે પ્રતિજ્ઞા લેનાર મંડળી ઇસ્લામના ઇતિહાસમાં હલફુલ-ફુદુલ નામથી ઓળખાય છે.

ઇસ્વીસન ૬૦૫ માં મક્કામાં કાબાની દુરસ્તી ચાલતી હતી તે વખતે હજ્રે અસવદ (કાળો પથર)ને મૂળ જગ્યાએ સ્થાપન કરવાના હક સંબંધી વિરોધ ચાલતો હતો. હઝરત મહંમદે લોકોને સમજાવી પોતાના હાથે મૂળ જગ્યાએ તેની સ્થાપના કરી બધાને શાંત કર્યા અને કુસંપને દૂર કર્યો. આ અરસામાં મક્કામાં ભારે દુકાળ ચાલતો હતો, તેમાં તેમણે ગરીબોને ઘણીજ મદદ કરી. ગુલામગીરી, ક્રૂરતા, સ્રી જાતી ઉપર જુલમ વીગેરે એવા ત્રાસો નજરે પડવાથી અને ખાસ કરી કાબા આગળ સ્રીપુરૂષો નાગાં નાગાં નાચતાં હોવાથી, લોકો કાબા આગળ બનાવેલી મૂર્તિઓને પૂજતા હોવાથી અને મૂર્તિઓ આગળ છોકરાંના ભોગ આપતા હોવાથી હઝરતને ઘણું લાગી આવતું તેથી આવા ખોટા વહેમો અને માનતાઓ દૂર કરવા લોકોને

ઉપદેશ કરતા; તે ઘણી વખત જંગલમાં એકાંત ગુફાઓમાં ચાલ્યા જતા અને લાંબા વખત સુધી ખાધા પીધા વગર ખુદાની બંદગીમાં પડી રહેતા. તે ઘણો વખત ફળ અને ખજુરના આહાર ઉપર રહેતા હતા. બદમાસો તેમને ત્રાસ આપતા, ગાળો બોલતા અને પથરા મારતા. આ વખતે તેમની ઉમર ૩૬ વર્ષની હતી. આ સમયમાં તે-મને પેગમ્બરની નિશાનીઓ પ્રથમ તો સ્વપ્નમાં જણાવા લાગી, પણ પાછળથી પ્રત્યક્ષ વહી ( ખુદાનો સંદેશો ) શરૂ થવા માંડી.

કોહે હીરા પર્વતની ગુફામાં "તું માણસ છે, તું ખુદાતાલાનો પેગમ્બર છે" એવા ગેબી અવાજો થવા લાગ્યા. શબે–કદ્રની રાત્રે ( રમઝાન માસની ૨૭ મી રાત ) આ મહાન હઝરત ધ્યાનમાં તલ્લીન થયેલા હતા તે વખતે "વાંચ" એવો બે વખત અવાજ થયો પણ તે કાંઈ બોલ્યા નહીં. ત્રીજી વખત "વાંચ" એવો અવાજ થતાં તે બોલ્યા "મને વાંચતાં આવડતું નથી." ત્યારે જવાબ મળ્યો કે "જે સાહેબે આ સર્વે ચીજો બનાવી છે તે સાહેબનું નામ લઈ વાંચ." આ શબ્દોથી તેમનું મન નિર્મળ પ્રકાશથી ભરપૂર થઈ ગયું; તે લેખ તરફ નજર કરતાં અવાજ બંધ થયો. "તું ખુદાતાલાનો પેગમ્બર થયો છે" એવા ગેબી શબ્દોના ધ્વનિ તે અનુભવવા લાગ્યા. આ બધી વાત બીબી ખદીજા આગળ જાહેર થતાં દરેક ઠેકાણે ફેલાઈ અને શાસ્ત્રમાં બતાવેલી પેગમ્બરની તમામ નિશાનીઓ તેમનામાં મળતી આવી તેથી તે ખુદાના પેગમ્બર મનાયા.

આવી એક વખત આવેલી વહી પાછી બંધ થવાથી હઝરત બહુજ ઉદાસ રહેવા લાગ્યા અને કોહે હીરા પર્વત આગળ જે દિવ્ય પુરૂષ જોયો હતો તે જોવાની તીવ્ર ઇચ્છા થઈ ને મન આકુળ વ્યાકુળ થયું. ફરીને તે દિવ્ય પુરૂષે પ્રકાશ દીધો. હઝરત ગોદડી ઓઢી સુતા હતા ને વહી આવી કે "હે કંથાધારી! ઉભો થા, ધર્મનો ઉપદેશ કર, અને માલીકના મહીમાના ગુણ ગા." આથી તેમના હૃદયમાં અલૌકિક આનંદ પ્રકટી રહ્યો.

હઝરત મહંમદ ખુદાનો હુકમ માથે ચડાવી ખુદાનો મહીમા વધારવા તૈયાર થયા. પોતાની જીંદગીના જોખમે બોધ કરવા માંડયો.

ઘણાજ થોડા માણસો પોતાના પક્ષમાં હોવાથી અને લગભગ તમામ મૂર્તિપૂજક હોવાથી તમામ લોકો તેમના ઉપર હુમલા કરતા, તેમને જીવથી મારી નાખવાના યત્નો કરતા, અને શરીર ઉપર પથરો છૂટા મારતા. આ બધાં દુઃખો ખુદા ઉપર ભરોંસો રાખી તે સહન કરતા. કેટલાક મૂર્તિપૂજકો તેમના ઉપદેશથી લોભાઈ તેમના પક્ષમાં જતા તેથી લોકો તેમને જાદુગર તરીકે કહેતા હતા. તેવામાં તેમના કાકાનો સ્વર્ગવાસ થયો, તે પછી ત્રણ દિવસે બીબી ખદીજા દેવગત થયાં, તેથી તેમને ઘણો શોક થયો. ત્યાર પછી તેમણે બીબી આએશા સાથે લગ્ન કર્યું. (હઝરત મહંમદે અરબસ્થાનના રિવાજ પ્રમાણે લગભગ તેર લગ્ન કર્યાં હતાં, તેમની પહેલી સ્ત્રી ખદીજા ગુજરી ગયા પછી આ બધાં લગ્ન થયાં છે. બીબી આએશા શિવાય બધી સ્ત્રીઓ વિધવા હતી. આ પ્રમાણે વિધવા સાથે પુનર્લગ્ન કરવાની પહેલ કાઢી વિધવાઓને આફતમાંથી બચાવી.)

હઝરત મહંમદ જ્યારે ૫૧ વર્ષના થયા ત્યારે તેમને મ્હેરાજ થઈ. (મ્હેરાજ માટે વાંચો પદ ૨૧ મું.) એક દિવસ પથારીમાં તે સુઈ રહ્યા હતા તેવામાં તેમને જણાયું કે જીબ્રાઇલિ ફરિસ્તા એક બુરાક નામનું ઘોડા જેવું જાનવર લઈને તેમની પાસે આવ્યા, અને તેમને તે ઉપર સ્વાર થઈ ખુદાતાલાની મુલાકાત કરવા ચાલવા કહ્યું; તે સ્વાર થયા અને સીનાઈ પર્વત ઉપર બેથલે હમની જગાએ આવ્યા અને ખુદાની બંદગી કરી, રસ્તામાં તેમને લલચાવવા ચમત્કારો થયા પણ તેથી તે નહીં લલચાતાં આગળ ગયા તો જેરૂસલમની મસ્જીદ આગળ આવ્યા. ત્યાં તેમણે હઝરત ઇબ્રાહીમ, હઝરત મુસા અને હઝરત ઇસાની મુલાકાત લીધી; અને તેમની સાથે ખુદાની બંદગી કરી. ત્યાંથી તેઓ સાત સ્વર્ગમાં ગયા અને ત્યાંથી ખુદાતાલાની હજુરમાં ગયા. ત્યાં નૂર શિવાય બીજું કાંઈ નજરે પડ્યું નહીં. તેમણે માલીક આગળ પોતાની કોમની હાજતો પૂરી પાડવા અરજ કરી અને માલીકે તે સ્વીકારી. તેમણે આ પ્રમાણે ઈશ્વરી સમાગમમાં રહી અનંત જ્ઞાન મેળવ્યું અને અલૌકિક લીલાનાં દર્શન કર્યાં. પથારીમાંથી ઉઠી પોતાને મ્હેરાજ થયાની વાત લોકો આગળ કરી.

મદીનાના લોકોની તેમના ઉપર અપૂર્વ શ્રદ્ધા હોવાથી અને મક્કામાં તેમના દુસ્મનો તેમને હેરાન કરતા હોવાથી મદીનાના લોકોએ તેમને મદીના જવા વિનંતી કરી તેથી તે મક્કા છોડી મદીના તરફ ગયા. રસ્તામાં પહાડો અને ગુફાઓમાં અનેક સંકટો વેઠતાં વેઠતાં છેવટે ઇસ્વીસન ૬૨૨ માં મદીનામાં ખુશાલીના પોકારો વચ્ચે અબુ–એયુબ અનસારીના ઘરમાં ઉતર્યા અને નિર્ભય થયા. ( હઝરત મહંમદ જ્યારથી મક્કા છોડી મદીનામાં ગયા ત્યારથી મુસલમાની હીજરી સન શરૂ થયો છે. હઝરત મહંમદ રબીઉલ અવ્વલ મહીનાની ૪ થી તારીખે મક્કેથી નીકળ્યા અને ૧૬ મીએ મદીનામાં દાખલ થયા. હીજરત એટલે 'ચાલી નીકળવું, બીજા ઠેકાણે રહેવા જવું,' તે ઉપરથી સનનું નામ હીજરી પડ્યું છે. ) આ વખતે મદીનાનું નામ યસરબ હતું તે બદલી હઝરત મહંમદના માનાર્થે, મદીનતુન નબી, પાડ્યું તેનું ટુંકું નામ મદીના છે,

હઝરત મહંમદ જોકે મદીનામાં હાકેમ થયા તો પણ લોકોને સુધારવાનો પોતાના જીવનનો મૂળ ઉદ્દેશ ભૂલ્યા નહીં. ત્યાં મસ્જીદની સ્થાપના કરી. આ વખતે અરબસ્થાનમાં કાયદાનું બંધારણ નહીં હોવાથી લડાઈઓ થતી તેથી હઝરત મહંમદને દુસ્મનોમાંથી સાવચેત રહેવું પડતું હતું. દુસ્મનોના હલ્લા, બદરની લડાઈ, ગૈરસ પહેલવાનનો ધસારો, યહુદીઓનું તોફાન, ઓહોદનો વિગ્રહ, ખંદકની, ખેબરની તથા મુત્તાની લડાઈઓ વીગેરે એવા પ્રકારનાં મહાન સંકટો તેમના ઉપર આવી પડયાં પણ તે તમામમાં પૂર્ણ ફત્તેહ મેળવી છેવટે મક્કામાં પાછા દાખલ થયા. આ પ્રમાણે ઇસ્લામનો વિજયી વાવટો મક્કામાં હીજરી સન ૮ થી ફરકવા લાગ્યો. હઝરત મહંમદે કાબાનો સુધારો હાથમાં પકડયો. કાબાના ધામની ચારે તરફ ઘણી મૂર્ત્તિઓ હતી. અરબસ્થાનમાં તે વખતે મૂર્ત્તિપૂજાનો રિવાજ સામાન્ય હતો. લોકોએ જુદા જુદા પ્રકારની મૂર્ત્તિઓ તૈયાર કરી હતી જેને તેઓ ખુદા તરીકે માનતા હતા; તેમનામાં ૩૬૦ મૂર્ત્તિઓ હતી. દરરોજ અકેક મૂર્ત્તિ માટે ખાસ વિધિપૂર્વક પૂજા થતી હતી. હુબુલ, વદ, સોવાઅ, યગુસ, યઉક, નસ્ર, અસાફ, નાઇલા, અબઅબ, દુવાર,

ઉઝ્ઝા, લાત અને મનાત એ મુખ્ય મૂર્ત્તિઓ ગણાતી તેમાંની કેટલીક તો હઝરત નૂર પેગમ્બરના વખતથી ચાલતી હતી, લાત અને મનાત એ બે મૂર્ત્તિઓને ખુદાની પુત્રીઓ તરીકે માની અરબસ્થાનના તમામ લોકો તેને પૂજ્ય ગણાતા હતા. હઝરત ઇબ્રાહીમની, તેમના પુત્ર હઝરત ઇસ્માઇલની, હઝરત ઇસા પેગમ્બરનાં માતુશ્રી બીબી મરીઅમની મૂર્ત્તિ અને તેવાં કેટલાંક કાબાની ભીંતો ઉપર મૂર્ત્તિનાં ચિત્રો પણ હતાં. આ તમામ મૂર્ત્તિઓને હઝરત મહંમદે ઉખેડી નાખવા માંડી, અને તેમના પૂજારીઓ જે વંશપરંપરાથી પૂજા કરતા હતા તેઓ નાબુદ થયા અને હઝરત મહંમદનો ઉદ્દેશ બર આવ્યો, પણ લોકોની ધર્મની લાગણી દુખાયેલી હોવાથી મૂર્ત્તિપૂજકોએ પાછો બળવો ચલાવ્યો. હુનન અને તાયફ આગળ મ્હોટા જંગ મચ્યા, પણ કોઈનું કાંઈ વળ્યું નહીં. હઝરત પાછા મદીને ગયા. છેવટે ઇસ્વીસન ૬૩૦ માં રૂમના બાદશાહ હીરેકલીઅસે તેમના ઉપર ચઢાઈ કરી અને તબુક આગળ મોટું યુદ્ધ થયું પણ તેમાં તે બાદશાહને જય મળ્યો નહીં. આથી હઝરત મહંમદના ઇસ્લામ ધર્મ તરફ લોકો વધારે વળવા લાગ્યા.

હવે જીંદગીનો થોડો વખત છે એમ જ્યારે હઝરત મહંમદને જણાયું ત્યારે તે તરત જ મક્કે હજ કરવા ઉપડયા. તેમની સાથે આ વખતે એક લાખ ચૌદ હજાર માણસો હતા. તેઓ તા. ૭–૩–૬૩૨ ના રોજ મક્કે આવી પહોંચ્યા. કાબામાં જઈ નમાઝ અદા કરી ધર્મક્રિયાઓ કરી; પછી ઉભા થઈ ઉપદેશ આપ્યો કે "નેકી, દયા અને સંપ એ ત્રણ ચીજો અંતઃકરણને શુદ્ધ કરનાર છે માટે તેનું સેવન કરજો, અહીં જે નથી આવ્યા તેમને આ સંદેશો કહેજો, તમારી પાસે એકજ ચીજ હું મૂકી જાઉં છું તેને વળગી રહેશો તો ભૂલા પડશો નહીં, તે ચીજ કુરાનનું પુસ્તક છે." આ પ્રમાણે બોધ આપી કાબામાં જઈ ધર્મક્રિયા કરી પાછા પોતાના શિષ્યોને લઈ મદીને ગયા. ત્યાં તેમની તબીયત નરમ થઈ, તેમની માંદગી દરમીઆન કોઈ પાખંડી પેગમ્બર ઉભો થયો અને ઢોંગ ચલાવવા લાગ્યો. પણ તેનો ઢોંગ લાંબો વખત ચાલ્યો નહીં. મહંમદ પેગમ્બરની તબીઅત દિન પ્રતિ દિન બગડતી ગઈ, ઘરમાં જે મીલકત હતી તે તમામ

પુણ્યદાનમાં આપી દીધી, અને બીબી આએશાના ખોળામાં માથું મુકી સુઈ ગયા. " હે પરવરદિગાર ! " આવા ઉદ્‌ગાર કાઢતા મહાન હઝરત પેગમ્બરનો આત્મા દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો. ( આ પ્રમાણે મહંમદ પેગમ્બર હીજરી સન ૧૧ તારીખ ૧૨ રબીઉલ અવ્વલ ઈસ્વીસન ૬૩૨ ના જુન માસની ૮ મી તારીખે મદીનામાં દેવગત થયા. ) બીબી આએશાએ ઝહરતનું માથું ઓશીકા ઉપર મુક્યું અને તે બુમ પાડી રૂદન કરવા લાગ્યાં. દીલગીરી છવાઈ રહી. પેગમ્બર જ્યાં મરે ત્યાંજ દફન કરવાનો રિવાજ હોવાથી સઘળા લોકોએ મળી જનાઝા ( મડદાની પાલખી )ની નમાઝ પડી તેમને બીબી આએશાના હુજરા ( એકાંત ઓરડી )માં દફન કર્યા.

---

## ગરબી ૧૭.

### મહંમદ મીઠડું નામ છે તમારૂં.[1]

( પ્રેમની પ્રેમની પ્રેમની રે—એ રાહ. )

મીઠડું નામ છે તમારૂં, હે મહંમદ ! મીઠડું૦ ટેક.
મીઠું લાગે છે મને નામ હે મહંમદ,
રૂદીયામાં ઘણું પ્યારૂં પ્યારૂં, હે મહંમદ૦ ૧
બીજો તે એવો કોઈ નથી રે પદાર્થ,
સૌથી તમારૂં નામ સારૂં, હે મહંમદ૦ ૨
મેવા મીઠાઈ દુધ સાકર ને સુખડી,
સર્વે તમારા ઉપર વારૂં હે મહંમદ૦ ૩
જેટલાં જગતમાં છે નામ ધરાયાં,
સર્વેમાં રૂપ છે તમારૂં, હે મહંમદ૦ ૪
તમારા અંગથી તો સૃષ્ટિ રચી છે,
તમારૂં રૂપ છે અપારૂં, હે મહંમદ૦ ૫

---

૧ બ્રહ્મસ્વરૂપની ગરબી છે. તમામ દેવ એકજ છે, માત્ર વ્યવહારમાં નામ જુદાં જુદાં પડેલાં છે.

જે જે પદાર્થો છે આ જગતમાં,
કોઈ નથી તમથી ન્યારૂં, હે મહંમદ૦ ૬
તમે તે પ્રેમથી આ લીલા કરી છે,
સર્વેમાં તમને હું ધારૂં, હે મહંમદ૦ ૭
તમે તો પ્રથમમાં અલોપ રહીને,
પછી તમે બ્રહ્મ રૂપ ધાર્યું, હે મહંમદ૦ ૮
તે છેજ બ્રહ્મનું નામ આ મહંમદ,
તેથી આ જગત સમાર્યું, હે મહંમદ૦ ૯
સર્વેમાં વ્યાપક[1] છે નૂર તમારૂં,
તમ ઉપર જીવ હું વારૂં, હે મહંમદ૦ ૧૦
સકલ સૃષ્ટિમાં રમી રે રહ્યા છો,
રૂપ ધરીને ન્યારૂં ન્યારૂં, હે મહંમદ૦ ૧૧
રામમાં તમે રમ્યા કૃષ્ણમાં તમે,
બ્રહ્મા મહેશ નામ તારૂં, હે મહંમદ૦ ૧૨*
તમે રે કેસરીઆ ને તમે રે શ્યામળીયા,
સર્વેમાં તમને સંભારૂં, હે મહંમદ૦ ૧૩*

---

૧ વ્યાપક=મળી રહેલું. વિશેષ ખુલાસા માટે વાંચો ભજન ૮ તથા ૯.

* રામ, કૃષ્ણ, બ્રહ્મા, મહેશ એ વૈષ્ણવ તથા બ્રાહ્મણના દેવનાં નામ છે: કેસરીઆજી, શ્યામળીઆ એ જૈન લોકોના દેવનાં નામ છે. કાજી અનવર મીયાંના આ પ્રમાણે જણાવેલા વિચારોને જૈન કવિ આનંદઘનજી કેટલા બધા મળતા થાય છે તે આનંદઘનજીના નીચેના પદ ઉપરથી સમજાશે—

રામ કહો રહેમાન કહો કોઉ, કહાન કહો મહાદેવ રી,
પારસનાથ કહો કોઉ બ્રહ્મા, સકળ બ્રહ્મ સ્વયમેવ રી;
ભાજન ભેદ કહાવત નાના, એક મૃતિકા રૂપ રી;
તૈસેં ખંડ કલ્પના રોપિત, આપ અખંડ સરૂપ રી.

[આગળ ચાલુ—

પ્રેમ તમારો વ્હાલા મને રે ઘણો છે,
મનમાંથી કદી ન વિસારૂં, હે મહંમદ૦ ૧૪
તમારા બોલાવ્યાથી બોલ્યો છું વાલમા,
વાંક નથી કાંઈ મારૂં, હે મહંમદ૦ ૧૫
જ્ઞાનીના સ્વામી તમે રસિક રંગીલા,
રંગી દો દિલડું અમારૂં, હે મહંમદ૦ ૧૬

---

## ગરબી ૧૮.

### ચાલો જઇએ રે.[1]

(સખી પડવેની પડપ્રીત—એ રાહ.)

સખી હરિ મળવાના કાજ ચાલો જઈએ રે,
હવે ત્યાગી સૌ સંસાર સન્મુખ રહીએ રે. ૧
સખી નિવૃત્તિથી ધ્યાન હરિનું ધરીએ રે,
મન તુરંગ કેરા વ્હેમ સૌ વશ કરીએ રે. ૨
સખી સુન સમુદ્ર માંહ ડુબકી ખાઈએ રે,

---

નિજ પદ રમે રામ સો કહિયેં, રહિમ કરે રહેમાન રી,
કરશે કરમ કહાન સો કહિયેં, મહાદેવ નિર્વાણ રી;
પરસે રૂપ પારસ સો કહિયેં, બ્રહ્મ ચિન્હે સો બ્રહ્મ રી;
ઈહ વિધ સાધો આપ આનંદઘન, ચેતનમય નિઃકર્મ રી.

વળી જૈન માનતુંગાચાર્યે પોતાના ભક્તામર સ્તોત્રમાં પણ તેને અનુસરતું જણાવ્યું છે કેઃ—

त्वामव्ययं विभुमचिंत्यमसंख्य माद्यं । ब्रह्माणमीश्वरमनंतमनंगकेतुम् ॥
योगीश्वरं विदितयोगमनेकमेकं । ज्ञान स्वरूपममलं प्रवदंति संतः ॥
बुद्धस्त्वमेव विबुधार्चितबुद्धिबोधात् । त्वं शंकरोसि भुवनत्रय शंकरत्वात् ॥
धातासि धीर शिवमार्गविधेर्विधानात् । व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि ॥

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે, સમાધિસ્વરૂપ બતાવવામાં આવ્યું છે.

ત્યાં ચડે પ્રેમની લ્હેર ધામે જઈએ રે. ૩
સખી આપો જે કોઈ ખોય આત્મા દેખે રે,
તે વિના તો મહેનત જાય સર્વે અલેખે રે. ૪
સખી આત્મા ઈશ્વિર રૂપ નિશ્ચે જાણો રે,
તે સમજીને નિજ ધ્યાન મનમાં આણો રે. ૫
સખી બહાર ભટકે ક્યાંહિ હાથ ન આવે રે,
જે અંતર ખોજે આપ તે નર પાવે રે. ૬
સખી દિલ દરિયાની માંહ ડુબકી મારો છે,
ત્યાં હીરલો લાગે હાથ નિશ્ચે ધારો રે. ૭
સખી સુનમાં ઝળકે નૂર નિશાન ફરકે રે,
તે જોઈને આનંદ થાય મનડું હરખે રે. ૮
સખી આત્મજ્ઞાની જે હોય તે નર પૂરો રે,
તે વિના તો બીજો કોઈ સર્વે અધૂરો રે. ૯
સખી આત્મા ઈશ્વિર એક અભેદ જાણે રે,
તે મોક્ષ ધામના માંહ મોજો માણે રે. ૧૦
સખી જ્ઞાની સૌનો દાસ આત્મજ્ઞાની રે,
તે સુનમાં લ્હેરો ખાય હરનો ધ્યાની રે. ૧૧

---

## ગરબી ૧૯.

### શું કહું અલખ મ્હારાજ વાતો તારી રે?[1]

(સખી પડવેની પડપ્રીત—એ રાહ.)

શું કહું અલખ મ્હારાજ વાતો તારી રે?
ઘણું અચરજ પામી આજ બુદ્ધિ મારી રે. ૧
તું અદ્દભુત રૂપ અખંડ આદિ અનાદિ રે,

---

૧ આ ગરબીમાં નિરાકાર સ્વરૂપે પરમેશ્વરની સ્તુતિ કરવામાં આવી છે; અને તે સાથે સમાધિનું સ્વરૂપ પણ સમજાવ્યું છે.

તું નિર્લેપ નિશ્ચય નૂર નિરાકારી રે. ૨
તુજ અગમ અગોચર વાસ વસવું ભારી રે,
જ્યાં વાજાં વાગે તુર ધુમ અપારી રે. ૩
ઝીણું નિર્મળ વરસે નૂર વરસે મોતી રે,
ત્યાં અનહદનો છે શોર અખંડ જયોતી રે. ૪
તું પ્રેમ ધામના માંહિ મોજો માણે રે,
તને જ્ઞાની પ્રેમી કોઇ વિરલો જાણે રે. ૫
કરે અવઘટ ઘાટ મેળાપ મારો વ્હાલો રે,
જ્યાં ઘણી રે વસમી વાટ ઉલટી ચાલો રે. ૬
તું એવો નિરંજન રૂપ અંતરજામી રે,
તને કેમ કરો પ્હોંચે કોઇ મારા સ્વામી રે ? ૭
હું તો જોઉં પ્રત્યક્ષ રૂપ સૌમાં તારૂં રે,
અતિ આનંદ પામ્યું આજ મનડું મારૂં રે. ૮
મેં તો ઘટપટ પરગટ આજ તુજને દીઠો રે,
તારો છલબલ લાગ્યો શ્યામ મુજને મીઠો રે. ૯
તું તો રમી રહ્યો સૌ માંહ સૌથી ન્યારો રે;
ના જાણે તારો કોઇ ભેદ અપારો રે. ૧૦
દાસ **જ્ઞાની** કહે છે વાત સાચી માનો રે,
મારો હરિ વસે મુજ માંહ રહે છે છાનો રે. ૧૧

---

## ગરબી ૨૦.

### સખી જ્ઞાનીની વાણી સાર.[1]

( સખી પડવેની પડપ્રીત—એ રાહ. )

સખી જ્ઞાનીની વાણી સાર જ્ઞાની જાણે રે,
અજ્ઞાનીના મન ભાર અદકો આણે રે. ૧

---

૧ ભજનના મહિમા અને તેના અધિકારી વિષે આ ગરબી છે.

જેવું ઘી સાકર ને દુધ ત્રણે ભેળી રે,
એવી જ્ઞાનીની વાણી હોય સુણ સાહેલી રે. ૨
સખી સાજો માણસ ખાય પુષ્ટી લાવે રે,
સખી રોગી જે કોઈ ખાય રોગ વધાવે રે. ૩
સખી પ્રેમી ભાવી હોય તે સુણી હરખે રે,
સખી જ્ઞાની એનો ભેદ મનમાં પરખે રે. ૪
સખી અજ્ઞાની આ વાત તે શું જાણે રે?
જેવો ગર્ધવ[1] હોય અબુધ[2] સાકર ભાણે રે. ૫
સખી ઘી ઘોડાના મન કડવું લાગે રે,
સખી દુધથી રોગી દૂર અદકો ભાગે રે, ૬
સખી એવી છે આ વાણુ મૂઢ મૂરખને રે,
અતિ ખોટી લાગે વાત મનમાં તેને રે. ૭
સખી પ્રેમીને હરખ ન મ્હાય વાણી સુણતાં રે,
અતિ પ્રેમ લ્હેર ચડી જાય અક્ષર ભણતાં રે. ૮
સખી જેવી જેની બુદ્ધ તેવું જાણે રે,
સખી જેવું જેનું જ્ઞાન તે મન આણે રે. ૯
સખી હંસો મોતી ખાય સમુંદર આરે રે,
સખી કાગો વિષ્ટા ખાય બેશી ઝાડે રે. ૧૦
સખી પ્રેમીને ઉપજે પ્રેમ વાણી સુણતાં રે,
સખી ભાવીને આવે ભાવ અક્ષર ભણતાં રે. ૧૧
સખી જ્ઞાનીને ઉપજે જ્ઞાન સુરતી લાગે રે,
અતિ આનંદ હોય મન માંહ અજ્ઞાન ભાગે રે. ૧૨
સખી મૂરખના મન ખેલ તે શું જાણે રે?
તે તો માથું કુટે મૂઢ પથ્થર પ્હાણે રે. ૧૩
સખી ખાખર વનની ખલી ખાખર મન આણે રે,

૧ ગર્ધવ=ગધેડો. ૨ અબુધ=બુદ્ધિ વગરનો, અનાણુ, અજ્ઞાન.

કાબુલની દ્રાક્ષનો સ્વાદ તે શું જાણે રે? ૧૪
સખી મહા દરિયાનો મચ્છ આતમજ્ઞાની રે,
અધ્યાતમી અનુભવી હોય આતમધ્યાની રે. ૧૫
તે તો જ્ઞાન સમુંદર માંહ અમી[1] રસ ચાખે રે,
તે તો પ્રેમ લ્હેરના માંહ અગમ ગુણ ભાખે રે. ૧૬
અજ્ઞાની મૂરખ મૂઢ પશુ સંસારી રે,
શું જાણે જ્ઞાનની વાત તુચ્છ વ્હેવારી રે? ૧૭
તે તો મેંડક[2] ખાડાનો જ મહા અજ્ઞાની રે,
શું જાણે સમુંદરની જ વાતો છાની રે? ૧૮
કેવો લાંબો પ્હોળો હોય કેવો ઉંડો રે?
તેમાં શું શું પદાર્થો હોય જ્ઞાની ઢુંડો રે. ૧૯
તે તો દેડકો ખાડાનો કશું નવ જાણે રે,
એ તો કાદવ કચરો મેલ મનમાં આણે રે. ૨૦
સખી પાંચ હાથથી દૂર તે નવ દેખે રે,
સખી સમુદ્રનો તો પાર તે શું પેખે રે? ૨૧
એવો અજ્ઞાનીના મન હોય અંધારો રે,
તેને મુક્તિ ક્યાંથી હોય મનમાં વિચારો રે? ૨૨
સખી **જ્ઞાની** કહે છે વાત માનો સાચી રે,
જેમાં આત્મજ્ઞાન નવ હોય તે બુધ કાચી રે. ૨૩

---

૧ અમી=અમૃત. ૨ મેંડક=દેડકો. દેડકાને જેમ માત્ર તેના રહેવાના પાણીના ખાડાનું અને કાદવનું ભાન હોય છે અને સમુદ્રને સમજતો નથી તેમ અજ્ઞાની માણસ માત્ર તેના સંસારની માયાની જંજાળને જાણે છે અને તેને આત્મજ્ઞાનની કાંઈ ખબર હોતી નથી.

## ગરબી ૨૧.

### સખી મહાપદની તે વાત કોને કહીએ રે ?[1]

(સખી પડવેની પડપ્રીત—એ રાહ.)

સખી મહાપદની તે વાત કોને કહીએ રે ?
ચાલો અલખ નિરંજન ધામ ત્યાં જઈ રહીએ રે. ૧
સખી પાંચ તત્વનો મ્હોલ ખાસો બનીયો રે,
તેમાં વસ્તુ મેલી સાર સુંદર ચણીયો રે. ૨
સખી સોહં શબ્દનો તાર નાભિ ચાલે રે,
ત્યાં જપે અજંપા જાપ હંસો મ્હાલે રે. ૩
સખી મારી પાંચ પચીસ આપે મરીએ રે,
સખી સુખમણુ સેજે સાર આનંદ કરીએ રે. ૪
સખી સુરત સુંદરી સાથ ઉલટા ફરીએ રે,
સખી પ્રેમ લ્હેરના સાથ ગઢ પર ચડીએ રે. ૫
સખી ત્રિવેણીમાં જ્યોત અખંડ દરસે રે,
ત્યાં ઝળકે ઝળહળ નૂર મોતી વરસે રે. ૬
સખી ગગન મંડળના માંહિ નિશાન ફરકે રે,
ત્યાં ધરતાં સુરતનું ધ્યાન મનડું હરખે રે. ૭
સખી બંકનાળની વાટ વસમી વાંકી રે,
તમે ત્યાં થઈ જાજો દેશ જોજો ઝાંકી રે. ૮
સખી સાંભળી અનહદ નાદ ખુશી ના થાજો રે,
તમે રણુંકારના સાથ ઉપર જાજો રે. ૯
સખી પિંડ બ્રહ્માંડના પાર અગમ ગઢ ચડીએ રે,
ત્યાં સુનમાં પગલાં સાર ધીરે ધરીએ રે. ૧૦

---

૧ આ ગરબી સમાધિની છે. વિશેષ ખુલાસા માટે બીજા તથા ત્રીજા ભજનની ટીકા અથવા ઉપોદ્ઘાત જુઓ.

સખી પછી મહાસુન માંહિ પગલાં ધરીએ રે.
ત્યાં પ્રેમ લહેરની સાથ ડગલાં ભરીએ રે, ૧૧
સખી તે કેડે મેદાન આવે આગે રે,
ત્યાં દિસે સ્વર્ગનું રૂપ મૂર્તિ જાગે રે. ૧૨
સખી મહા સુંદર ત્યાં રૂપ દેવતાઈ જોશો રે,
તમે ત્યાંથી જાજો પાર ત્યાં ના મ્હોશો રે. ૧૩
સખી પછી અલખનું ધામ આગળ આવે રે,
ત્યાં વાજાં વાગે તુર ધુમ મચાવે રે. ૧૪
સખી વરસે નૂર અપાર આપણુ જોઈએ રે,
ત્યાં ભુલી શરીરનું ભાન અલખ પર મોહીએ રે. ૧૫
સખી જોઈએ નિરંજન રૂપ સાચું નિરખી રે,
નથી કહેવા જેવી વાત જોવા સરખી રે. ૧૬
સખી જોવા જેવો ખેલ દીઠો હરખી રે,
ત્યાં ધુમ મચી છે અપાર જોવા સરખી રે. ૧૭
સખી અલખ નિરંજન જોઈ મુજ મન મોહ્યું રે,
મારૂં દુઃખ વિયોગનું આજ સર્વે ખોયું રે. ૧૮
સખી થયો ઘણો આનંદ દુખા છુટી રે,
સખી પ્રેમ લ્હેર મન માંહિ મારે ઉઠી રે. ૧૯
સખી મગન થયું મન આજ પ્રેમ રસ પીધો રે,
તજી આપો અલખનો આજ દર્શન દીઠો રે. ૨૦
સખી અંજાણ્યા જન વાત તે શું જાણે રે ?
દાસ **જ્ઞાની** પિયુના સાથ મોજો માણે રે. ૨૧

## ગરબી ૨૨.

## સખી પડવે લીધો પંથ.[1]

(સખી પડવેની પડપ્રીત—એ રાહ.)

સખી પડવે લીધો પંથ હરિએ ભારી રે,
મને મેલી બાળાવેશ અબળા નારી રે. ૧
બીજે બહુ દુઃખ થાય ગયા પતિ વ્હાલા રે?
હવે અમથી કેમ રહેવાય જોબન બાળા રે? ૨
ત્રીજે તજીને ઘરબાર ગયા છે સ્વામી રે,
હું એકલી મંદિર માંહિ ઘણું દુઃખ પામી રે. ૩
ચોથે ચતુરાઈ ચિત્તથી હું ચુકી રે,
મેં તજીયા સોળ શણગાર સહીઅર મુકી રે. ૪
પાંચમે પીડા અપાર કોને કહીએ રે?
સુણ સુણને સખી મારી વાત હવે કેમ રહીએ રે? ૫
છઠ્ઠીના લખીયા લેખ સખી કોણ ટાળે રે?
મારે કાળજે લાગ્યાં બાણ વ્રેહ બહુ બાળે રે. ૬
સાતમે શુદ્ધ બુદ્ધ ગઈ સખી સઘળી રે,
હું તો ભુલી સર્વે ભાન ચુકી ડગળી રે. ૭
આઠમે આઠ પહોર ફરૂં હું રોતી રે,
મારૂં મુખડું લાલ ગુલાલ આંસુડે ધોતી રે. ૮
નુમે ન મળીયા નાથ અગમના વાસી રે,
હું તો ચાકર ચરણોની તમારી દાસી રે. ૯
દશમે દાઝે દેહ તપે મારૂં તનડું રે,
મને થયો ઘણો ઉચ્ચાટ રૂંધાય મનડું રે. ૧૦
એકાદશીના આજ હું અપવાસે રે,

૧. ભક્તિશૃંગારરસની પંદર તિથિઓ છે, પ્રેમી વિયોગીના ઉદ્ગાર છે.

કહો મળવું મારા નાથ કયારે થાશે રે ? ૧૧
દ્વાદશીના દિન દુઃખ મને ઘણું થાશે રે,
હું બાર વરસની નાર દિવસ કેમ જાશે રે ? ૧૨
તેરસ ત્રિયા થાય ભર જોબનમાં રે,
હરિ આવો મારે મ્હોલ વિચારો મનમાં રે. ૧૩
ચૌદશે ચંચળ નાર ચતુરાઈ લાવી રે,
મેં તો સજ્યા સોળ શણુગાર વધાઈ આવી રે. ૧૪
પુનમે પિયુજી પાસ અમારી આવ્યા રે,[1]
દુઃખ કીધાં સર્વે નાશ સુખરસ લાવ્યા રે. ૧૫
આ જ્ઞાની બોલ્યો વેણુ તિથિ થઈ પુરી રે,
હું ચાકર ચરણોનો જ રહું છું હજુરી રે. ૧૬

---

## ગરબી ૨૩.

### પડવે કીધી પ્રીત પિયુના સાથે રે.[2]

( સખી પડવેની પડપ્રીત—એ રાહ. )

પડવે કીધી પ્રીત પિયુના સાથે રે,
મારા વ્હાલે આપ્યાં વેણુ મુજને હાથે રે. ૧
બીજે બહુ દુઃખ થાય ગયા શું વ્હાલા રે ?
હવે મુજથી કેમ રહેવાય જોબન બાળા રે ? ૨
ત્રીજે તમારા કાજ થઇ છું ઘહેલી રે,
સુણને સખી મારી વાત પ્રીતિ પહેલી રે. ૩
ચોથે ચતુર વર આજ વહેલા ચાલો રે,

---

૧ આ ચરણ સમાધિની સંપૂર્ણતા એટલે પરબ્રહ્મના જ્ઞાનની પ્રાપ્તિનું ભાન કરાવે છે, અને પરમાત્માનું દર્શન સમજાવે છે. ૨ ભક્તિશૃંગારરસની પંદર તિથિઓ છે, પ્રેમસ્વરૂપ જણાવ્યું છે.

મને બળતીને મારા નાથ શિદને બાળો રે ? ૪
પાંચમે પિયુ વિણુ પીડ કોને કહીએ રે ?
સુણને સખી મારી વાત હવે કેમ રહીએ રે ? ૫
છઠ્ઠી રે રાતના લેખ લખ્યા કેમ મટશે રે ?
મારે દુ:ખડાના ડુંગર હવે કેમ ટળશે રે ? ૬
સાતમે શુદ્ધ ને સાન સર્વ ચુકી સઘળી રે,
હું ભામા ભુલી ભાન ખસી સુજ ડગળી રે. ૭
આઠમે આઠ પહોર વાટો જોતી રે,
રહું રોતી મારૂં મુખ આંસુડે ધોતી રે. ૮
નુમે ન આવ્યા નાથજી મારા વ્હાલા રે,
હવે આવો જોડું હાથ કરૂં કાલાવાલા રે. ૯
દશમે દાઝે દેહ અગન ઘણી બાળે રે,
હું જોબનવંતી નાર પ્રીતિ ઘા સાલે રે. ૧૦
એકાદશીના શુભ દિન હું અપવાસી રે,
ધરૂં એક તમારૂં ધ્યાન હું દીન દાસી રે. ૧૧
દ્વાદશીના શુભ દિન સેજ સમારી રે,
તમો મ્હોલે આવો લાલ જાઉં વારી રે. ૧૨
તેરસે તમારા કાજ સંસાર ત્યાગી રે,
હું સુતી નિદ્રા માંહિ ઝબકી જાગી રે. ૧૩
ચૌદશે દિશા ચાર વાટ નિહાળું રે,
જયોતિ સ્વરૂપ મારા નાથ ચો દિશ ભાળું રે. ૧૪
પુનમ તણા પ્રભાત અનવર જાગો રે,
તમે ત્યાગી સૌ સંસાર દર્શન માગો રે. ૧૫

## ગરબી ૨૪.

### કક્કા કામ ક્રોધ સર્વે ત્યાગો રે.[1]

( રઘુપતિરામ હૃદેમાં રહેજો રે—એ રાહ. )

સાધુ સન્મુખ થઇ હવે ચેતો રે. ટેક
કક્કા કામ ક્રોધ સર્વે ત્યાગો રે, કુડ કપટ કુસંગથી ભાગો રે
નિજ આત્મા ખોજવા લાગો, સાધુ સન્મુખ૦ ૧
ખખ્ખા ખોજો અંતર ઘટ માંહે રે, નવ જાજો ભટકવાને કયાંહે રે
આપો ત્યાગો તો દર્શન થાયે, સાધુ સન્મુખ૦ ૨
ગગ્ગા જ્ઞાન કરો આત્માનો રે, તેને અલખ નિરંજન માનો રે
તેથી કારજ નિશ્ચે થવાનો, સાધુ સન્મુખ૦ ૩
ઘઘ્ઘા ઘટપટ પરગટ સૌમાં રે, નૂર દરશે હરિનું જ્યાં ત્યાં રે
જેવાં બીજોમાં ઝાડ છે છાનાં, સાધુ સન્મુખ૦ ૪
ચચ્ચા ચિત્તમાં ધ્યાન લગાઓ રે, સુંદર સુરતીને સન્મુખ લાવો રે
તેથી અંતર સ્વામીને પાવો, સાધુ સન્મુખ૦ ૫
છછ્છા છોડી દે મન તુરંગ રે, સુખમણ સેજમાં જઇ રમો રંગ રે
ત્યારે થાશે હરિનો સંગ, સાધુ સન્મુખ૦ ૬
જજ્જા જુકિતથી ત્રિવેણી આવોરે, ઉલટી ચાલે આપસમાં સમાવોરે
પછી બંકનાલ થઇને ધાવો, સાધુ સન્મુખ૦ ૭
ઝઝ્ઝા ઝળહળ નૂર ત્યાં વરસે રે, પ્રેમ ધામનું તેજ ત્યાં દરશે રે
તુર વાજાં તે ધુમ ત્યાં કરશે, સાધુ સન્મુખ૦ ૮
ટટ્ટા ટપકે અમી રસ ધારા રે, મહા નૂરના ઉડે ફુંવારા રે
ત્યાં તો આનંદ હોય અપારા, સાધુ સન્મુખ૦ ૯
ઠઠ્ઠા ઠામ ઠેકાણું ન હોયે રે, ત્યાં તો સર્વે ઉપાધિને ખોયે રે
એક આપ નિરંજન હોયે, સાધુ સન્મુખ૦ ૧૦

---

૧ બોધદાયક કક્કો છે, સમાધિની સમજણ બતાવી છે.

ડડ્ડા દીઠો જેણે પ્રેમ ધામ રે, તેને ધન ધન મહા પ્રણામ રે,
તે તો પામ્યો મહા પદ નામ, સાધુ સન્મુખ૦ ૧૧
ઢઢ્ઢા ઢોંગી ન પાવે આ વાટ રે, મહા વસમો છે અવઘટ ઘાટ રે,
એ તો નથી રે કાકાજીનો હાટ, સાધુ સન્મુખ૦ ૧૨
તત્તા ત્યાં કોઈ મરજીવો જાય રે, જે કોઈ અગમ અગોચર ધાય રે,
આપો ત્યાગીને સુનમાં સમાય, સાધુ સન્મુખ૦ ૧૩
થથ્થા થિર રાખી મન પવનને રે, કરે અચળ પોતાના જે મનને રે,
તેથી થાય સમાધિ તે જનને, સાધુ સન્મુખ૦ ૧૪
દદ્દા દીદાર ત્યાં તમને થાશે રે, સઘળા ચોર શરીરના જાશે રે,
આપો છુટે હરિ આવે પાસે, સાધુ સન્મુખ૦ ૧૫
ધધ્ધા ધ્યાન રાખો આ વાત રે, તમે પરખો પોતાની જાત રે,
નહીં છુટે હરિનો સાથ, સાધુ સન્મુખ૦ ૧૬
નન્ના ન્યાય નિરંજન નિરખો રે, તમે જ્ઞાને કરી તેને પરખો રે,
પછી આનંદ પામીને હરખો, સાધુ સન્મુખ૦ ૧૭
પપ્પા પોતે પુરૂષોત્તમ નામી રે, આપો આપ તે છો પ્રેમધામી રે,
તમે આપ છો અંતરજામી, સાધુ સન્મુખ૦ ૧૮
ફફ્ફા ફુંકી દો કુડ કપટને રે, મુકો મન માંકડાની હઠને રે,
નવ મોંઢે ચડાવો નફટને, સાધુ સન્મુખ૦ ૧૯
બબ્બા બાંધીને બેસો મનને રે, તમે ભુલો તમારા તનને રે,
રોકી રાખોને મન પવનને, સાધુ સન્મુખ૦ ૨૦
ભભ્ભા ભાન શરીરનું ખોજો રે, પછી આત્મારામને જોજો રે,
ઘણા પ્રેમથી તે પર મ્હોજો, સાધુ સન્મુખ૦ ૨૧
મમ્મા મગન થાશો તમે જોઇ રે, બીજું ગમશે નહીં તમને કોઈ રે,
રહેશો પ્રભુથી ચિત્ત પરોઇ, સાધુ સન્મુખ૦ ૨૨
યય્યા યાદી તે ઘટ માંહી ધારોરે, શ્વાસોશ્વાસ સ્વામીને સંભારોરે,
ઘડી એક ન મનથી વિસારો, સાધુ સન્મુખ૦ ૨૩

રર્રો રાખોને સુરતીનો તાર રે, તેના સ્વામી જે પ્રાણાધાર રે,
તે તો બેડલી ઉતારે પાર, સાધુ સન્મુખ૦ ૨૪
લલ્લા લાભ ઘણો તમને થાશે રે, અજ્ઞાનનું અંધારૂં જાશે રે,
પછી ઘટપટ સ્વામી દેખાશે, સાધુ સન્મુખ૦ ૨૫
વવ્વા વાટ ઘણી છે વાંકી રે, નવ જોજો ગુરૂ વિના ઝાંકી રે,
એ તો વાટ છે સત ગુરાંકી, સાધુ સન્મુખ૦ ૨૬
સસ્સા સાબિત રહેજો સદાય રે, મન ડગવાથી વિનાશ થાય રે,
સર્વે મહેનત અકારજ જાય, સાધુ સન્મુખ૦ ૨૭
ષષ્ષા ખાતરી મનમાં આણો રે, સાચી વાત ગરૂની જાણો રે,
નિત્ય નામ હરિનું વખાણો, સાધુ સન્મુખ૦ ૨૮
શશ્શા શુદ્ધ રાખો તમે મનને રે, નિશ્ચે જાણો ગુરૂના વચનને રે,
કરી અર્પણ તન મન ધનને, સાધુ સન્મુખ૦ ૨૯
હહ્હા હાથ જોડીને ગુરૂને રે, ઘણા ભાવે ભજોને પ્રભુને રે,
પ્રભુ મહા પદ આપે લઘુને, સાધુ સન્મુખ૦ ૩૦
કક્કો ગાઇ બતાવી સમાધી રે, જે કોઇ કરશે ક્રિયા સમજી બાધી રે,
તેની જાશે આ ભવની ઉપાધી, સાધુ સન્મુખ૦ ૩૧
**કર જોડી કહે કાઝી અનવર રે**, નામ **જ્ઞાની** કવિતાની અંદર રે,
હું છું જ્ઞાનીના ચરણનો ચાકર, સાધુ સન્મુખ૦ ૩૨

---

## ગરબી ૨૫.

### મોહનજી વ્હાલા મારા ઘેર આવો રે.[1]

( રઘુપતિરામ હ્રદેમાં રહેજો રે—એ રાહ. )

મોહનજી વ્હાલા મારા ઘેર આવો રે. ટેક.
કારતક મહિને કંથ અમારા રે, અમને મેલી ગયા છે ન્યારા રે,
વ્હાલા દર્શન દોને તમારાં, મોહનજી વ્હાલા૦ ૧

---

૧ ભક્તિશૃંગારરસના મહીના છે, પ્રેમસ્વરૂપ બતાવ્યું છે.

માગશર માસે મહા દુઃખ સહીએરે, વ્હાલા વિના અમે કેમ રહીએરે?
અમે વિનંતી કોને કહીએ? મોહનજી વ્હાલા૦ ૨
પોષ માસે પિયુ પિયુ કરીએ રે, વ્હાલા વિના નિશાસા ભરીએ રે,
શીતળ ટાઢો માંહે થર થરીએ, મોહનજી વ્હાલા૦ ૩
માહ માસે મંદિરીઆં સુનાં રે, જીવ કલ્પે કાલજડાં ઉનાં રે,
મારે હરિ રે વિના મળવું ના, મોહનજી વ્હાલા૦ ૪
ફાગણ ફૂલડાં લઈ તમને નમીએરે, ખાસાં ભોજન આપણ જમીએરે,
વ્હાલા અબીલ ગુલાલથી રમીએ, મોહનજી વ્હાલા૦ ૫
ચૈતર ચુપ કરી ઘેર આવો રે, ચતુર નારીનું મન રીઝાવો રે,
રૂઠી દાસીને ફેર મનાવો, મોહનજી વ્હાલા૦ ૬
વૈશાખે તે બાળે ઉનાળો રે, મને વ્યાપી છે વ્રેહની ઝાળો રે,
વ્હાલા મારા વ્હેલેરા ચાલો, મોહનજી વ્હાલા૦ ૭
જેઠ માસે જીવણ નહીં આવ્યા રે, કોઈની સાથે સંદેશા ન કહાવ્યારે,
અમને કાગળ ના મોકલાવ્યા, મોહનજી વ્હાલા૦ ૮
અષાડ માસે આશા ઘણી મનમાં રે, ઝાળો વ્યાપી સૌ મારા તનમાંરે,
હું તો ઘહેલી થઇ ફરૂં વનમાં, મોહનજી વ્હાલા૦ ૯
શ્રાવણ માસે તે વર્ષા વરસે રે, મોહન મળવાને મન મારૂં તરસેરે,
અરજીનો સાંભળનારો હર છે, મોહનજી વ્હાલા. ૧૦
ભાદરવો તે ભરપૂર ગાજે રે, વ્હાલા મારા રીસાણા શા કાજે રે?
તમને નવ રે ઘટે નવ છાજે, મોહનજી વ્હાલા૦ ૧૧
આસો માસે ઉત્તમ હરિ જોયા રે, મારાં તન મનનાં દુઃખ ખોયાં રે,
પિધા પ્રેમ પ્યાલા ને મોહ્યાં, મોહનજી વ્હાલા૦ ૧૨
અધિક જ્ઞાની ચતુર સુજાણ રે, જગ્યા ઘટમાં હરિની જાણે રે,
માસ તેર થયા પરમાણે, મોહનજી વ્હાલા૦ ૧૩

# ગરબી ૨૬.

## સખી કોઈ કંથને સમજાવે રે.

( રઘુપતિરામ હૃદેમાં રહેજો રે—એ રાહ.)

સખી કોઈ કંથને સમજાવે રે, ટેક.
કારતક માસે કહું સાહેલી રે, મોહન મુજને ગયા છે મેલી રે,
કોણ થાશે હવે મારો બેલી ? સખી કોઈ૦ ૧
માગશર માસે મરણ મારૂં થાશે રે, મારો વ્હાલો નથી મારી પાસે રે,
મારો એળે જન્મારો જાશે, સખી કોઈ૦ ૨
પોષ માસે પિયુ ક્યારે પાઉં રે ? કોની સાથે સંદેશા હું કહાવું રે ?
વ્હાલો આવે તો વારી હું જાઉં, સખી કોઈ૦ ૩
માહ માસ મને નવ જાય રે, કોણ જાણે હવે કેમ થાય રે ?
મને મંદિર ખાવાને ધાય, સખી કોઈ૦ ૪
ફાગણ માસે ફીકર ઘણી આવી રે, મારી આંખો આંસુડાં લાવી રે,
મને તેલ કઢાઈમાં[2] તાવી,[3] સખી કોઈ૦ ૫
ચૈતર ચેત્યા[4] ઉનાળાના તડકા રે, મારા અંગમાં લાગ્યા ભડકા રે,
મારૂં કાળજું ખાય છે ફડકા,[5] સખી કોઈ૦ ૬
વૈશાખે વિપત બહુ અમને રે, સખી શું કહીએ ઘણું તમને રે ?
વ્હાલો માને નહીં મારા સમને,[6] સખી કોઇ૦ ૭
જેઠ માસે જીવણ પાસે જાવું રે, મંદિર માળીએ આગ લગાવું રે,
હું તો વેશ જોગીનો બનાવું, સખી કોઇ૦ ૮
અષાડ માસે ઉત્તમ હરિ કાજે રે, મને વેશ જોગીનો છાજે રે,
મારા મુખ પર ભભૂતિ બિરાજે, સખી કોઇ૦ ૯

---

૧ ભક્તિશૃંગારરસના મહીના છે. છેલ્લી ટુંક ઉપરથી જણાય છે કે આ ગરબી સંવત ૧૯૨૬ ના જેઠ શુદ ૧ ના દિવસે બનાવવામાં આવી છે. ૨ કઢાઈ=લોઢાનું વાસણ. ૩ તાવી=ઉકાળી, સતાવી. ૪ ચેત્યા=જાગૃત થયા, તૈયાર થયા. ૫ ફડકા=ધડક ધડક થવું. ૬ સમ=સોગન.

શ્રાવણ માસે સ્વામીને મનાવું રે, મારા અંગ પર ભભૂતિ ચડાવું રે,
હું તો ઘેર ઘેર અલખ જગાવું, સખી કોઇ૦ ૧૦
ભાદરવે તો ભાન હું ચુકી રે, મારૂં શરીર ગયું સહુ સુકી રે,
મોહન મળવાની આશા મેં મુકી, સખી કોઇ૦ ૧૧
આસો માસ ઉત્તમ જ્યારે આવ્યો રે, વ્હાલાની વધામણી લાવ્યો રે,
મારા નાથે સંદેશો કહાવ્યો, સખી કોઇ૦ ૧૨
અધિક માસે જ્ઞાનીના સ્વામી રે, વ્હાલા આવ્યા વિઠ્ઠલવર નામી રે,
હું તો ત્યારથી આનંદ પામી, સખી કોઇ૦ ૧૩
સવંત ઓગણી છવીશ લખાયાં રે, માસ જેઠના વાયરા વાયા રે,
શુદ એકમે મહીના ગાયા, સખી કોઇ૦ ૧૪

---

## ગરબી ૨૭.

### આવો હરિ ઘેર ઉત્તમ અલબેલા.[1]

( રઘુપતિરામ હ્રદેમાં રહેજો રે—એ રાહ.)

આવો હરિ ઘેર ઉત્તમ અલબેલા. ટેક.
કારતક માસે કરો કંથ મેળા રે, મોહન મારે મળવાની વેળા રે,
સ્વામી થાઓ સુજનીના ભેળા, આવો હરિ૦ ૧
માગશર માસે મેલી ગયા રોતી રે, વ્હાલા તારી વાટો બહુ જોતી રે,
મારૂં મુખડું આંસુડે ધોતી, આવો હરિ૦ ૨
પોષે સાલે પ્રીતિનો ભાલો રે, હૈડાં વચ્ચે હોળીની ઝાળો રે,
કાળજું બળીને બન્યું લાળો, આવો હરિ૦ ૩
માહ મહીને નારીને મળજો રે, જેવાં વેણુ કહ્યાં તેવાં પળજો રે,
વ્હાલા મારા વ્હેલેરા વળજો, આવો હરિ૦ ૪
ફાગણ ફરતી ફરૂં હું વનમાં રે, વ્હાલાની વાટો જોઉં મનમાં રે,
હોળી રાત્રી દિવસ બળે તનમાં, આવો હરિ૦ ૫

---

૧ ભક્તિશૃંગારરસના મહીના છે, પ્રેમસ્વરૂપ બતાવ્યું છે.

ચૈતર માસે ચતુર નર આવો રે, મોહન વ્હાલા મારા મંદિર આવો રે,
સેજલડીમાં વિઠ્ઠલવર આવો, આવો હરિ૦ ૬
વૈશાખે તપે તન મારૂં રે, વ્હાલા પર હું જીવડો વારૂં રે;
મોહન મને દર્શન દે તારૂં, આવો હરિ૦ ૭
જેઠે તે જીવણથી રમીએ રે, ભોજન કરી ભેગાં જમીએ રે,
મોહન તારા મનમાં અમે ગમીએ, આવો હરિ૦ ૮
અષાડે તે અબળાના સ્વામી રે, આવો વ્હાલા વિઠ્ઠલવર નામી રે,
વ્હાલા વિના દુઃખડાં હું પામી, આવો હરિ૦ ૯
શ્રાવણે સ્વામીને શું કહીએ રે, વ્હાલા વિના સુનાં કેમ રહીએ રે?
સ્વામી તારા ભેગાં કયાં થઇએ? આવો હરિ ૧૦
ભાદરવે તે ભરથાર બહુ વ્હાલા રે, મોહન વિના દરીયાં કાળાં રે,
જીવણ કરો મંદિર અજવાળાં, આવો હરિ૦ ૧૧
આસો તે આપ આવ્યા વ્હાલા રે, જોયા મેં જીવણજીના ચાળા રે,
થયાં મારે મંદિર અજવાળાં, આવો હરિ૦ ૧૨
અધિક માસ જ્ઞાનીને સારો રે, તેમાં હરિ મતલબ મારો રે,
મોહન વ્હાલા મુખડો નિરખું તારો, આવો હરિ૦ ૧૩

---

## ગરબી ૨૮.

### ક્હોને સખી શ્યામ વિના કેમ રહીએ રે?[1]

(રઘુપતિરામ હૃદેમાં રહેજો રે—એ રાહ.)

ક્હોને સખી શ્યામ વિના કેમ રહીએ રે?
શનિવારે સખી મારા સ્વામી રે, મહાસુનમાં રહ્યા પ્રેમધામી રે,
મને મળતા નથી મોક્ષગામી, ક્હોને સખી૦ ૧
રવિવારે મળે કોઇ રૂષી રે, મને અગમ ગઢ આવે સુકી રે,

---

૧ સમાધિના સાત વાર છે. મુસલમાનો શનિવારને પહેલો વાર ગણે છે.

સુનમાં પહોંચીને થાઉં હું સુખી, કહોને સખી૦ ૨
સોમવારે તે સુખમણ સેજે રે, પોઢી દેખે શ્યામળીઆનું તેજે રે,
ત્યાંથી સુરત સામૈયું[1] ભેજે,[2] કહોને સખી૦ ૩
મંગળવારે તે મહાસુન માંહે રે, તાલ મૃદંગ અનહદના થાયે રે,
ધોળ મંગળ પ્રેમનાં ગાયે, કહોને સખી૦ ૪
બુધે શુદ્ધિ શરીરની ખોઇ રે, નિજ મૂર્તિ પ્રત્યક્ષ જોઇ રે,
નથી આપ વિના બીજું કોઇ, કહોને સખી૦ ૫
ગુરૂવારે બ્રહ્મ રૂપ જોયું રે, ચિત્ત મારૂં શ્યામળીયાથી મોહ્યું રે,
દુઃખ પાંચ પચીસનું ખોયું, કહોને સખી૦ ૬
શુક્રવારે શિખર ગઢ આવી રે, સુરતી અગમ અગોચર લાવી રે,
દેખ્યા અલખ નિરંજન ભાવી, કહોને સખી૦ ૭
સાત વાર કહ્યા સર્વ પૂરા રે, **જ્ઞાની** પ્રેમમાં થઇ ચકચૂરા રે,
રહે છે આઠ પહોર હજુરા, કહોને સખી૦ ૮

---

## ગરબી ૨૯.
## કારતકે કંથ સિધાવીયા.[3]

(બીલાવર—વૈદરભી વનમાં વલવલે—એ રાહ.)

કારતકે કંથ સિધાવીયા મેલી મને નિરધાર.
વ્હાલા વિના હું રહી એકલી, એવો બળ્યો અવતાર, કારતકે૦ ૧
માગશરે મેલી છે એકલી સુના મંદિર માંહ,
સેજલડીએ અગ્નિ બળે, મેડીઓ ખાવા ધાય, કારતકે૦ ૨
પોષે પિયુજીના કારણે, પ્રાણ તજું નિરધાર,
સુંદર નારની સેજ પર, આવો હરિ પ્રાણાધાર, કારતકે૦ ૩
માહે મળો મારા નાથજી, જેમ મળે ખાંડ દુધ,

---

૧ સામૈયું=આવકાર માટે સામા જવું તે. ૨ ભેજે=મોકલે. ૩ ભક્તિ શૃંગારરસના મહીનાની ગરબી છે.

મુજ ઘટમાં પરગટ થઈ, કરજો અમને શુદ્ધ, કારતકે૦ ૪
ફાગણ આવ્યો હો સખી, આવી ઉનાળાની આંચ,
વ્હાલા મારા નવ આવીયા, મહીના વહી ગયા પાંચ, કારતકે૦ ૫
ચૈતર ચારે દિશા જોઉં વાટ વ્હાલાની બહુ,
કામ કશું સુઝે નહીં, ઘેલી કહે મને સહુ, કારતકે૦ ૬
વૈશાખે વ્હેલેરા આવજો વ્હાલા જોઉં તારી વાટ,
સુની રહી સુખ સેજડી, સુની હીંડોળાખાટ, કારતકે૦ ૭
જેઠે જોગ મળ્યો નહીં, વ્હાલાથી છે વિયોગ,
આવો પ્રીતમ પાતળા, મુજથી કરો સંજોગ, કારતકે૦ ૮
અષાડ આવ્યો ચાતુર માસો, આવો ઉત્તમ લાલ,
વ્હાલા તમારા વિજોગમાં છે રે ઘણી જંજાળ, કારતકે૦ ૯
શ્રાવણે સુંદરી એકલી, શું કહે દુઃખની વાત?
સરખી સાહેલી રંગે રમે, સૌ સૌના સ્વામી સાથ, કારતકે૦ ૧૦
ભાદરવો ભલે વરસીયો, ટાઢું થયું તેથી વંન,
સુકાં ઝાડ લીલાં થયાં, બળે રે અમારૂં તંન, કારતકે૦ ૧૧
આસો આવી વધામણી, વ્હાલા મળવાની આશ,
ઘટમાં મારા પ્રકટ થયા, પિયુજી પાસેના પાસ, કારતકે૦ ૧૨
અધિકે **જ્ઞાની**ની વિનતી જે કોઇ સમજે તેહ,
દેરાં મસીતો મંદિરમાં જ્યાં ત્યાં એનો એહ, કારતકે૦ ૧૩

---

## ગરબી ૩૦.

### પહેલાં તો સુન હતું સાંભળો.[1]

( બિલાવર–ચૈદરભી વનમાં વલવલે—એ રાહ. )

પહેલાં તો સુન હતું સાંભળો, કોઇ નહોતું સ્થાન,
અગમ અલોપ વસ્તુ હતી, નહોતું નામ નિશાન, પહેલાં૦ ૧

---

૧ સંસારની ઉત્પત્તિ સંબંધી આ કાવ્ય છે.

તેમાં સત્તા સર્વે હતી સૃષ્ટિ લીલા ને માય,
જેવાં બીજમાં ઝાડ છે, વળી ફૂલ ફળ તે માંહ, પહેલાં૦ ૨
તેને પ્રેમ પૂરણુ થયો પોતે જોવાના કાજ,
અગમથી બ્રહ્મ પ્રકટ થયો રૂપ લીધું મહારાજ, પહેલાં૦ ૩
તે બ્રહ્મના એક ભાગથી લીધું આત્મા રૂપ,
બીજા ભાગે તે બ્રહ્મના કીધું અગ્નિ સ્વરૂપ, પહેલાં૦ ૪
આત્મારૂપી તે બ્રહ્મથી જીવ બનાવ્યા તમામ,
ગગન મંડળની લીલા કરી, રૂપ બન્યાં પછી આમ, પહેલાં૦ ૫
અગ્નિથી વાયુ થયો, થયું વાયુથી નીર,
પાણીથી કફ ને કફથી પૃથ્વી, સાંભળો સજ્જન વીર, પહેલાં૦ ૬
અગ્નિ પવન જળ માટીથી રૂપ બનાવ્યાં અમાપ,
તે રૂપમાં બ્રહ્મ આતમા આવી સમાયા આપ, પહેલાં૦ ૭
હરિ ઇચ્છાથી તે સહુ બન્યું, લીલા માયા રૂપ રંગ,
અનેક સ્વરૂપ બની રહ્યાં, બહુ રંગીલાં અંગ, પહેલાં૦ ૮
તેમાં કોણુ જૂદું થયું? સર્વે એક છે માય,
આત્મારૂપ તો એક છે જૂદી થઇ સૌની કાય, પહેલાં૦ ૯
કાયા તમે નહીં દેખજો, દેખો આત્મા ભાઈ,
સર્વેમાં આત્મા એક છે, પશુ ને લોક લોગાઈ, પહેલાં ૧૦
એવો ભેદ છે અલખનો, સંતો સુણો મારા ભાઈ,
એ રીત સૃષ્ટિની ઉત્પત્તિ, તમને મેં સમજાઇ, પહેલાં ૧૧
તે પર અનેક વસ્તી થઇ, સુર[1] અસુર[2] પરી[3] સાર,
અગ્નિ પવન જળ બ્રહ્મના જીવે ધર્યો અવતાર, પહેલાં૦ ૧૨
સર્વેના કેડે મનુષ્યનું હરિએ બનાવ્યું અંગ,
તેમાં પ્હેલો ભાગ બ્રહ્મનો આત્મા થઇ વસ્યો સંગ, પહેલાં૦ ૧૩
તે મૂર્ત્તિ હરને પ્રેમથી પ્યારી લાગી બહોત,

૧ સુર=દેવતા. ૨ અસુર=રાક્ષસ. ૩ પરી=દેવાંગનાઓ.

તેમાં પોતે પ્રકટ થયા ત્યાં જાગી બ્રહ્મજ્યોત, પહેલાં૦ ૧૪
તેમાંથી મોટા ઋષિ થયા, મોટા અવતારી સંત,
મુનિ તપેશ્વરી યતિ થયા આચારી ગુણવંત, પહેલાં૦ ૧૫
તેમાં તે જે કોઇ ખોળશે હરિ મળશે રે ભાઈ,
એથી બીજું કોઇ મોટું નથી, કહું છું હરની દુવાઈ, પહેલાં૦ ૧૬
તેમાં તમે ઢુંડો આતમા, બીજે જાશો ન કયાંહિ,
તે હરિ મળવાનો ઘાટ છે, ત્યાં છે અલખ ગોસાંઈ, પહેલાં૦ ૧૭
ટીકા આ વાતની બહુ હતી, પણ ટુંકામાં આ સાર,
જ્ઞાને વસ્તુ સહુ એક છે, બીજી કયાંથી થનાર ? પહેલાં૦ ૧૮
એવું સમજી હર ખોળજો, ધરજો શાસ્ત્ર મરજાદ,
શાસ્ત્રથી ડગશો તો દુઃખ થશે, લોકો કરશે વિવાદ, પહેલાં૦ ૧૯
**જ્ઞાની** પોતાના ધર્મમાં ખૂબ રહે મજબૂત,
જ્ઞાનો માનો પિયુ શોધી લે મન રાખી સાબૂત, પહેલાં૦ ૨૦

## ગરબી ૩૧.

### દયાળા ઓરા આવો રે.[1]

(હું પાય પડું છું—એ રાહ.)

દયાળા ઓરા[2] આવો રે હું દરશન માગું,
દરશન માગું વ્હાલાના પાયે લાગું, દયાળા૦ ટેક.
દરશન વિના તે મારો જીવ ઘણો કલ્પે રે,
નિદ્રામાંથી[3] ઉઠી ઉઠી જાગું, દયાળા૦ ૧
દરશન દેખું તો વ્હાલા તન મન વારૂં રે,
મનડાની ભ્રાંતિ હું ભાગું, દયાળા૦ ૨
જીવડો અમારો વ્હાલા તમ સંગ બાંધ્યો રે,
સંસાર સર્વે હું ત્યાગું, દયાળા૦ ૩

૧ ભક્તિશૃંગારરસની ગરબી. ૨ ઓરા=પાસે. ૩ નિદ્રા=ઉંઘ.

પ્રેમ પીડાથી મારી દેહ ઘણી દાઝે રે,
ન ચાલે દોરડું કે ધાગું,[1] દયાળા૦ ૪
સન્મુખ આવો તો વ્હાલા પ્રેમ લ્હેરથી રે,
ધાઈ ધાઈ તારા ગળે લાગું, દયાળા૦ ૫
**જ્ઞાની** કહે છે મને દરશન દેજો રે,
બીજું કશુંએ હું ન માગું, દયાળા૦ ૬

## ગરબી ૩૨.

### મને દાડી દરશન દેજો રે.[2]

( હું પાય પડું છું—એ રાહ. )

મને દાડી દરશન દેજો રે પ્રીતમ પ્યારા,
પ્રીતમ પ્યારા સકળથી છો ન્યારા, મને દાડી૦ ટેક.
દરશન આપો તો મારો જીવડો હું વારૂં રે,
ધોઇ પીઉં ચરણુ તમારા, મને દાડી૦ ૧
રાંક દુર્બળ હું દાસ તમારો રે,
તમે છો નાથ અમારા, મને દાડી૦ ૨
રૂપ તમારૂં વ્હાલા ઘણું શું વખાણું રે?
નિશ્ચે છો બ્રહ્મ અવતારા, મને દાડી૦ ૩
તમારા મુખ પર વ્હાલા શું શું હું વારૂં રે?
ચંદ્ર સૂરજ ને સર્વે તારા, મને દાડી૦ ૪
સ્વરૂપ તમારૂં વ્હાલા સર્વેથી ન્યારૂં રે,
નામ નિરંજન નિરાકારા, મને દાડી૦ ૫
તમારા કાજે તો વ્હાલા આતમ **જ્ઞાની** રે,
ત્યાગ્યા છે સૌ સંસારા, મને દાડી૦ ૬

૧ દોરડું કે ધાગું=મંત્રેલા દોરા. ૨ આ ગરબીમાં ભક્તના પ્રેમના ઉદ્દગાર બતાવી પ્રેમસ્વરૂપ સમજાવ્યું છે.

## ગરબી ૩૩.

### અલબેલા અળગા રહોને રે.[1]

(હું પાય પડું છું—એ રાહ.)

અલબેલા અળગા રહોને રે, હું દાણ નહીં આલું,
મારગમાં મનખો શું લોને! અલબેલા૦ ટેક૦
વ્હાલા રે મારા મારગ જાતે શું પાલવ પકડો!
તે કારણ અમને કહોને, અલબેલા૦ ૧
વ્હાલા રે મારા હું છું ગોકુળની ગોવાલણ,
મને મારગ જાવા દોને, અલબેલા૦ ૨
વ્હાલા રે મારા તમે તે દાણ શાનું માગો?
તમે ન્યાય કરી બોલોને, અલબેલા૦ ૩
વ્હાલા રે મારા તમે છો અંતર જ્ઞાની,
મને મારગમાં શું રોકોને? અલબેલા૦ ૪

---

## ગરબી ૩૪.

### ગોવાલણ ઘુંઘટ ખોલો રે.[2]

(હું પાય પડું છું—એ રાહ.)

ગોવાલણ ઘુંઘટ ખોલો રે હું દાણ નહીં માગું,
હશીને હમથી બોલો, ગોવાલણ૦ ટેક.
છબીલી તમે અધર[3] બાંધીને શિદ ઉભાં?
મુખમાંથી માણક રોલો, ગોવાલણ૦ ૧
છબીલી તમને રાસ રમાડું રૂડી રીતે,
મોરલીના શબ્દે ડોલો, ગોવાલણ૦ ૨

---

૧ આ ગરબી ભક્તિશૃંગારરસની છે. ૨ ભક્તિશૃંગારરસની ગરબી છે.
૩ અધર બાંધી=હોઠ બંધ કરી, બોલ્યા વગર.

છબીલી કરો હાથે તાળી ને મુખ હાંસી,
માથાનાં મોતી તોળો, ગોવાલણ૦ ૩
છબીલી તમે જ્ઞાની તણા રે ગુણ ગાઓ,
ગિરધારી મળીયો ભોળો, ગોવાલણ૦ ૪

## ગરબી ૩૫.

### હરિ મારા મ્હોલે પધારો રે.[1]

(બેડો બાઈ બુડતો તારો રે—એ રાહ.)

હરિ મારા મ્હોલે પધારો રે લાગ્યો મને પ્રેમ તમારો જી,
મોહનજી આ પ્રાણ અમારો રે, હવે નહિં લાગે સારો જી. ટેક.
તમો વિના પ્રાણ હવે નહીં રહે લાગ્યો છે તમથી સ્નેહ,
અંતરમાં અગ્નિ બળે વ્હાલા દાઝે છે મારી દેહ, હરિ૦ ૧
ચિત્તડું મારૂં ચોરી ગયા રે ભુલી છું સર્વે ભાન,
વ્યાકુળ થઈ વનમાં ફરૂં મને લાગ્યું તમારૂં ધ્યાન, હરિ૦ ૨
કર જોડીને અરજી કરૂં છું હું રંક તમે રાઓ,
હાથ છોડાવીને જાઓ છો મારા હૈડેથી કદી નવ જાઓ, હરિ૦ ૩
ઘેલી થઈ હું શુદ્ધિ વિસરી ચિત્તડું વ્યાકુળ થાય,
વ્હાલા વિના રહું એકલી મારો જીવડો બળી બળી જાય, હરિ૦ ૪
સન્મુખ આવજો સાહેબા રે તલપે છે મારો પ્રાણ,
હૈડા વચ્ચે તો હોળી બળે મારા કાળજામાં લાગ્યાં બાણ, હરિ૦ ૫
વિનંતી કરીને ખોળા પાથરૂં નયણાંમાં નીર ન મ્હાય,
દયા કરીને વ્હેલા આવજો તમ વિના ઘડીએ ન જાય, હરિ૦ ૬
મ્હોલે આવો તો સેવા કરૂં રે શીષનું આલું દાન,
તન મન ધન વારૂં સહી મારો જીવડો કરૂં કુરબાન, હરિ૦ ૭

૧ ભક્તિશૃંગારરસ દ્વારાએ સમાધિ સાથે પ્રેમસ્વરૂપ બતાવ્યું છે.

ભાવ તણાં ભોજન કરાવું પ્રેમ તણું જળપાન,
વ્હાલા તમારા શ્રીચરણે રહું રાખી તમારૂં ધ્યાન, હરિ૰ ૮
સુખમણુ સેજ સમારીએ રે સુરત સમાગમ થાય,
પોઢીએ આપણુ એકલાં પછી અમૃત રસ પીવરાય, હરિ૰ ૯
જ્ઞાનીના સાથે પ્રેમથી રે રાસ રમો મહારાજ,
બેડીલું પાર ઉતારજો મારી બાંય પકડયાની લાજ, હરિ૰ ૧૦

## ગરબી ૩૬.

### હરિ મારા હૈડામાં વ્હાલા રે.[1]

( બેડો બાઇ બુડતો તારો રે—એ રાહ. )

હરિ મારા હૈડામાં વ્હાલા રે મારા મ્હોલે આવો લટકાળાજી
મોહન તમે છો મતવાળા રે ગમે મારા ચિત્તમાં ચાળા જી. ટેક
હરિ મ્હોલે પધારોને સાહેબા રાખોને મારૂં માન,
એકે પગે હું તપશા કરી વ્હાલા ધરૂં તમારૂં ધ્યાન, હરિ૰ ૧
રાત્રિ દિવસ રૂદન કરૂં રે સુરતા શ્યામળીયાની સાથ,
હાથ જોડીને હજુરમાં ઉભી અરજ કરૂં દીનાનાથ, હરિ૰ ૨
વ્હાલા તમારા વિજોગમાં રે એળે જન્મારો જાય,
આ રે ટાણે વ્હેલા આવજો મારો મનખો અકારજ થાય, હરિ૰ ૩
સેજલડીમાં અગ્નિ બળે રે મંદિર ખાવાને ધાય,
વ્હાલા અતિ ઉચાટમાં મને મહાજમ[2] રાત ન જાય, હરિ૰ ૪
રાત્રે ઉઠીને રૂદન કરૂં રે આંખે આંસુડાની ધાર,
વ્હાલાજી મારા ગરીબની હવે વ્હેલી કરો તમે વાર,[3] હરિ૰ ૫
ઘરનો ધંધો મને ના ગમે ને ત્યાગ્યાં છે ઉંઘ આહાર,

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે. ૨ જમ=જમ જેવી ભયંકર.
૩ વાર=મદદ.

વ્યાકુળ મારો જીવ થયો નથી તમ વિના એક આધાર,હરિ૦ ૬
હરિ તમે છો મારા સાહેબા હું છું તમારી દાસ,
વાયદો તમે મુજથી કર્યો તેની મનમાં છે મારે આશ, હરિ૦ ૭
શીલ સંતોષ ને તપ ને ભાવનું નાવ છે મારૂં સાર,
તેથી તારા મળવા તણો મનમાં જ્ઞાનીને મોહ અપાર, હરિ૦ ૮

## ગરબી ૩૭.

### હરિ મારા ભાવના ભોગી રે.[1]

( એડો બાઈ બુડતો તારો રે—એ રાહ. )

હરિ મારા ભાવના ભોગી રે મારે ઘેર આવો સંજોગી જી,
નિરંજન નાથ નિરોગી રે મને ના રાખો વિજોગી જી. ટેક.
તનડું મારૂં કાંઈ ના ઠરે જ્યારથી થયો છે સ્નેહ,
સંસાર સૌ અલગો થયો મને કડવી લાગે મારી દેહ, હરિ૦ ૧
સ્વર્ગનું સુખ મને ના ગમે વ્હાલા વિના છે વિનાશ,
આઠ પહોર હજુરમાં મને રાખો તમારી પાસ, હરિ૦ ૨
વ્હાલા તમારી જુદાઈના રે ડાઘ ખમ્યા નવ જાય,
છાતીમાં દુઃખની શાયડી મારૂં કાળજું કડકા થાય, હરિ૦ ૩
ખાવું પીવું ને પહેરવું રે સેજલડીનું સુખ,
એ સર્વે કાંઈ ના ગમે મારા વ્હાલા વિના ઘણું દુઃખ; હરિ૦ ૪
આઠ પહોર આનંદથી રે કરૂં છું તમારૂં હું ધ્યાન,
સુરતા રાખું છું હજુરમાં નથી બીજું કશું મને ભાન, હરિ૦ ૫
સંસાર સૌ ત્યાગી કરી રે મુકયો છે સૌ સંતાપ,
રાત દિવસ તારા નામનો જપે જ્ઞાની અજંપા જાપ, હરિ૦ ૬

૧ ભક્તિશૃંગારરસની ગરબી છે, પ્રેમસ્વરૂપ બતાવ્યું છે.

# ગરબી ૩૮.

## મોહન મને શિદને વિસારો રે.[1]

( બેડો બાઈ બુડતો તારો રે—એ રાહ. )

મોહન મને શિદને વિસારો રે કૃપા કરી મંદિર પધારો જી.
વ્હાલા મારા વેણુના હારો રે દર્શન મને દોને તમારો જી.ટેક.
તમારા મોકલવાથી આવીયો હું લીલા જોવાના કાજ,
વાયદો ફરી મળવા તણો તમે મુજથી કર્યો મહારાજ, હરિ૦ ૧
શ્વાસોશ્વાસ તમે સાંભરો રે તમો વિના પળ ન જાય,
પ્રાણ બંધાયો છે તમ થકી હવે તમો વિના ન રહેવાય, હરિ૦ ૨
આઠ પહોર લાગી રહી છે સુરતા તમારી પાસ,
મનમાંથી ઘડીએ નથી વિસરતા રૂદિયામાં કીધો વાસ, હરિ૦ ૩
તમો વિના કાંઇ મને ના ગમે સંસારીયાનું સુખ,
એક ગમે હરની ભાવના બીજી દર્શનની છે મને ભુખ, હરિ૦ ૪
રાત દિવસ ફરૂં એકલો રે કોઈથી મળે નહીં ચિત્ત,
વાત ચીત કોઈની ના ગમે મને લાગી છે તમ સાથ પ્રીત, હરિ૦ ૫
પ્રેમ પીડા હું કોને કહું રે મનમાં રહું છું ઉદાસ,
કદી ફરૂં ઘેલો ગામમાં કદી વ્યાકુળ થઈ વનવાસ, હરિ૦ ૬
કામ કશું સુઝે નહીં રે ભુલી ગયો છું હું ભાન,
લોક જાણે કે ઘહેલો થયો મને લાગ્યું તમારૂં ધ્યાન, હરિ૦ ૭
**જ્ઞાની** કરે એમ વિનંતી રે સાંભળો સ્વામીનાથ,
કોઈની મને પરવા નથી, મને મતલબ તમારી સાથ, હરિ૦ ૮

---

૧ ભક્તિભાવની ગરબી છે, હૃદયના પ્રેમરસનો ઉભરો બતાવ્યો છે.

# ગરબી ૩૯.

## કહું પ્રેમની વાત હું સુણ સખી.[1]

( ઝુલના—ઠુમરીની રાહમાં. )

કહું પ્રેમની વાત હું સુણ સખી, મને વ્રેહની પીડ છે બહુ ઘણી,
મારા દુઃખની વાતો કોણ જાણે? તમે સુખમાં રમતી સહુ જણી, ૧
પીધા પ્રેમના રસ મેં હેત કરી, લાગ્યાં વ્રેહનાં બાણો ઉર મહીં,
તમે કોઈ ન જાણો વાત સખી, મારી વીનતી માનશો કોઈ નહીં.૨
મારી પ્રેમની પીડ ન કોઈ જાણે, સર્વે સખી શુદ્ધ બુધ ખોઈ રહી,
જેને પ્રેમનો ઘા છે તે જાણે, છાની વાત ન કોઇને જાય કહી. ૩
કદી પ્રેમ વિના પિયુ નહીં મળે, કહો દુઃખ વિના સુખ હોય કહી?
જ્યાં ગુલાબનું ફૂલ છે સુણ સખી, ત્યાં તું જોને કાંટા છેજ સહી.૪
તમે પ્રેમની પીડા મન આણો, અતિ વ્રેહનું દુઃખ તે શુભ જાણો,
પછી ઘટમાં મળશે પિયુ સખી, તમે બહાર ન ભટકો સુખ માણો.૫
આદિ પ્રેમની લહેર તો છે મને, જ્યાંથી જીવનું નામ ધરાવીયું,
હવે તન વારીને પિયુ ઉપર, ફરી જીવ પિયુ ભણી આવીયું. ૬
મારા પિયુડે મુજ પર દયા કરી, મારા સામું જોયું છે પ્રેમથી,
હું ફરૂં છું પ્રેમની મદમાતી, હવે કોઈની પરવા મને નથી. ૭
ઘણી સખીઓ પિયુને શોધવાને ફરે દેશ વિદેશ વિજોગથી રે,
ઘણા વેશ કરી પરદેશ ફરે, નહીં સ્વામી મળે સંજોગથી રે. ૮
કોઇ અંગ ભભૂત ઘસે ઘણી, કોઇ તિલક કરે કપાળ મહીં,
કોઈ કરમાં માળા લઈ ફરે, સર્વે મસ્ત છે આપના હાલ મહીં. ૯
કોઇ લઇ જનોઈના તાર ખાસા, નાખે આપ ગળામાં હાર કરી,
કોઇ શિર મુંડાવીને સુખ કરે, કોઈ શીષ જટાનો ભાર કરી.૧૦

[1] આત્મજ્ઞાન અને બ્રહ્મસ્વરૂપ આ ગરબીમાં સમજાવ્યું છે.

કોઇ તસ્બી[1] ફેરવે કર મહીં, કોઇ રહે મસીદમાં થઈ વલી,
કરે પોતાના પેટનાં સહુ જતન, ફરે પિયુને ખોળતા હર ગલી. ૧૧
કોઈ કાશીમાં તીર્થ જઈ કરે, કોઈ જાય દ્વારકા દુઃખ કરી,
કોઇ મક્કે જઇ તવાફ[2] કરે, સખી એમ તો નહીં મળે હરિ.૧૨
સખી દેશ પિયુનો કોઈ નથી, નથી ઠામ ઠેકાણું આ જગમાં,
તું શું ભુલીને ભટકે છે સખી ! પિયુ મળશે નિશ્ચે જો તુજમાં.૧૩
તને ખોજ સખી પિયુ તુજમાં છે, આપો ત્યાગ પછી તને પિયુ મળે,
જેવું દુધમાં ઘૃત સમાઇ રહ્યું, એમ તુજ મહીં તુજ પિયુ ભળે.૧૪
સખી સુનમાં શોધને પિયુને તું, જા અગમના માર્ગે હેત કરી,
દેશ પિયુનો આવશે પાસ સખી, મહા સુનમાં મળશે લાલહરિ.૧૫
મેલ મોહ માયા તારા મનથી તું, છોડ દ્વૈતા ડાકણી હે સખી,
જાણુ એક બ્રહ્મ તારા ઉર મહીં, નામ હરિનું હૈડે રાખ લખી.૧૬
ઘણા પ્રેમથી ઘટ ફેરવ માળા, તારી શુદ્ધ શરીરની ખો સખી,
તારા મન તરંગનો નાશ કરી, તારા મનનો મેલ તું ધો સખી.૧૭
પછી સુનમાં સુરતી રાખ સખી, કર ધ્યાન તું પિયુના નામનું,
ચડ ગઢ અગમનો ગમ પડે, થાય દર્શન પિયુના ધામનું. ૧૮
તારા ઘટમાં દીવડો નિત્ય બળે, તને કેમ અંધાપો આવીયો ?
તારા નેનમાં નૂર છે પિયુ તણું, તને પિયુડે બોલ બોલાવીયો. ૧૯
તને સોચને સહી તું કોણ હતી ? કયાંથી આવી ચડી આ દેશ મહીં?
તું કાંઇ નથી સાચું માન સખી, એ પિયુ વસે તારા વેશ મહીં. ૨૦
**જ્ઞાની** જ્ઞાનથી પારખે સહુ પિયુ, અજ્ઞાની આંધળો સરખો જી,
દેખો એક સોનાના ઘાટ ઘણા, સર્વ ઘાટ તે હેમ છે પરખો જી. ૨૧

## ગરબી સંગ્રહ સમાપ્ત.

---

૧ તસ્બી=માળા. ૨ તવાફ=પ્રદક્ષિણા, આસપાસ ફરવું તે.

# પદ સંગ્રહ.

## પદ ૧.

### જાગો જાગો પ્રેમી સ્નેહી.[૧]

( પ્રભાતિયું—જીભલડી રે—એ રાહ. )

જાગો જાગો પ્રેમી સ્નેહી ભોર[૨] થઈ ઉઠી જાગો રે,
આ વેળા તો સ્વામી ભજ્યાની ઉંઘ આળસ સર્વ ત્યાગો રે,જા૦૧
શું સુતા છો મોહ્ઈ માયામાં અજ્ઞાન અંધકાર ઓઢી રે,
ગઈ જુવાની હવે પળી[૩]આવ્યાં હજી ન જાગ્યા બળભાગો[૪]રે,જા૦૨
અજ્ઞાન અંધારૂં ઘટમાંથી કાઢો જ્ઞાનનો દિવડો બાળો રે,
ગફલત મુકી હવે ચેતો ચિત્તમાં સદ્‌ગુરૂના પાયે લાગો રે,જા૦૩
હવે તમે નિત્ય નિરંજન સમરો માન અભિમાન મુકો રે,
ધ્યાન કરો તમે સાચા ધણીનું હવે તો મુક્તિ માગો રે,જા૦૪
દયા ભાવ તમે ચિતમાં આણો કોમળ રાખો મનડું રે,
પુન્ય દાન હવે કરોને હરખી પાપથી તમે દૂર ભાગો રે,જા૦૫
ભાવભાલો[૫] લઈ પ્રેમતુરી[૬] ચઢો સુરતીનું બાણુ ચલાવો રે,
પાંચ પચીસ ચોર ઘટમાંથી કાઢો કરો કેસરીઓ વાઘો રે,જા૦૬
આ ટાણે ભુલશો તો બગડશે મનખો જાશે તમારો રે,
**જ્ઞાની** તમે હવે સાહેબ સમરો નહિંતો થશે હંસ કાગો રે,જા૦૭

---

## પદ ૨.

### શું રે કહું પ્રેમ વાતડી.

( પ્રભાતિયું—સુખ દુઃખ મનમાં—એ રાહ. )

શું રે કહું પ્રેમ વાતડી કોને હું સમજાવું ?
પ્રેમ થકી હું પેદા થયો પ્રેમના ગુણ ગાઉં, શું રે કહું૦ ૧

---

૧ જ્ઞાનદશા ઉત્પન્ન કરનાર સદુપદેશ એ આ પદનો ભાવાર્થ છે.
૨ ભોર=પ્રભાત. ૩ પળી=ધોળા વાળ. ૪ બળભાગો=મોટા ભાગ્યવાળા, નશીબવાન. ૫ ભાવભાલો=ભાવરૂપી ભાલો. ૬ પ્રેમતુરી=પ્રેમરૂપી ઘોડો.

પ્રેમ થકી મારો સાહેબો આપ પ્રગટ થઇ આવ્યો,
રૂપ લીધું રે રળીઆમણું તે પર મોહ્યો તે ઠાઉં,[1] શું રે કહું૦ ૨
પ્રેમ થકી મારા સાહેબે સર્વ લીલા રચાવી,
પ્રેમથી સહુમાં રમી રહ્યો હું તે કોને બતાવું ? શું રે કહું૦ ૩
પ્રેમની લહેર જેને ચઢે તે તો પિયુજીને પાવે,
પ્રેમ રસ છે ઘણો મીઠડો હું તો કોને ચખાવું ! શું રે કહું૦ ૪
સૌ સખીઓ પ્રેમ પ્રીતથી મારા પીયુને મનાવે,
**જ્ઞાની** કરી પ્રેમ પ્રીતડી મારા પિયુજીને પાઉં, શું રે કહું૦ ૫

## પદ ૩.

## એસા રે નવશાહ કોન હે.[2]

( પ્રભાતિયું—સુખ દુઃખ મનમાં—એ રાહ. )

એસા રે નવશાહ[3] કોન હે જીન્ને જગત ઉજાલા ?
કુફરકી[4] શેહાહી[5] કાટકર ઝુલ્મ જડસેં નીકાલા, એસા રે૦ ૧
સર પર છત્ર લવ લાકકા[6] નવશેહકે બિરાજે,
પીર પેગંબર ઓલીઆ સબમેં રૂતબા[7] હે બાલા,[8] એસા રે૦ ૨
કરકે સવારી બુરાકકી[9] રબસેં મીલને સીધારા,
અપને કદમકી ખાકસે[10] અર્શકા ધુન્જારા ટાલા, એસા રે૦ ૩
હુરો પરી[11] ઓર આદમી ઓર જીન્નો[12] મલાયક,[13]
ઉસ નવશેહકે નામકી સારે જપતે હેં માલા, એસા રે૦ ૪
દોનું જહાંકા બાદશાહ બ્હોત દરજા હે આલા,[14]

---

૧ ઠાઉં=વખતે. ૨ આ પદમાં પેગંબરની સ્તુતિ છે. ૩ નવશાહ=વરરાજા. ૪ કુફરકી=નાસ્તિકપણાની. ૫ શેહાહી=અંધારૂં, મનની કાળાશ. ૬ લવ લાક=શ્લોકનું નામ છે. ૭ રૂતબા=હોદ્દો. ૮ બાલા=ઉંચો, મોટો, સારો. ૯ બુરાકકી=ઘોડાની. ૧૦ કદમકી ખાખસેં=પગની રજથી. ૧૧ હુરોપરી=દેવાંગના, અપ્સરાઓ. ૧૨ જીન્નો=જન, પ્રેત. ૧૩ મલાયક=યમ. ૧૪ આલા=સારો, મોટો.

જો સમરે ઈસ નામકો ઈસકા હોય બોલ બાલા,[2] એસા રે૦ ૫
ઓહી છુડાવે અજાબસેં ઓહી જન્નત[1] દીલાવે,
ઓહી હે માલક ભેહસ્તકા[3] દુજા કોન દેનેવાલા? એસા રે૦ ૬
કર લે ઉસીકી પેરવી સચ્ચે દિલસેં તું **જ્ઞાની**,
જો હલકા[4] તેરે કાનમેં ઉસકી બંદગીકા ડાલા, એસા રે૦ ૭

## પદ ૪.
## સુણ લે મીયાં મેરી વિનતી.

( પ્રભાતિયું—સુખ દુઃખ મનમાં—એ રાહ. )

સુણ લે મીયાં મેરી વિનતી અર્જ કરતા હે બંદા,
તું તો બડા હે બાદશાહ મેં તો બંદા હું ગંદા, સુણ૦ ૧
દોનું જહાંમેં આબરૂ રખ લે આજીઝકી[5] અલ્લાહ,
મેં તો બિચારા ગરીબ હું તું હે રોઝી દેહંદા[7], સુણ૦ ૨
ચારૂં તરફસેં મેં ભાગ કર તેરી દરગાહમેં આયા,
અબ તો તું મુજસેં દૂર કર મેરી ગફલતકા ફંદા, સુણ૦ ૩
પાણી પર ધરતી બીછાઇ તેં ઓર આસમાન બનાયે,
તારૂંકી જ્યોત લગાયકર કીયે સૂરજ ચંદા, સુણ૦ ૪
આઠું ભેહસ્તેં સમારીયેં તેરે બંદુંકે ખાતર,
હુરેં બની ઉસ બાગમેં આઠ મેવા પરંદા,[8] સુણ૦ ૫
એ તો કછુ મેં નહીં માંગતા મેં તો તાલબ[9] હું તેરા,
**જ્ઞાની** ફકીરકી વિનતી સુણ લે પેદાકુનંદા,[10] સુણ૦ ૬

---

૧ બોલ બાલા = સારી વાણી, સારૂં. ૨ જન્નત = સ્વર્ગ. ૩ ભેહસ્ત = સ્વર્ગ. ૪ હલકા = કાને નાખવાનું કુંડળ; પ્રથમ બાદશાહી વખતમાં ગુલામોના કાનમાં ગુલામીની નિશાની તરીકે કુંડળ પહેરાવતા હતા. ૫ આ પદમાં પરમેશ્વરની પ્રાર્થના છે. ૬ આજીઝકી = પામર જીવની. ૭ રોઝી દેહંદા = અન્નદાતા. ૮ પરંદા = પક્ષીઓ. ૯ તાલબ = ઇચ્છા રાખનાર. ૧૦ પેદા કુનંદા = પેદા કરનાર.

## પદ ૫.

## ધન ધન માલી બાગકે.[1]

( પ્રભાતિયું—સુખ દુઃખ મનમાં—એ રાહ. )

ધન ધન માલી બાગકે બાગ અચ્છા બનાયા,
ગુલ બુટ્ટા હરેક ભાતકા તુને સોહણું લગાયા, ધન૦ ૧
તેરે હુંનરકા પાર નહીં કોઇ કયું કર વખાણે ?
ઘાટ જુદા હરેકકા તુને કરકે બતાયા, ધન૦ ૨
લાખું કરોડું ઘાટ હે તેરી બાડીકે અંદર,
સબકો ન્યારા તેં કર દીઆ કોઈ મીલને ન પાયા, ધન૦ ૩
રંગ રૂપ રસ બાસ ગુણ સબમેં ન્યારે કીયે તેં,
એસા હુંનર કોઈ ઓરકા દેખનમેં ન આયા, ધન૦ ૪
ગગનમેં કહીં કહીં ભાતકી તુને રચના રચાઇ,
આભામંડલકે ભેદકા કોઈ પાર ન પાયા, ધન૦ ૫
ધરતીકે ઉપર બ્હોતસી તુને લીલા બનાઈ,
પાર નહીં તેરે કામકા હે અપારી એ માયા, ધન૦ ૬
કહાં તક વખાણું મેં કામકો તેરી કુદરતકે મૌલા ?
સુકી ઝમીકી ખાકસેં લાખું રૂપ બનાયા, ધન૦ ૭
દુનિયાકા બાગ બનાયકર આપ કરતા તમાશા,
આપ રખવાલી બાગકા આપ માલી કહાયા, ધન૦ ૮
પાણીકા પુતલા પેટમેં તુને કુદરતસેં બાંધા,
રંગ રૂપ ઉસે બક્ષકર આપ ઉસ પર લુભાયા, ધન૦ ૯
નામ રખા ઈનસાનકા ઉસકો બંદા બનાકે,
ઉસકે ભીતર તુને પ્યારસેં ભેદ અપના છુપાયા, ધન૦ ૧૦
એસા બગીચા બનાયકર આપ ઝાહેર હો આયા,

૧ આ પદમાં ઈશ્વરને માળીની ઉપમા અને દુનિયાને બાગની ઉપમા આપી દુનિયાની રચનાનું વર્ણન કર્યું છે.

ધન ધન તેરે કામકો એ મેરે મન ભાયા, ધન૦ ૧૧
એ બાગ તેરે ઇશ્કકા મૌલા રખીએ તું કાયમ,
તરોતાઝા[1] ઓર હરાભરા[2] ઈસકો રખ તું ખુદા યા, ધન૦ ૧૨
મેં બુલબુલ ઈસ બાગકા ખુશ રહું દેખ હરદમ,
ઇસકી બહાર[3] રહેવે સદા યેહ જ્ઞાનીને ચાહા, ધન૦ ૧૩

## પદ ૬.

## આ સૃષ્ટિ તો અમર નથી.[4]

( પ્રભાતિયું—સુખ દુ:ખ મનમાં—એ રાહ. )

સંતો આ સૃષ્ટિ તો અમર નથી, કોઈ દિન નાશ તે થાશે,
જે રે વસ્તુ છે પેદા થઈ તે તો નિશ્ચેજ જાશે, સંતો૦ ૧
ઘણા રે કાળથી આ ખેલ છે, કોઇ દિન પ્રલય થવાનું,
મહાપ્રલય એનું નામ છે, તે દિન સર્વે જવાનું, સંતો૦ ૨
મહાપ્રલય એક દિન આવશે, થાશે સર્વેનો નાશ,
કોઈ નહીં રહે જીવતો, તમે રાખો વિશ્વાસ, સંતો૦ ૩
તે દહાડો તે ક્યારે આવશે તેની કહું છું નિશાની,
જેવું આગળ ભાખી ગયા મહા પુરૂષો જ્ઞાની, સંતો૦ ૪
પાપ ઘણું જગમાં વરતશે, કાળ પડશે ઘણેરા,
એક મહા પુરૂષ પેદા થશે, રાજ થાશે તે કેરા, સંતો૦ ૫
માથે વાદળ છાયા કરે, કરશે ઈનસાફ જગમાં,
રૈયતને સુખ તે આપશે, કોઇ જુલમ કરે ના, સંતો૦ ૬
તેને તે લોક મેંહદી[5] કહે નામ તેનું મહંમદ,
બોલતે થોડી જીભ અટકશે, સત્ય ચાલશે બેહદ, સંતો૦ ૭

---

૧ તરોતાઝા=પાણીથી ભરપૂર, લીલો. ૨ હરા ભરા=લીલી વનસ્પતિથી ભરપૂર. ૩ બહાર=વસંત રૂતુ. ૪ સૃષ્ટિના નાશ સંબંધી આ પદ છે. રચનારે આ હકીકત કુરાનમાંથી લીધી છે. ૫ મેંહદી=કલંકી અવતાર.

તે વારે એક દુષ્ટ આવશે નામ દજ્જાલ જાણો,
મહા અભિમાની ને દુષ્ટ છે, એક આંખે છે કાણો, સંતો० ૮
ગધેડા ઉપર તે બેસશે લડશે મેંહદીના સાથ,
તે કહેશે સુજને ઇશ્વર કહો, હું છું સર્વનો નાથ, સંતો० ૯
તે કેડે ઇસા[1] તે આવશે, થાશે આકાશ વાણી;
ઇસા તે જગ માંહી આવીયા, દુષ્ટ નાસે તે જાણી, સંતો० ૧૦
ઈસા આવી તેને મારશે, કરશે રાજ તે વારે,
નીતિ દયા ઘણી ચાલશે, દુઃખ નહીં રહે ત્યારે, સંતો० ૧૧
તે કેડે ફોજ આવશે, નામ યાજુજ માજુજ,
તેમાં તે ચાર રાજા થશે, કોઇને પડશે નહીં સુઝ, સંતો० ૧૨
ઇસા ને તેમના આદમી સર્વે પરબતમાં ધાઈ,
તે ફોજ કેરી તે બીકથી તેમાં રહેશે સંતાઇ, સંતો० ૧૩
તે ફોજના મોટા કાન છે તેના શરીર પ્રમાણે,
એક ઓઢે એક પાથરે, જગમાં રાજ તે માણે, સંતો० ૧૪
કોઇ તો ઉંચા એવીસ ગજ, કોઇ ચાલીસ જાણો,
કોઈ ઠીંગણા તે તેમાં હશે, તેવા તેમને વખાણો, સંતો० ૧૫
ઈસા સાહેબ અરજ કરે, તેથી તે મરી જાશે,
કોઇ તેમાં રહેશે નહીં, સર્વે ત્યાં નાશ થાશે, સંતો० ૧૬
પછી તે ઇસા બહાર નીકળી રાજ કરશે સદાયે,
બરસ ચાલીસ તે આ જગમાં તેમનું રાજ તે થાયે, સંતો० ૧૭
પછી તે સૂરજ ત્રણ રાત દિન નહીં નીકળે તે જાણો,
રાત અંધારી રહેશે સહી, સમજો ચતુર સુજાણો, સંતો० ૧૮
ચોથે દિવસે ચંદ્ર સૂરજ બે, ઉગે પશ્ચિમમાં કાળા,
પાછા રે ફરી ત્યાં આથમે, થાય રાતના ચાળા, સંતો० ૧૯
પછી જે સદા સૂર્ય ઉગતો તેવો ઉગશે ભાઈ,

૧ ઈસા=ઇસુ, પેગંબરનું નામ છે.

લોક લાગે સર્વે કામમાં, સાચી વાત સુણાઈ, સંતો૦ ૨૦
પછી રે ધરતીમાંથી જાનવર એક કારમો નીકળે;
નામ તેહનું તે દાબા કહે, બાર ગજ ઉંચો તે છે, સંતો૦ ૨૧
અડધો નીકળે ત્રણ દિનમાં, સાત દિન માંહી સારો,
અજબ તે જીવ સ્વરૂપ છે સંતો સૌથી છે ન્યારો, સંતો૦ ૨૨
મુખ મનુષ્ય માથું બેલનું,[1] કાન હાથીના જેવા,
આંખો છે તેની ભુંડની, તેનાં દર્શન એવાં, સંતો૦ ૨૩
છાતી એની હશે વાઘની, હશે ઉંટની ગરદન,
માથા ઉપર બાર શિંગ છે, રંગ ચિત્તાનું છે તન, સંતો૦ ૨૪
પેટ તેનું છે ગાયનું, ચાર પગ ઉંટ કેરા,
બોલી તે અરબી ભાખશે, કરશે લોકોમાં ફેરા, સંતો૦ ૨૫
એક હાથમાં વિંટી હશે, લાઠી હાથમાં દુજા;
વિંટી જેના મોં પર મુકશે મોં હોય ચંદ્ર સરીખા, સંતો૦ ૨૬
લાઠી જેના મોં પર મુકશે તેનો મોં હોય કાળો,
લાઠીવાળો કાફર થઈ જશે, સંતો સુરતી સંભાળો, સંતો૦ ૨૭
ઇમાની વિંટીવાળો હશે, એવી બેની નિશાની,
તે દિન બે જુદા થઈ જશે. સંતો લો વાત માની, સંતો૦ ૨૮
પછી રે ધૂમાડો ઉઠશે, કાફરને હોય સલેખમ,
ઇમાનદારો સુખી રહે બેની પડશે પછી ગમ, સંતો૦ ૨૯
યમન તરફ આગ ઉઠશે, ઘણા જોરથી ભાઈ,
તે દહાડો છે ઘણો આકરો સારી કરજો કમાઈ, સંતો૦ ૩૦
પછી ખુશબોની વાયુ ચલે, મરશે ઇમાનદાર,
કોઈ રહે નહીં તે થકી, કાફર રહેશે તે વાર, સંતો૦ ૩૧
પછી કોઈ સાહેબ નામ નહીં ભજે, ચાલ ચલસે નઠારી,
ઢોર જેવા સર્વે થઇ જશે સર્વે નર કિંવા[2] નારી, સંતો૦ ૩૨

---
૧ બેલનું=બળદનું. ૨ કિંવા=અથવા, અગર.

મા બેનને ના કોઇ જાણશે, સર્વેથી ભોગ કરશે,
હાડ માંસ આંત ચામડું ખાઇને પેટ તે ભરશે, સંતો૦ ૩૩
પછી તે મહા વાયુ ચાલશે, તેથી સૌ મરી જાવે,
એનું તે મહાપ્રલય નામ છે, સુણજો જ્ઞાની બતાવે, સંતો૦ ૩૪

## પદ ૭.

## જાગો મેરે પ્યારે રે.[૧]

(પ્રભાતિયું.)

જાગો મેરે પ્યારે રે ઉઠ જાગો મેરે પ્યારે. ટેક.
આશક જાગેં ઓલીયા જાગેં જાગેં નબી રસુલ,
અલ્લાહકે સબ પ્યારે જાગેં જાગેં ઉસકે મકબુલ,[૨] ઉઠ૦ ૧
સુબ્હો હુઈ ઓર જાનવર બોલે રહેમત[૩] હુઈ નઝુલ,[૪]
નુર ઈલાહી બરસન લાગા ખીલન લાગે પુલ, ઉઠ૦ ૨
નિંદ તુમારી બેરન હેગી ગફ્લતમેં રહે ભુલ,
ઉઠો કરો બંદગી બંદે દુઆ હોવે કબુલ, ઉઠ૦ ૩
ગફ્લતમેં સો સો કર પ્યારે ઉમર ગુમાઇ અમુલ,
સારી ઉમર જો સો રહે તું નફા નહીં બિલકુલ, ઉઠ૦ ૪
પીછલી રાત હે જાગો પ્યારે સોઓ ન સુસ્ત મલુલ,[૫]
દીન દુનિયાકી દોલત ઉસમેં ઉઠકર કરો વસુલ, ઉઠ૦ ૫
ઉમરકા હાંસલ નિંદમેં ખોયા જોકે થા બેમુલ,
સારી ઉમર તું સો રહે અબ થોડીસી કરો વસુલ, ઉઠ૦ ૬
ગફ્લત છોડકે જાગ તું **અનવર** મેં મેં કર મત પુલ,
યે દમ તેરા નિકલ જાય તો પડી રહેગી ધુલ, ઉઠ૦ ૭

૧ આ પદમાં ભક્તિ કરવા ઉપદેશ દેવામાં આવ્યો છે. ૨ મકબુલ = ઈશ્વરના ખરા ભક્ત, માનીતા. ૩ રહેમત = કૃપાવૃષ્ટિ. ૪ નઝુલ = આવવું તે. ૫ મલુલ = નરમ.

## પદ ૮.

### અબ મત બાન ચલા.[૧]

( બિહાગ. )

બાંસરીઆ[૨] રે અબ મત બાન[૩] ચલા. ટેક.
સુનત સબદ તેરા શુદ્ધ મોરી બિસરી,
તન મન દીયા તેં જલા, બાંસરીઆ રે૦ ૧
મેં ઘાયલ મોકો કલ ના પરત હે,
ઝટ પટ પિયાસેં મીલા, બાંસરીઆ રે૦ ૨
ઓહંગ બાંસરીઆ ! મેં તોરે વારી,
પ્રેમ રસ દીયા તેં પીલા, બાંસરીઆ રે૦ ૩
સોહંગ સબદ તેં મોકો સુનાકે,
પીયા સંગ દીયા હે મીલા, બાંસરીઆ રે૦ ૪
**જ્ઞાની** સુરત કર પિયા સંગ મીલ જા,
અબ નહીં થમતા[૪] દિલા,[૫] બાંસરીઆ રે૦ ૫

---

## પદ ૯.

### તુમ સંગ લગન લગી.[૬]

( બિહાગ. )

બાલમ મોકો રે તુમ સંગ લગન[૭] લગી. ટેક.
તુમારી લગનસેં નિદ્રા ઉચટ ગઇ,
સઘરી રેન[૮] મેં જગી, બાલમ મોકો૦ ૧

---

૧ આત્મધ્યાન વિષે ભક્તિશૃંગારરસનું પદ છે. ૨ બાંસરીઆ=વાંસળી, આ ઠેકાણે ઓહંગ ( ઓમ્ ) સોહંગ ( સોહં ) શબ્દરૂપી વાંસળી. ૩ બાન=તીર. ૪ થમતા=થોભતું, અટકતું. ૫ દિલા=દિલ, મન. ૬ ભક્તિશૃંગારરસનું પદ છે. ૭ લગન=પ્રીતિ. ૮ રેન=રાત.

મૈં તોરી દાસી તું મોરા બાલમ,
સખીયાં નાહીં સગી, બાલમ મોકો૦ ૨
કુમતિ બેરન તોરા સંગ છુડાયો,
સોતન[1] મોકો ઠગી, બાલમ મોકો૦ ૩
અબ નહીં છોડું મૈં પલ્લો તુમારો,
જ્ઞાનીસેં નિદ્રા ભગી, બાલમ મોકો૦ ૪

---

## પદ ૧૦.

## પિયા બિના કલ ના પરે.[2]

( બિહાગ. )

સખીરી મોકો રે પિયા બિના કલ ના પરે. ટેક.
મંદર અંધેરા મોરી સેજ ભી સુની,
બિન પિયા જીયરા[3] ડરે, સખીરી મોકો૦ ૧
ખાનપાન મોકો કછુ ના ભાવે,
નિસ દિન જીયરા જરે[4], સખીરી મોકો૦ ૨
બિરહુ[5] અગન મોરે તનમેં ઉઠત હે,
અખીયું નીર ઝરે, સખીરી મોકો૦ ૩
ખોજ કરોરી મોરી સુગડ સાહેલીઆં,
કોન મોરે પિયાકો હરે ? સખીરી મોકો૦ ૪
પિયાકા પતા[6] ગુરૂ દેત હે જ્ઞાની,
અબ કાય ફિકર કરે ? સખીરી મોકો૦ ૫

---

૧ સોતન=શોક્ય. ૨ ભક્તિશૃંગારરસનું પદ છે ૩ જીયરા=જી
૪ જરે=જલે, બળે. ૫ બિરહુ=વિરહ, વિયોગ. ૬ પતા=શોધ.

## પદ ૧૧.

### તું ક્યું કુ કુ કરે ?[1]

કોહરીઆ[2] રે, તું ક્યું કુ કુ કરે ? ટેક.
મેં બીછરી પિયા કુંડન નીકસી,[3]
તું બેરન દુઃખ દે, કોહરીઆ રે૦ ૧
કુકુ સુનત મોરા દિલ ધરકત હે,
દુઃખસેં છતીઆં ભરે, કોહરીઆ રે૦ ૨
પિયા કારન મેં બન બન પ્રીરતી,
કાહુ સંગ જીઆ ન ઠરે, કોહરીઆ રે૦ ૩
**જ્ઞાની** પિયાકા યહાં ખોજ મીલત હે,
ક્યું દુઃખ મનમેં ધરે ? કોહરીઆ રે૦ ૪

---

## પદ ૧૨.

### મત લે પિયુકા તું નામ.[4]

(બિહાગ.)

પપૈયા પાપી રે મત લે પિયુકા તું નામ, ટેક.
મેં સુતી સેજ બિરહુકી માતી,
પિયા સંગ કર બિશ્રામ, પપૈયા૦ ૧
તું પંખી પિયા સેજકા ભોગી,
તુજકો પિયાસેં કયા કામ ? પપૈયા૦ ૨
જો મેં ઉઠી અભી બિરહુકી માતી,
કર દુંગી કામ તમામ, પપૈયા૦ ૩

---

૧ આ પદ વૈરાગ્ય ભક્તિશૃંગારરસનું છે. ૨ કોહરીઆ=કોયલ. ૩ નીકસી=નીકળી. ૪ વૈરાગ્ય ભક્તિશૃંગારરસનું પદ છે.

કયું કુકે તું રેન અંધારી ?
કૌન દેગા પિયાકો પેગામ?[1] પપૈયા૦ ૪
કહાં ઢુંડે તું બનમેં પિયાકો ?
**જ્ઞાની**કે ઘર હે મુકામ, પપૈયા૦ ૫

---

## પદ ૧૩.

## તું મોરી સેજપે આ.[2]

(બિહાગ.)

હે સજના રે! તું મોરી સેજપે આ. ટેક.
સેરા[3] હમેલા[4] હાર હજારી,
ફૂલું દે ગજરે[5] લા, હે સજના રે૦ ૧
મેં તોરી દુલહન[6] તું મોરા સ્વામી,
હસ હસ ગરહુ[7] લગા, હે સજના રે૦ ૨
દરસન કારન તરસત નેનાં,
ચાંદસા મુખરા દિખા, હે સજના રે૦ ૩
તેરે મીલનકો જીઆ તલપત હે,
બીચસેં પરદા ઉઠા, હે સજના રે૦ ૪
**જ્ઞાની**કી તો મીયાં એહી અરજ હે,
બેડલા[8] પાર લીંઘા[9], હે સજના રે૦ ૫

---

૧ પેગામ=સંદેશો. ૨ ભક્તિશંગારરસનું પદ છે. ૩ સેરા=મુસલમાન લોકો લગ્ન વખતે માથાથી પગ સુધી ફૂલનો હાર નાખે છે તે. ૪ હમેલા=જનોઇની માફક મુસલમાન લોકો ફૂલનો હાર નાખે છે તે. ૫ ગજરે=હાથે ફૂલ બાંધવામાં આવે છે તે. ૬ દુલહન=કન્યા. ૭ ગરહુ=ગળાની સાથે. ૮ બેડલા=હોડી. ૯ લીંઘા=ઉતાર.

## પદ ૧૪.

## તુમ બિન કછુ ના સોહાય.[૧]

( બિહાગ. )

બાલમ મોકો રે તુમ બિન કછુ ના સોહાય.[૨] ટેક.
બિરહુ અગન મોરે તનમેં લગી હે,
તુમ બિન નિદ્રા ન આય, બાલમ૦ ૧
જેસે મીન[૩] મરે બિન પનીઆં,
તરપ તરપ જીઆ જાય, બાલમ૦ ૨
મેં તો પિયા બિન બૌરી ભઈ હું,
સૈયાં અબ કહાં પી[૪] મોકો પાય, બાલમ૦ ૩
જોગન બનકે મેં બન બન ઢુંઢું,
નેનુંમેં નીર ના માય, બાલમ૦ ૪
પ્રેમ પીરકી[૫] મેં ભઈ મસ્તાની,
અબ કહા કરીએ દવાય ? બાલમ૦ ૫
ઘરમાં નહીં મોકો ચેન પરત હે,
બનમેં નહીં સુખ પાય, બાલમ૦ ૬
કૌરી સખી મોરે પિયુકો મિલાવે,
વાકે મેં લાગુંરી પાય, બાલમ૦ ૭
તન મન ધન સબ વા પર વારૂં,
પિયાકો રખું ગલ લાય, બાલમ૦ ૮
**જ્ઞાની** પિઆ તોરો તોકો ચહત હે,
જો તું પિયાજીકો ચહાય, બાલમ૦ ૯
ગુરૂકે બચનકો તું શીષ ચરા લે,
તો જીથ[૬] તીથ દે ન્હો દિખાય, બાલમ૦ ૧૦

---

૧ ભકિતશૃંગારરસનું પદ છે. ૨ સોહાય = ગમે. ૩ મીન = માછલું.
૪ પી = પિયુ. ૫ પીરકી = પીડકી, પીડાની. ૬ જીથ તીથ = જ્યાં ત્યાં, સર્વમાં.

## પદ ૧૫.

### બન ઠન બિહાને ચડા.[1]

(બિહાગ.)

તેં બનડા[2] રે બન ઠન બિહાને[3] ચડા. ટેક.
સરઘસમેં તેરે ઉતરે મલાયક,[4]
હુરૂંને[5] જલવા[6] પડા, તેં બનડા રે૦ ૧
ચંદા સૂરજ તેરે કદમું જો લાગે,
અર્શીકા[7] રૂતબા[8] બડા, તેં બનડા રે૦ ૨
જા મીલા યારસેં તું લામકામેં.[9]
પરદા કછુ ના નડા, તેં બનડા રે૦ ૩
હાથ બાંધ કરે અર્ઝ એ **જ્ઞાની**.
હઝુરમેં હાઝર ખડા, તેં બનડા રે૦ ૪

---

## પદ ૧૬.

### હું તો પિયુ પર મોહી રે.[10]

(હોરી.)

હું તો પિયુ પર મોહી રે સખી હવે હું તો પિયુ પર મોહી. ટેક.
મુજને હવે આશ છે મારા પિયુની દુનિયાની આશા મેં ખોઈ,
જ્યાં રે જોઉં ત્યાં પિયુ મારો દરસે નેહ લાગ્યો તને જોઈરે, સખી૦ ૧
હું તો હવે મારા પિયુ તને ઈચ્છું ધન ઈચ્છે રે સૌ કોઈ,

---

૧ આ પદમાં પેગમ્બરની મ્હેરાજ વખતનું વર્ણન કર્યું છે. મ્હેરાજ એટલે ઉપર સ્વર્ગમાં જવાની સ્થિતિ. ૨ બનડા = વરરાજા. ૩ બિહાને = લગ્ન કરવાને. ૪ મલાયક = દેવતા. ૫ હુરૂં = દેવાંગનાઓ. ૬ જલવા = લગ્ન વખતની ક્રિયાનું નામ. ૭ અર્શીકા = સાત આકાશ ઉપરની જગો. ૮ રૂતબા = માન. ૯ લામકામેં = નામ વિનાના મકાને એટલે પરમેશ્વરની જગોમાં. ૧૦ ભક્તિશૃંગારરસની હોરી છે.

હરિ હવે મુજને તું છેહ[1] મત દેજો
તું નેડે[2] ભુલા પાપ ધોઈ રે, સખી૦ ૨
હું તારી દાસી ને તું મારો સ્વામી એક થયા આપણુ દોઈ,
દયા કરીને મારી સેજે પધારો
સુખથી રહીએ આપણુ સોઈ રે, સખી૦ ૩
માફ કરોને તમે ગુન્હા મારા સૌ માગું છું લાચાર હોઈ,
હાથ જોડીને હજુરમાં જ્ઞાની
વિનતિ કરે છે રોઈ રોઈ રે, સખી૦ ૪

## પદ ૧૭.

## મોરો બાલમ એસો અટારો.[3]

(હોરી.)

મોરો બાલમ એસો અટારો,[4] જોબન બારો, મોરો૦ ટેક
યા બાલમ મોસેં હોરી જો ખેલો, કછુ ના દિલમેં બિચારો,
ઐયાં પકર પિચકારી જો મારી, અંગ ભીજો દીનો સારો,
કીયો કેસો રંગ હમારો, મોરો૦ ૧
લાખ જતનકો એ રંગ બનાયો, ખિલ રહ્યો જયું હઆરો,
જબ બાલમ હોરી ખેલન લાગો, કુમકુમો અંગીઆપે મારો,
લરજ[5] ગયો જીયરો હમારો, મોરો૦ ૨
કેસી એ હોરી તું ખેલો પ્યારે, મોરો જીગર ચીર ડારો,
અંગીઆકો મોરી મુસક[6] દીની તુંને, સારો ગરેબાન ફારો,
જાઓ જાઓ પ્રીતમ પ્યારો, મોરો૦ ૩
બિરહુકી હોરી તું ખેલો હે પ્યારે, મસ્ત ભયો મતવારો,
ઇશ્કકે રંગમેં તું ખુબ રંગાયો, અપની ખુદીકો બિસારો,

૧ છેહ = તિરસ્કાર. ૨ નેડે = પાસે. ૩ ભક્તિશૃંગારરસની હોરી છે.
૪ અટારો = અટકચાળો, અળવીતરો. ૫ લરજ = ધ્રુજી. ૬ મુસક = મસળી, ચુંથી.

ખુદાહીપે[1] જાન મેં વારો, મોરો૦ ૪
પિયુ પિયુ કરત ફીરત હે પપૈયો, ભટકત જંગલ સારો,
પિયુજી તો **જ્ઞાની**કે મંદર બસત હે પિયુજી ચાંદ મેં તારો,
અનો કેસો જોડો હમારો ! મોરો૦ ૫

## પદ ૧૮.

## મોરી અંગીઆ ભીંજો દીની શ્યામ.[2]

(હોરી.)

તેં હોરી ખેલકે મોરી અંગીઆ ભીંજો દીની શ્યામ. ટેક.
અજબ તરેહકી એ અંગીઆ બની હે,
કુદરતકા હે વાપેં કામ, તેં હોરી૦ ૧
સુરત નુરતકી બની પિચકારી,
પ્રેમકા રંગ હે તમામ, તેં હોરી૦ ૨
સન્મુખ મોરે આ ઠાડે[3] હો બાલમ,
નેનુંમેં કરકે મુકામ, તેં હોરી૦ ૩
હાથ જોરકે એ **જ્ઞાની** રે તોકો,
ઝુક ઝુક[4] કરતા સલામ, તેં હોરી૦ ૪

## પદ ૧૯.

## બાલમ મોકો અબ ના છુઓ.[5]

(હોરી.)

બાલમ મોકો અબ ના છુઓ,[6]
મોરી સુરખ ચુંનર[7] મુરકાય, બાલમ૦ ૧

---

૧ ખુદાહીપેં = ખુદાના પણ ઉપર. ૨ ભક્તિશૃંગારરસની હોરી છે. ૩ ઠાડે = ખડે, ઉભો. ૪ ઝુક ઝુક = નમી નમી. ૫ ભક્તિશૃંગારરસની હોરી છે. ૬ છુઓ = અડો. ૭ સુરખ ચુંનર = લાલ ચુંદડી.

સીનેપે[1] મોરે ના મારો પીચકારી,
અંગીઆકો દાગ લગ જાય, બાલમ૦ ૨
ગોરેસેં ગાલ પર મારકે થાપર,
ઝુલ્ફ[2] દીયો ઉલઝાય,[3] બાલમ૦ ૩
સન્મુખ મોરે રહો મત ઠાડે,
નિપટ[4] જીઆ લલચાય, બાલમ૦ ૪
જ્ઞાની કહત હે એ શ્યામ તુમનસેં,
જીયરા મોરા ગભરાય, બાલમ૦ ૫

## પદ ૨૦.

## એસો રંગ બનાયો.[5]

(હોરી.)

એસો રંગ બનાયો, બને[6] અહમદ પર ચડાયો, એસો૦ ટેક.
જબ દુલા અહમદ બનાયો ખુદાને, સારો હી રંગમેં રંગાયો,
વહદતસેં[7] નિકસ ઓર આ કસરતમેં[8], ઈલમે લદુન્ની[9] શિખાયો,
અહદકો[10] અહમદ કહાયો, એસો૦ ૧
શરીઅતકો[11] બાગીચો બનાકે, તરીકતકો[12] ગુલ[13] લગાયો,
હકીકતકો[14] રંગ વાકો ચડાકે મારેફતકી[15] ખુશબો ઉડાયો,
વલિયુંકે દિલમેં સમાયો, એસો૦ ૨
વ્હો રંગ હે ઓલીઆઉંકે દીલમેં, વહદતકો જીને ભેદ પાયો,
સાકીને[16] ઉનકો પીલાકર સરાબેં, નેનુંમેં સુરખી છવાયો,

૧ સીનેપેં=છાતી ઉપર. ૨ ઝુલ્ફ=વાળની લટ. ૩ ઉલઝાય=ગુંચવાય. ૪ નિપટ=અતિશય. ૫ પેગંબરના મહીમાની હોરી છે. ૬ બના=વરરાજા. ૭ વહદત=એક બ્રહ્મ. ૮ કસરત=લીલા. ૯ ઈલમે લદુન્ની=કેવળ જ્ઞાની, સર્વજ્ઞ. ૧૦ અહદ=એક બ્રહ્મ. ૧૧ શરીઅત=વ્યવહારનો રસ્તો. ૧૨ તરીકત=નિશ્ચયનો રસ્તો. ૧૩ ગુલ=ફૂલ. ૧૪ હકીકત=નિશ્ચય. ૧૫ મારેફત=સમજ, જ્ઞાન. ૧૬ સાકી=શરાબ પાવાવાળો, ગુરૂ.

રંગ હોનું જગમેં રચાયો, એસો૦ ૩
અલસ્તોકી[1] મસ્તીમેં બેહોશ હોકર, 'કાલુબલા'[2] કેહ સુનાયો,
અપની ખુદીસેં હોકરકે બેખુદ, અગમમેં દોરી લગાયો,
તબી મતલુબકો પાયો, એસો૦ ૪
કુફર[3] ઈસલામકો[4] સોચકે[5] **જ્ઞાની**, આગેકો ઈશ્ક બડાયો,
વહદતકે દરીઆમેં ગોતા[6] લગાકર હુ હુકો[7] ધ્યાન ધરાયો,
એ દૂર[8] બેબહા[9] હાથ આયો, એસો૦ ૫

---

## પદ ૨૧.

## એસા નવશાહ બનાયો.[10]

(હોરી.)

એસા નવશાહ[11] બનાયો, ઉસે મ્હેરાજકો[12] બુલાયો, એસા૦
જીબ્રાઈલ[13] જન્નતસેં બુરાક[14] લે આયો, આકર નબીકો જગાયો,
ઉઠોને નબીજી ચલો અર્શ[15] ઉપર, યું હુકમ ખુદાકો સુનાયો,
ઉસે બુરાક ઉપર બિઠાયો, એસા૦ ૧
મદીનેસેં[16] સારે મલાયક[17] મીલકર, જબ આસમાનુંપે આયો,
હુકમ ખુદાસેં ભેહસ્તેં[18] સવાંરી[19] હુરૂંને[20] સલવાત[21] ગાયો,

---

૧ અલસ્તો='શું હું પરમેશ્વર નથી ?' એવી અલોપ વાણી. ૨ કાલુબલા=બોલ્યા 'હા.' ૩ કુફર=એક પરમેશ્વરને છોડી બીજાને માનવું તે, નાસ્તિકપણું. ૪ ઈસલામ=મુસલમાનનો ધર્મ. ૫ સોચકે=વિચાર કરી. ૬ ગોતા=ડુબકી. ૭ હુ હુ=સોહં. ૮ દૂર=મોતી. ૯ બેબહા=અમૂલ્ય. ૧૦ મહંમદ પેગમ્બરને મ્હેરાજ થઈ હતી તેનું વર્ણન છે. વિશેષ ખુલાસા માટે વાંચો પેગંબરનું વૃત્તાંત પાન ૧૩૧. ૧૧ નવશાહ=વરરાજા. ૧૨ મ્હેરાજ=ઉપર સ્વર્ગમાં ચઢવું તે. ૧૩ જીબ્રાઈલ=દેવતા. ૧૪ બુરાક=ઘોડો. ૧૫ અર્શ=આસમાનથી પણ ઉપરની જગા. ૧૬ મદીનેસેં=મદીના શહેરથી. ૧૭ મલાયક=દેવતા. ૧૮ ભેહેસ્તેં=સ્વર્ગ. ૧૯ સવાંરી=શોભાવી. ૨૦ હુરૂં=પરીઓ. ૨૧ સલવાત=આશિર્વાદના શ્લોક.

ઉસે મોતીઉસેં બધાયો, એસા૦ ૨
વ્હાંસેં ચલે જબ ગયે લામકાં પર, હીજરતકો[1] પરદા ઉઠાયો,
આશકને તબ માશુકકો અપને, દિદાર અપનો દિખાયો,
ભેદ વહદતકો[2] જતાયો,[3] એસા૦ ૩
ખુબ મીલે વહાં વીસાલે[4] યારસેં, ખુબ હી રંગ ઉડાયો,
દોઈકા[5] નામ ન થા વહાં કછુહુ તો એકહી એક કહાયો,
જામ વસલતકો[6] પીલાયો, એસા૦ ૪
કહત હે **જ્ઞાની** યું આજીઝ[7] હોકર, વહદતમેં અપની સમાયો,
ઓર કીસીસેં ગરઝ નહીં મોકો મેંને પિયા મોરો પાયો,
મુજે જા બ જા[8] નઝર આયો, એસા૦ ૫

---

## પદ ૨૨.

## એક બ્રહ્મ ઓર દ્વિતીયા નાસ્તિ.[9]

(સવૈયાની રાહ.)

એક બાત મેં કહું ગુણી જન સુનકર દિલમેં સમજો એક,
એક નિરંજન નિરાકારકા ધ્યાન ધરો દિલમેં હર એક,
એકસેં હમને અનેક દેખે આખરકો ફીર દેખા એક,
એકસેં ગીનતી શરૂ હોઈ હે ઉસ બિન આગે નહિ કુછ એક,
એક રંગ જો બના શાયરા[10] વહી મરદ દુનિયામેં એક,
એક બ્રહ્મ ઓર દ્વિતીયા નાસ્તિ એહી ચલન આશકકા એક. ૧
એકસેં સબ મંડાણ હુઆ હે ઈસી બાત પર ધ્યાન ધરો,
એક બીજ હર પેદાશકા હે સુનો શાયરા કાન ધરો,

---

૧ હીજરત = જુદાઈ. ૨ વહદત = એક બ્રહ્મ. ૩ જતાયો = સમજાવ્યો. ૪ વિસાલે = એકરૂપ. ૫ દોઈ = દ્વિતીયા, બેપણું. ૬ વસલત = એક થવું તે. ૭ આજીઝ = નમ્ર. ૮ જા બ જા = ઠામ ઠામ. ૯ એક બ્રહ્મ શિવાય બીજું કંઈ નથી એ આ પદનો ભાવાર્થ છે. ૧૦ શાયર = કવિ.

એક બાત સચ્ચેકી હેગી એ દિલમેં પીછાન ધરો,
એકસેં અબ હમ નહીં બદલતે મત દિલમેં અરમાન ધરો,
એકહી જાના એકહી ભુજા એકહી દેખા સમજા એક, એક૦ ૨
એક પવન ઘટ અંદર ચલતા ઉસે કહેતે હરદમ સોહંગ,
એક રાત ઓર એક દિન હે ઉસે દેખ હો જા એક રંગ,
એક આગ ઓર એક પાની હે સબ જગ અંદર દેખ નિશંક,
એક અસમાન બના સબ ઉપર ઉસે દેખ હો ગયે સબ દંગ,
એકહી વ્હો દિલ અંદર પાયા નઝરૂંસેં ફીર દેખા એક, એક૦ ૩
એક મોત સબ ઉપર હેગી ઉસકા હેગા ડર ભારી,
ઉસ્સેં ના કોઈ બચનેકા હે કોન જોગી કોન સંસારી,
એક એકકો ઢુંડકે લેવે કોન ગરીબ કોન અધિકારી,
એક બ્રહ્મકો જાનકે **જ્ઞાની** બન જા અબ તું બ્રહ્મચારી,
એક વ્હો ઉસ્સેં બચનેકા હે જીને સમજા ઓર પાયા એક,એક૦ ૪

---

## પદ ૨૩.

## જબ અનુભવભાન ભયો.[1]

(કવિત—ઈંદ્રવિજય છંદની રાહ.)

જબ ઉદય અનુભવભાન[2] ભયો તબ તિમિર[3] અજ્ઞાન નઝર નહીં આવે,
સબ ભ્રમના દૂર હોવે મનકી ઓર દોઈતા[4] સબ વાકી મીટ જાવે,
તબ આતમ જ્ઞાન હોવે વાકો નિજ રૂપ ઉસે સબમેં દરસાવે,
અતિ આનંદ હોય ઉસે મનમેં સબ સમજે ઓર કહા નહીં જાવે. ૧
જબ સીતાકો હેર ગયો હે દશાસુર[5] રામકો એબ લગાય દીયો,

---

૧ ભગવાનનો ખરો અર્થ સમજાણ્યો છે. ૨ અનુભવભાન = અનુભવરૂપી સૂર્ય. ૩ તિમિર = અંધારૂં. ૪ દોઈતા = દ્વિતીયા, બે, જૂદું સમજવું તે. ૫ દશાસુર = રાવણ.

ઓર નાગકી કુંકસેં કૃષ્ણ કનૈયાકો શ્યામલો રંગ બનાય દીયો,
ચુંહી સીતકી પ્રીતમેં શીશ કટયો સત[1] રાવનકો ભી ઉડાય દીયો,
ભગવાન વહી જીસેં આણુ હે ભગકી જ્ઞાની સાફ બતાય દીયો. ૨

## પદ ૨૪.
## આતમ ચીનો આપકો.[2]

( કુંડળીઆ છંદ. )

આતમ ચીનો આપકો નિરખ્યો નિજ સ્વરૂપ,
ઘટઘટમાં પરગટ ભયો આપ ચિદાનંદ રૂપ,
આપ ચિદાનંદ રૂપ અરૂપી જાકો કહીએ,
બહુરૂપીકા ખેલ સમજકર મનમાં રહીએ,
સમજો અનુભવ જ્ઞાન બિચારો તુમ અધ્યાતમ,
આતમ ઈશ્વર રૂપ ચીન લો અપના આતમ. ૧

---

૧ સત=સત્ય, પરાક્રમ. ૨ વિસનગરમાં રચનાર **કાજી અનવર** સાહેબને **પૂર્ણાનંદ** સ્વામી જે પાતળીઆ સ્વામી તરીકે ઓળખાતા હતા તેમની સાથે ઘણોજ સંબંધ હતો અને હમેશાં તેઓ એક બીજા સાથે ધર્મધ્યાનની વાતો કરી આનંદમાં મસ્ત રહેતા હતા. એક પ્રસંગે **કાજી** સાહેબે બ્રહ્મસ્વરૂપ સંબંધી પ્રશ્ન કરેલો તે ઉપર **પૂર્ણાનંદ** સ્વામીએ નીચેનો છંદ કહી સંભળાવ્યો—

**કાજી કાજી** શોધતા **કાજી** બ્રહ્મસ્વરૂપ,
મંદીર ઓર મસીદમેં દેખા આપ સ્વરૂપ,
દેખા આપ સ્વરૂપ રહા નહીં સંશય અંતર,
ખલક આપમેં નીરખ આપહી ખલક સ્વતંતર,
કહેતે **પૂર્ણાનંદ** રામ હે જીનસેં રાજી,
**કાજી** બ્રહ્મસ્વરૂપ શોધતા **કાજી કાજી**.

આ છંદ ઉપરથી **પૂર્ણાનંદ** સ્વામી **કાજી** સાહેબ પ્રત્યે કેટલો બધો ભાવ, ઉચ્ચ વિચાર અને માન ધરાવતા હતા તે સ્પષ્ટ જણાઈ આવે છે. આ કાવ્ય ઉપરથી ઉપરનું આત્મજ્ઞાન સંબંધનું કાવ્ય ઉદ્ભવેલું છે.

## પદ ૨૫.

### કયા કહેના હાલ ફકીરૂંકા ![1]

( કાલિંગડો.—કર યાદ અલિકો—એ રાહ. )

કયા કહેના હાલ ફકીરૂંકા ! ફકીરૂંકા ગુરૂ પીરૂંકા ! કયા૦ ટેક૦
કોઈકો પસંદ હે મહેલ હવેલી, માલ ખઝાના હીરૂંકા ! કયા૦ ૧
કોઈકો પસંદ હે સૂકી રોટી, ઓર બિછાના હસીરૂંકા ![2] કયા૦ ૨
આશક મસ્ત ફકીર અલ્લાહકે, ભાવ ન પૂછે અમીરૂંકા ! કયા૦ ૩
ગરીબ ગુન્હેગાર આજીઝ અનવર પાર નહીં તકસીરૂંકા ![3] કયા૦ ૪

---

## પદ ૨૬.

### દાસ જ્ઞાની જબ ચડે અકાશા.[4]

( કટાવને મળતી રાહ. )

દાસ જ્ઞાની જબ ચડે અકાશા, અનહદ છોડ કીયા સુનમેં બાસા,
સુરતને મારગ પાયા ખાસા, અગમ અગોચર જાય તપાસા,
અવઘટ ઘાટ એક દેખા તમાશા, નિજ સ્વરૂપ ભયા પરકાશા. ૧
દાસ જ્ઞાની જપે અજંપા જાપ, પિંડ બ્રહ્માંડમેં આપો આપ,
આપા છુટા મીટા સંતાપ, ઘટમેં પિયુકા હુઆ મીલાપ. ૨
દાસ જ્ઞાની જબ મોજમેં આયા, ત્રિપુટી ભીતર ધ્યાન ધરાયા,
ઉલટ આપમેં આપ સમાયા, દરસન દેખા મહા સુખ પાયા. ૩
દાસ જ્ઞાનીકા ઉલટા પાસા, મહાસુનમેં જા કીયા બાસા,
અનહદ તુર વહાં બાજા ખાસા, નૂર નિરંજન હુવા પરકાસા. ૪
જ્ઞાની ઘટમેં સુરત લગાઈ, જબ તું ગુજરે આપ હે સાંઈ,
મનમેં દુજા કછુ ન લાઈ, ઘટ ઘટમેં હે આપ ગુસાંઈ. ૫

---

૧ ફકીરની સ્વાર્થ રહિત દશા સમજાવી છે. ૨ હસીર = ચટાઇ.
૩ તકસીર = ભુલ. ૪ સમાધિસ્વરૂપ સંબંધી પદ છે.

બ્રહ્મ જ્ઞાની પ્રેમી મદમાતા, નહીં ઉસકા કોઇ નાત ન જાતા
છુડા દીઆ સબ સગપણ નાતા, બ્રહ્મજ્ઞાનકા હે રંગ રાતા.

---

## પદ ૨૭.

## જ્ઞાની દુનિયા દીનસેં.[1]

(દોહરો.)

જ્ઞાની દુનિયા દીનસેં[2] હાથ જો કોઈ ધોય,[3]
પ્રેમ પ્યાલા વ્હો પીયે મરજીવા જો હોય. ૧
જ્ઞાની પિયાસેં પ્રેમ કર દે મરદીકી[4] દાદ,
પ્રેમ બિના પ્રીતમ કભી મીલે નહીં રખ યાદ. ૨
મન માયા ઓર લોભમેં લુભા રહા દિન રાત,
તું કયા જાને લોભીયા પ્રેમ નગરકી બાત? ૩
જ્ઞાની મંજલ દૂર હે રાહમેં બસતે ચોર,
ગફલતમેં કયું સો રહા જાગ તું હો ગઈ ભોર.[5] ૪
જ્ઞાની રસ્તા કઠણ હે તું હે અભી અંજાન,
બેતોશે[6] બેબદરકે[7] કયું કર પ્હોંચે જાન. ૫
જ્ઞાની સ્હોબત ખલ્કકી[8] મનકી ખ્વાહશ[9] છોડ,
ફીર ખીલવતમેં[10] બેઠકર દિલકો રબસેં જોડ. ૬
**જ્ઞાની** રહબર[11] સાથ લે છોડ અપની મત યાર,
હાથ પકડ લે પીરકા વોહી ઉતારે પાર. ૭

---

૧ જ્ઞાનના ઉપદેશનું પદ છે. ૨ દીનસેં = ધર્મથી. ૩ હાથ ધોય = છુટે થાય, પરવારે. ૪ મરદી = બહાદુરી. ૫ ભોર = પ્રભાત. ૬ બેતોશે = ખાવ પીવાની રસ્તાની ખરચી શિવાય. ૭ બેબદરકા = તોશા વિના, ભોમિય શિવાય. ૮ ખલ્કકી = દુનિયાની. ૯ ખ્વાહશ=ઈચ્છા. ૧૦ ખીલવત = એકાંત ભજન કરવાની જગા. ૧૧ રહબર = ભોમીઓ, રસ્તો બતાવનાર.

## પદ ૨૮.

## જ્ઞાની મખફી ગંજ થા.[1]

(દોહરા.)

જ્ઞાની મખફી[2] ગંજ[3] થા, વહાં ન થા કોઈ ઓર,
ફીર ઉસસેં કસરત હુઈ, હોઈ કહે કીસ તોર! ૧
જ્ઞાની ખલકતુલ ખલકકો દિલસેં અપને પેખ,
ઈલ્લત[4] સારી છોડ દે, અસલ અપનીકો દેખ. ૨
જ્ઞાની હદકે પાર હે બેહદકા મેદાન,
વહાં ન હું ઓર તું રહે વહાં ન અબદ[5] ઇનસાન,[6] ૩
જ્ઞાની હકીકત મહંમદી,[7] શરૂ[8] હે સબકી જાન,
વહી હકીકત જાનકર તું તુજકો પેછાન. ૪
એક બીજસેં દેખ લે કીતને બીજ હુવે,
વહી બીજ સબ એક હે કયું કર હોય જુએ! ૫
બીજકે અંદર ઝાડ હેં ઝાડકે અંદર ફુલ,
ફુલકે અંદર બીજ હે, પાન ફૂલ શુડ ડલ. ૬
એ સબ રંગ એક બીજકે બીજ ન દેખે કોઈ,
દુજે બીજ અનેક હે, સમજ લે ઉનકો સોઈ. ૭
જ્ઞાની એ મીસલ હે એસા નહીં જ્હો રબ,
ચાતુર હોય તો સમજ લે હા હી હુ[9] એ સબ. ૮
જ્ઞાની જીસકો ઢુંડતા જ્હો તો હે તુજ માંહિ;
ભીતર ઢુંડે તો મીલે, બાહર પામે નાહિં, ૯

---

૧ કુદરત ઉપરથી જ્ઞાનનો ઉપદેશ આપ્યો છે. ૨ મખફી = ગુપ્ત, છાનો. ૩ ગંજ = ખજાનો. ૪ ઈલ્લત = કુટેવ, દુર્ગુણ. ૫ અબદ = બંદગી કરવાવાળો. ૬ ઈનસાન = મનુષ્ય. ૭ મહંમદી = મહમદની. ૮ શરૂ = શરૂઆતમાં, પ્રથમ ૯ હા હી હુ = પેલું આ અને તમામ.

જ્ઞાની કહ્યું તું ભુલકર ફીરતા દેશ બદેશ ?
પ્રીતમ નહીં પરદેશમેં તુજમેં કીયા પ્રવેશ. ૧૦
તુજકો જો તું સમજ લે પિયા લગે તુજ હાથ,
મન અરફકો[1] સહી કર કભી ન છુટે સાથ. ૧૧
જ્ઞાની ઝાહર તું દિખે બાતન[2] હે જ્હો રબ,
ગર[3] તુજમેં જ્હો ના રહે ફીર તું હોવે કબ ? ૧૨
જ્ઞાની તેરે જ્હેમકો દિલસેં દૂર કરે,
ફીર તું રબકે નૂરસેં મન મામુર[4] કરે. ૧૩
જ્ઞાની સબ કુછ હે વહી હકીકત ઉસકી બુજ,
મેં તું દિલસેં છોડ દે તબ પડેગી સુઝ. ૧૪
સમુદ્ર સમાયા બુંદમેં બુંદ સમુંદર માંહ,
**જ્ઞાની** ઝીલે મોજમેં મૂરખ પ્યાસેં જાય. ૧૫

## પદ ૨૯.

## જ્ઞાની તેરી ભૂલ હે.[5]

(દોહરા.)

જ્ઞાની તેરી ભૂલ હે તુજકો કોન કહે ?
તું ના હોવે બીચમેં વોહી આપ રહે. ૧
જ્ઞાની તુજમેં દેખ લે તું તેરા દિદાર,
તન તેરા એ મ્યાન હે તું તનમેં તલવાર. ૨
જ્ઞાની તુજમેં ઢુંડ તું જાત તેરી પિછાન,

૧ મન અરફ=હદીસ, શ્લોક, પોતાના ચેતનને જાણવો તે, આત્મજ્ઞાન. ૨ બાતન=છુપી. ૩ ગર=અગર જો. ૪ મામુર=ભરપૂર. ૫ આ પદ આત્મજ્ઞાનનું છે.

ગેનકા નુક્તા દૂર કર એન હી તુજકો જાન. ૩*
જ્ઞાની તેરા નામ હે કરતા ખુદ કીરતાર,
ખુદીકા પરદા[1] મીટ ગયા વોહી અંદર બ્હાર. ૪*
જ્ઞાની નુક્તા[2] ખુદીકા એનકો કર દે ગેન,
જબ વ્હો નુક્તા મીટ ગયા વહી એનકા એન. ૫*

---

૧ ખુદીકા પરદા=મારાપણાના ભેદનો પડદો. ૨ નુક્તા=મીંડું, બિંદુ.

* આ પદના ત્રીજા ચોથા તથા પાંચમા દોહરાનો ભાવાર્થ એ છે કેઃ—**એન** (ع) અને **ગેન** (غ) એ બે અરબી અક્ષરો છે, તે બંને દેખાવમાં એકજ સરખા છે, માત્ર એન કરતાં ગેનમાં એક મીંડું (નુક્તા) વધારે છે, તેથી કરીને તે બે અક્ષરો જુદા પડે છે. એનનો અર્થ "ખાસ ખુદ" એવો થાય છે એટલે કે "એજ વસ્તુ, બીજી કોઇ નહીં," અર્થાત્ નિરંજન નિરાકાર આત્મા, પરમાત્મા." ગેનનો અર્થ "ગેર" એટલે "બીજું" થાય છે એટલે "ખુદ નહીં પણ બીજી વસ્તુ," અર્થાત્ આત્મા શિવાયની તમામ વસ્તુ એટલે કે શરીર પુદ્ગલ વિગેરે. આ બંને અક્ષરોના અર્થની આટલી બધી જુદાઇ માત્ર એક મીંડાથી છે એટલે એન જે નિરંજન નિરાકાર પરમાત્મા છે તેને ઇંદ્રિયો, ભ્રમણાઓ, ઈચ્છાઓ, વાસનાઓ વિગેરેથી ઉત્પન્ન થયેલા હુંપણારૂપી મીંડું લાગવાથી તે અક્ષર બદલાઇ શરીરવાળો ગેન અક્ષર બની ગયો છે. માટે હે મનુષ્ય ! તું હાલ ગેનરૂપ છે એટલે હુંપણાની ભ્રમણાઓથી ગુંથાયેલા શરીરરૂપ છે માટે તારામાંથી હુંપણાની ભ્રમણાઓરૂપી જે મીંડું છે તે કાઢી નાખ એટલે તું એન બનીશ અર્થાત્ નિરાકાર નિરંજન પરમાત્મા બની જઇશ. હું છું, હું કરૂં છું, હું મોટો છું, એવું માન અને નામ ધરાવી જે કાંઈ તું કરે છે તે કરનાર તું નથી પણ આત્મા છે, સર્વ વસ્તુ એકજ છે, પરંતુ તેના ઉપર જૂદા જૂદા પ્રકારના લેપ લાગવાથી જૂદી જૂદી જણાય છે, તે લેપ જ્યારે દૂર થાય છે ત્યારે સત્ય વસ્તુ પ્રકટ થાય છે. એન અને ગેન મૂળ સરખા અક્ષર છે પરંતુ માત્ર એક મીંડું એનને ગેન બનાવી આટલી બધી જુદાઈ ઉત્પન્ન કરે છે; તેજ રીતે દેહમાં આત્મા છે છતાં હુંપણાના લેપથી તે જણાતો નથી અને આટલી બધી જૂદાઇ લાગે છે. ધીરા ભક્ત કહે છે કે "તરણા ઓઠે ડુંગર રે ડુંગર કોઈ દેખે નહીં;" પરબ્રહ્મ પરમાત્માને ડુંગરરૂપે કલ્પના કરી છે; અને તૃણને મનની ભ્રમણાઓરૂપ ગણેલાં છે

જ્ઞાની દિલકે ભેદકો[1] કીસ્સેં તું મત બોલ,
એ હે પરદા શાહકા[2] કીસ્સેં ભેદ ન ખોલ. ૬
જ્ઞાની કોઇ મૂરખ સુણે કહે દે હાટ દુકાન,
છાની બાતેં શાહકી, કયું કર રહેવે જાન[3] ? ૭
જ્ઞાની શાહકે ભેદકો જાનકે હો અજાન,
તબ ફીર તેરા શાહ કને હોય ગુજર પિછાન. ૮
જ્ઞાની જો મૂરખ બના સખીયેં[4] ભેદ લે જાય,
તુજકો શાહસેં દૂર કર દેશ દેશ ભટકાય. ૯
જ્ઞાની શાહ તેરા બને તું શાહકા બન જા,
છાની ચોરી શાહ કને દુધ મલીદા[5] ખા. ૧૦
જ્ઞાની તું તો કોન હે એ તું તુજમેં દેખ,
હું તું એ તો જુઠ હે ઉલટા લીખ ગયે લેખ. ૧૧
ઢુંડે તો પાવે નહીં તુજકો તું ઘટમાંહ,
જો કુછ હે સબ વોહી હે ઉસ સીવા કુછ નાહ. ૧૨
જ્ઞાની તું તો કુછ નહીં તુજમેં હે વ્હો સાંઇ,
ચાહે ઉસકો તું કહે ચાહે કહે ગુસાંઇ. ૧૩
**જ્ઞાની** વ્હો તું એક હે ફરક નહીં તીલભાર,
જો તું જ્ઞાન અભેદસેં મનમેં કરે બિચાર. ૧૪

---

જ્યાં સુધી મનની ભ્રમણાઓ એટલે ડુંપાણું મટતું નથી ત્યાં સુધી આત્મા જાણાઇ આવતો નથી, જ્યારે તૃણરૂપ ભ્રમણાઓની જાળ દૂર થાય છે ત્યારે ડુંગરરૂપ આત્મા આપોઆપ પ્રકાશિત થાય છે. આવી મતલબ રચનારે એન અને ગેન અક્ષર ઉપરથી સમજાવી છે. ૧ ભેદ=અભેદજ્ઞાનનો ભેદ. ૨ શાહ=પરમાત્મા પરમેશ્વર. ૩ જાન=પ્રાણ. જો તું અભેદજ્ઞાનનો ભેદ લોકોમાં બહાર પાડીશ તો જેવી રીતે લોકોએ મનસુરને શૂળીએ ચડાવ્યો હતો અને શમ્સ તબ્રેજની ચામડી ઉતારી નાખી હતી તેવી રીતે લોકો તને શિક્ષા કરશે. ૪ સખીયેં=લોકો. ૫ દુધમલીદા=પરમાનંદ.

## પદ ૩૦.

## મોહનજી મંદિર પધારો રે.[1]

( માઢ. )

મોહનજી મંદિર પધારોરે બેઠી દેખું થારી વાટ, હો મોહનજી૦ટેક
મોતીઆરો મુગટ જરી કેરો જામો હીરલારો હાર પહેરાવું,
સોના રૂપારો કરૂં રે સિંહાસન તે પર બેઠોને પાટ, હો મોહનજી૦૧
ગરીબ અનાથ છું દાસી હું થારી કર જોડી અરજ કરૂં,
હવે પીયા મને છેહ મત દેજો થેં મારા પૃથ્વીનાથ, હો મોહનજી૦૨
હું તો રહું સદા સેવામાં થારી ઘડી ન રહું તમથી ન્યારી,
**જ્ઞાની** સ્વામીએ કૃપા કરીરે રંગ રમ્યો મુજ સાથ, હો મોહનજી૦૩

---

## પદ ૩૧.

## મારો પિયુ ગયો પરદેશ.[2]

( માઢ. )

મને મ્હોલે ના સોહાય[3] હો મારો પિયુ ગયો પરદેશ. ટેક.
આગ લગાવું અંગ માંહે ફાડ જલાવું ચીર,
છોડું હવે હું મંદિર માલીઆં મારો મન હુઓ દિલગીર,
હવે કરૂં આછો જોગીરો વેશ, હો મારો૦ ૧
દૂર કરૂં શણગારને સૌ અંગે લગાવું ભભૂત,
આલીજારા[4] કારણે હું તો આછી[5] બનું અબધુત,
હવે હું ભગવા કરૂં ખેસ,[6] હો મારો૦ ૨
માથે મેલું એંડવું[7] ને ખાંધે રાખું બીન,[8]

---

૧ ભક્તિશૃંગારરસનું પદ છે. ભાષા ગુર્જર મારવાડી છે. ૨ ભક્તિશૃંગારરસનું પદ છે. ભાષા ગુર્જર મારવાડી છે. ૩ સોહાય = ગમે. ૪ આલીન્જ = નાથ, પરમેશ્વર. ૫ આછી = સારી. ૬ ખેસ = કપડાં, ૭ એંડવું = જટા. ૮ બીન = બીન નામનું વાજું.

વનમાં ફરૂં હું ઢુંડતી છેલા રહું તારા આધીન,
આલીજા છુટા છોડી કેશ, હો મારો૦ ૩
કર જોડી કરૂં બિનતી હું સુણોને મારી વાત,
રાતો રહો મારા મ્હોલમાં ઢોલા[1] વેગા ઉઠો પ્રભાત,
**જ્ઞાની** છોડીને કૌં કરેશ? હો મારો૦ ૪

---

## પદ ૩૨.

## મત જાઓ શ્યામ વિદેશ.[2]

( માઢ. )

મને લાગ્યો થારો નેહ હો મત જાઓ શ્યામ વિદેશ. ટેક.
તુજ વિના મારા સાહેબા રે મને ઘડી પલક ન જાય,
તુમે રહો મારા મહેલમાં થાને નેનામાં રાખું છુપાય,
પિયા મને છોડીને કૌં કરેશ? હો મત જાઓ૦ ૧
જોબન મારા મદભરા રે ઓઢણુ આછાં ચીર,
નેનાં રસિલાં લાલચુ થાને દેખા બિના નહીં ધીર,
છેલા મને છોડી ન જા પરદેશ, હો મત જાઓ૦ ૨
થેં તો મારા પ્રાણ હો મેં હું થારો અંગ,
કર્મ સંજોગે જોગ બન્યો પિયા મત છોડો મારો સંગ,
**જ્ઞાની**રા ઘટમાં થેં કીયો પ્રવેશ, હો મત જાઓ૦ ૩

---

## પદ ૩૩.

## રંગ ખેલો મારા રાજ.[3]

( માઢ. )

બિરાજો સ્વામી નાથ હો, રંગ ખેલો મારા રાજ. ટેક.
ઉંચા ઢાળું ઢોલીઆ રે, ફૂલડે છાઉં સેજ,
ભેગા પધારો સાહેબા હવે મતિ કરો તુમે દેજ,

---

૧ ઢોલા=પિયુ. ૨-૩ ભક્તિશૃંગારરસનાં પદ છે. ભાષા ગુર્જર મારવાડી છે.

પ્યાલો ભરભર પીઓને આજ, હો રંગ૦ ૧
મેં હું દાસી આપરી તુમ હો મારા નાથ,
છક છક પીયો તુમે દારૂડા છેલા રાસ રમો મુજ સાથ,
મારા ગલે લાગોને મહારાજ, હો રંગ૦ ૨
પ્રેમરી ર્‌હેરી ચુંદડી ને હેતરો ર્‌હેરી હાર,
આશારો સાળુ ઓઢીઓ હું બ્રેહ સજી શણગાર,
ઉભી બાટ જોઉં થારા કાજ, હો રંગ૦ ૩
**જ્ઞાની** હે ગોલો આપરો, થેં હો મારા રાજ,
પ્રીતમ પિયા થારા કારને મેં તો છોડી લોકોરી લાજ,
મારા મ્હોલે આવો ગરીબ નિવાજ, હો રંગ૦ ૪

## પદ ૩૪.

## તુમે પીયો પ્રેમ ગલાસ.[1]

( માઢ. )

પધારો મારા રાજ હો તુમે પીઓ પ્રેમ ગલાસ.[2] ટેક.
સેજ બિછાવું સોહણી,[3] મદવા[4] લાવું ખાસ,
ભરભર પ્યાલા પીજીએ છેલા રમીએ આપણ રાસ,
દાસી ઘર આવોને દીનાનાથ, હો તુમે પીઓ૦ ૧
ચરણ પખાળું[5] ભાવથી તન મન વારૂં દોઈ,
મ્હેર કરો મારા સાહેબા હું તો રહી છું તમને મોહી,
છેલા તમે રહોને મારા સાથ, હો તુમે પીઓ૦ ૨
**જ્ઞાની** ચાહે આપને મનમાં રાખી આશ,
મુખ દેખું હું આપરો મેં તો હું દાસનરો દાસ,
દયા કરી પકડોને મારો હાથ, હો તુમે પીઓ૦ ૩

૧ ભક્તિશૃંગારરસનું પદ છે. ભાષા ગુર્જર મારવાડી છે. ૨ ગલાસ = પ્યાલો. ૩ સોહણી = સારી. ૪ મદવા = દારૂ. ૫ ચરણ પખાળું = પગ ધોઉં.

## પદ ૩૫.

## ભાન કેમ ભૂલ્યો રે.[1]

(ધીરાના પદની રાહ—ફુલ્યો શું ફરે છે રે.)

ભાન કેમ ભૂલ્યો રે સુરતા શું બેઠો ચુકી !
માથે મોત ડોલે રે મૂરખ તારા જીવની ભુખી ! ભાન૦ ટેક.
મમતામાં તું મસ્ત થયો છે મન મોહ્યું માયા સાથ,
કામ ક્રોધ અભિમાન કરી રે હાલ્યો ઠાલી હાથ,
ગર્થ તારો ખોયે રે ઉગરવાની આશા મુકી, ભાન૦ ૧
લોભ લાલચ તારા મનથી ન મુકી કુડાં બનાવ્યાં કામ,
ઠગ વિદ્યાનો થંભજ થઇને મોટું કીધું નામ,
ધોળાં પળીઆં આવ્યાં રે કુડી કથા દેને થુંકી, ભાન૦ ૨
આ રે કાયાનો તારે શું રે ભરોંસો આજ પડે કે કાલ,
શ્વાસ તારો એક આવ્યો ન આવ્યો લેને હરિનું નામ,
સાથે તારી ચાલે રે, શરીર તારૂં જાશે સુકી, ભાન૦ ૩
સ્વાર્થમાં તારી સુરતા લાગી છે કાલે થાશે મારૂં કામ,
કાળ આવે ત્યારે કાંઈ ન પામે ભુલ્યો છે શિદને ભાન !
વાયદો વહી જાશે રે અવધી તારી થાશે ટુંકી, ભાન૦ ૪
ચતુર હોય તે ચેતીને ચાલે મૂરખ મન મલકાય,
જ્ઞાની હોય તે મુક્તિ રે પામે પાપી ગોધા ખાય,
જમડો દેશે ફાંસી રે કોઇની ત્યાં ન ચાલે ભુખી[2], ભાન૦ ૫
પચીસમાં[3] થઈ પટેલ બેઠો પાંચનું[4] કરે તું કામ,
તે સર્વે તારા કામ ન આવે સવનું ઉજડ ગામ,
દાસ **જ્ઞાની** કહે છે રે સર્વેને તું દેને ફુંકી, ભાન૦ ૬

---

૧ આ પદમાં માયા પ્રપંચ દૂર કરી ભક્તિ કરવા ઉપદેશ કર્યો છે.
૨ ભુખી = અભિમાન. ૩ પચીસમાં = પાંચ તત્વના પચીસ ગુણમાં.
૪ પાંચનું = પાંચ તત્વનું.

## પદ ૩૬.

## ભાવ કરી ભજીએ રે.[1]

(ધીરાના પદની રાહ—ફૂલ્યો શું ફરે છે રે.)

ભાવ કરી ભજીએ રે મૂરખ મન નામ હરિ,
રૂડો અવસર આવ્યો રે મનખા દેહની દેહ ધરી, ભાવ૦ ટેક.
સંસારીઆમાં તેં આવી કરીને વણુજ કીધું ન લગાર,
સુડીમાં તારે ખોટજ આવી ખરચી નથી તારી પાસ,
લાંબા પંથે જાવું રે નિશ્ચે તું તો જાશે મરી, ભાવ૦ ૧
કુડી છે કાયા ને કુડી છે માયા સર્વે કુડો સંસાર,
સંસારમાં તું શિદને લોભાણો કાંઇ ન ચાલે તારા સાથ,
મનખો એળે ખોયો રે એ તો નહીં આવે ફરી, ભાવ૦ ૨
ખાએ પીએ અને પ્હેરે ને ઓઢે કરે શરીરનું જતન,
ચાર દહાડાનું સ્વપ્નુ જુએ છે અંતે પસ્તાય અત્યંત,
સાથે કાંઈ ન આવે રે કાયા તારી જાશે પડી, ભાવ૦ ૩
સ્વપ્ના માંહી તું રાજ કરે છે જાગે તો કાંઈ ન જણાય,
એવું સંસારીઆનું સુખજ સમજો સ્વપ્ના જેવો સંસાર,
ફોગટ ફેરો જાશે રે કહું છું તને વાત ખરી, ભાવ૦ ૪
આ રે સંસારીઆનું સુખજ ખોટું સમજો વાદીનો ખેલ,
ઠીકરાનો રૂપીઓ કરી દેખાડે આખર ધૂળની ધૂળ,
ઠાલી મુઠી જાશો રે એ તો નહીં હોયે ભરી, ભાવ૦ ૫
આ રે સંસારીઆનો ખેલ છે ઉંધો પાણી તે અગ્નિ જણાય,
પાણીમાં પડે તે અગન કુંડ જાયે અગ્નિમાં કુદે જળ ન્હાય,
એવી બાજી ઉલટી રે જાણે કોઈ જ્ઞાને કરી, ભાવ૦ ૬

---

[1] આ પદમાં સંસારની માયાનું સુખ મિથ્યા જણાવી પરમેશ્વરની ભક્તિ કરવા ઉપદેશ કર્યો છે.

મોહ માયા ધન બાગ દેખાય છે તે તો છે નરકની આગ,
ત્યાગ વેરાગ તપ દોહેલું દેખાય છે તે કરવાથી દુઃખ જાય,
જીવ પામે મુક્તિ રે પાપનો તે નાશ કરી, ભાવ૦ ૭
દાસ **જ્ઞાની** તો સંસારી માયાને જાણે જેવી મુરદાર,
એક હરિની તે બીકજ રાખે બીજી હરિની રાખે આશ,
ત્રીજો તેને સમરે રે ચોથો રૂએ પાપે કરી, ભાવ૦ ૮

## પદ ૩૭.

## હરિ દયા આણો રે.[1]

( ધીરાના પદની રાહ—ફૂલ્યો શું ફરે છે રે. )

હરિ દયા આણો રે હું તો દુઃખ કેટલું સહું ?
તમે ધણી સાચા રે હું તમો વિના કોને કહું ? હરિ૦ ટેક.
હું તો તમને વળી રહ્યો છું પકડ્યો પાલવ નાથ,
તમ વિના બીજો કોઈ નથી મારો મારે બીજાનું શું કામ ?
હું તો તમને જાણું રે બીજાને તો હું શું કરૂં ? હરિ૦ ૧
સર્વે સંસારથી અળગો થઈને બાનું મેં લીધું તૂજ,
ઘડી ઘડી ઘટમાં તમને સંભારૂં લજ્જા તમારે છે હાથ,
લાજ તમે રાખો રે હાથ જોડી અરજ કરૂં, હરિ૦ ૨
હું તો છું કપટી મહા પાપી પૂરો કામી ક્રોધી કર્મહિણ,
લોભ લાલચનો પાર ન રાખ્યો માયામાં મન ભટકાય,
ભુંડાં કામ કીધાં રે હવે હું તો કયાંથી તરૂં ? હરિ૦ ૩
હવે એકે આરો નથી મારો કહીં કોને કરૂં પોકાર ?
કોણ હવે મારો હાથ પકડશે હરિ તમો દીનાનાથ,
હાથ મારો ઝાલો રે દુનિયાનું ટાળો દુઃખડું, હરિ૦ ૪

૧ આ પદમાં ભક્તિ સાથ પાપનો પસ્તાવો કરવામાં આવ્યો છે.

હવે જો હરિ મને મનથી વિસરશો પછી થશે મૂજ કોણુ ?
તમે ગરીબ જાણી મારો હાથ પકડો તમને બાનાની લાજ,
હું તો પડયો છુટી રે તમે જાણો ખોટું ખરૂં, હરિ૦ ૫
સાંભળો હરિ મારી પ્રેમની વિનતી મને લડાવો લાડ,
દયા કરી મારે મંદિરે પધારો રાખું છું આપની આશ,
**જ્ઞાની** નિશ્ચે માને રે ઉપકાર આપનું ઘણું, હરિ૦ ૬

---

## પદ ૩૮.

## મન મસ્તાનો રે.[1]

(ધીરાના પદની રાહ—ફરયો શું ફરે છે રે.)

મન મસ્તાનો રે મારો તમે મન મારો,
મારૂં કહ્યું માનો રે મન મારી ભવ તારો, મન૦ ટેક.
મન મહા લંપટ નિર્લજ નાગો લાજ ન રાખે લગાર,
કોટી વાર એને કુટીને મારો તોએ માને ન ગમાર,
આડો વાટે ચાલે રે એને કેમ કહીએ સારો, મન૦ ૧
મન કપિ[2] મૂરખ ને મૂઢ વસમો સ્થિર નથી રહેતો નઠોર,
ક્ષણ ક્ષણમાં એ તો ઉઠીને નાસે કદીએ ન આવે પાર,
મોટા મુની છળીયા રે એવો મન નકારો, મન૦ ૨
મન મહા લોભી ને મન મહા કપટી મન કામી ક્રોધી અપાર,
મન થકી માયા ને મન થકી મમતા મન થકી હરખ ને શોક,
મન સુખ માણે રે એને તમે નિત્ય વારો, મન૦ ૩
મન થકી તારૂં ને મન થકી મારૂં મન થકી ઝેર ને વેર,
મન વશ કરે તે મગ્ન થઈ રહેશે સાંભળો સૌ સંસાર,
મન ઘણો ખોટો રે એવું તમે ઉર ધારો, મન૦ ૪

---

૧ મનને ધિક્કાર સંબંધી આ પદ છે. ૨ કપિ=વાંદરો.

મન થકી મોહ ને મન થકી માન મન થકી હોય અભિમાન,
મન થકી મોટું ને મન થકી ખોટું મન થકી નિંદા માન,
મન ચોર ખાસો રે મન રમે જારી[1] તારો, મન૦ ૫

મનની તે વાતો તમે નવ માનો ચેતન[2] રહો ઘટ માંહ,
મન કહે તેથી ઉલટા રે ચાલો દુઃખ તમને નવ થાય,
ધર્મ બુદ્ધિ રાખો રે મનથી તો નવ હારો, મન૦ ૬

કામ કાજ સર્વે આ સંસારનાં મનમાંથી નાખો દૂર,
કરનારો એ તો નિશ્ચે જ કરશે તમથી કશું નહીં થાય,
તમે સાહેબ સમરો રે મુક્તિનો કરનારો. મન૦ ૭

મન માંકડાને તમે વશ રાખો જાવા ન દો ઘર બ્હાર,
એક ઠેકાણે એને બંધજ રાખો, કરી નિજ આત્મ ધ્યાન,
સુરતી સુનમાં રાખો રે જ્યાં અગમનો અંધારો, મન૦ ૮

ઘડી એક હરિને મનથી ન વિસરો સંભારો શ્વાસોશ્વાસ,
સન્મુખ સ્વામીના સુરતી રાખો પ્રેમ કરીને મન માંહ,
બીજું સર્વે મુકો રે માયાને તો વિસારો, મન૦ ૯

**જ્ઞાની** કહે કોઇ સાથે ન ચાલે થોડા દિવસની પ્રીત,
છેવટ સર્વે છોડી જશો તમે પહેલાં ચેતો સરદાર,
પિયુથી પ્રીતિ જોડો રે તમથી છે વરનારો,[3] મન૦ ૧૦

---

૧ જારી = વ્યભિચાર. મનનો સ્વભાવ એવો છે કે તે એક સ્થળે સ્થિર નહીં રહેતાં ભટકે છે, ચળે છે, તે ઉપરથી મન વ્યભિચાર રમે છે એવી રચનારે કલ્પના કરી છે. ૨ ચેતન = ચેતતા, સાવધ. આ પદમાં રચનારે મન શબ્દને નરજાતિમાં ગણી તેના વિશેષણના શબ્દો વિગેરે નરજાતિમાં મુક્યા છે, જેમકે મસ્તાનો, નાગો, નિકારો વિગેરે. આવી રીતે જાતિફેર થયલા શબ્દો બીજા કાવ્યોમાં પણ કેટલેક ઠેકાણે છે. ૩ વરનારો = પરણનારો, મળનારો.

## પદ ૩૯.

## જીવ લલચાયો રે.[1]

( ધીરાના પદની રાહ—ફૂલ્યો શું ફરે છે રે. )

જીવ લલચાયો રે સાચી માની ખોટી માયા,
મૂરખ કેમ ભુલ્યો રે પડી જાશે તારી કાયા, જીવ૦ ટેક.
તુચ્છ સુખ છે આ સંસારનું એ પર તું શિદ મોહ્ય ?
છૈયાં છોરૂ અને કામની[2] વૈભવ ધન માલ ઈચ્છે મન માંહ,
લાંબી દોરી ઈચ્છે રે સદા એ તો નહીં ડાહ્યા, જીવ૦ ૧
ખાન પાન અને ગાડી ને ઘોડા સંસારનું માગે સુખ,
ચાર દહાડાનું એ તો સુખ છે મૂરખા એમાં જન્મ શિદ ખોય ?
કુડી દુનિયા સારી[3] રે તેમાં શિદ લોભાયા ? જીવ૦ ૨
એ રે સંસાર પર શું રે લોભાયો લલચાયો જોઈ તુચ્છ સુખ,
હારી ગયો તું સૌ જન્મારો મોત ન મુકે કોઈ કાળ,
કાલે તું પસ્તાશે રે મોત વશ સહુ જાયા,[4] જીવ૦ ૩
હજી જો મુકે આ સંસારને સુધરે તારૂં કાજ,
ધ્યાન કરે ભાવે સાચા ધણીનું કાંઈ તને લાભ થાય,
**જ્ઞાની** કહે સાચું રે મેં તો હરિ ગુણ ગાયા, જીવ૦ ૪

---

## પદ ૪૦.

## મૂરખ માયા માગે રે.[5]

( ધીરાના પદની રાહ—ફૂલ્યો શું ફરે છે રે. )

મૂરખ માયા માગે રે માયા કહે મારી મારી,
છેવટ છોડી જાશે રે મૂરખ માયા નથી તારી, મૂરખ૦ ટેક.

---

૧ સંસાર જુઠો છે તે સંબંધી આ પદ છે. ૨ કામની = સ્ત્રી. ૩ સારી = બધી. ૪ જાયા = જન્મ પામેલાં પ્રાણી. ૫ આ પદમાં સંસારનું સુખ ધન ઘરબાર વીગેરે મિથ્યા જાણી માયાનો ત્યાગ કરવા બોધ કર્યો છે.

માયાને તે મહા સુખ જાણીને ભેગી કરે માગી ભીખ,
મુવા કેડે માયા કામ નહીં આવે જીવત ભોગવી જાય,
પછી પસ્તાશો રે ગઇ છે કેમ મત મારી ? મૂરખ૦ ૧
માયા મુકી કાલે મરી જઇશ તું ઉતારી લે તુજ વસ્ત્ર !
એ રે માયા પછી બીજાને જાશે શું શું રહેશે તારા હાથ ?
તારા સાથે ન આવે રે માયા મહા ધૂતારી, મૂરખ૦ ૨
એ રે માયાને તું શિદને મોહ્યો છે મુકી ઈશ્વરનો મોહ ?
ચેતને ચેત કાંઇ હવે મન મૂરખા, ભજન કરે સુખ થાય,
મોક્ષમાં તું મ્હાલે રે મોક્ષ મહા સુખકારી, મૂરખ૦ ૩
મોટા મોટા લોકે માયા છોડીને ઉઘાડ્યો મોક્ષનો દ્વાર,
ઘણા લોકોએ રાજ્ય મુકીને લીધી ફકીરી ભરપૂર,
માયા સર્વે ત્યાગી રે થયા મોક્ષ અધિકારી, મૂરખ૦ ૪
માયા સારી તો રાજ્ય કેમ મુકતા એવા મહા બુદ્ધિવાન ?
ખાતા પીતા અને મોજે રે કરતા ત્યાગી થવાનું શું કામ ?
માયા મહા કુડી રે ભજન કરો નર નારી, મૂરખ૦ ૫
માયાને મૂરખા મહા પદ સમજે નરક અધિકારી થાય,
ભજન ભાવ કાંઇ મનમાં ન આણે ધર્મ ન હોય મન માંહ,
મુક્ત ક્યાંથી પામે રે માયા કેરો વેપારી ? મૂરખ૦ ૬
માયાને તો તમે ખરચી કરીને સુધારી લો સહુ કામ,
પુન્ય કરીને સર્વે પાપને ધુઓ એ છે માયાનું કામ,
માયા ખરચો ખાઓ રે થાઓ પર ઉપકારી, મૂરખ૦ ૭
જે ઘડી જમડો લેવાને આવશે, તે ઘડી માયા નથી તુજ,
હાથ ઘસીને પછી ઘણું પસ્તાશો તોએ ન મળે તને જુજ,
લોકો લુટી લેશે રે **જ્ઞાની** સર્વે માયા તારી, મૂરખ૦ ૮

---

## પદ ૪૧.
## સાધુ તમે સમજો રે.[1]

(ધીરાના પદની રાહ—ફર્યો શું ફરે છે રે.)

સાધુ તમે સમજો રે, કહું છું આ વાત ખરી,
નિશ્ચે સાચી માનો રે, સર્વેમાં છે શ્યામ હરિ. ટેક.
સમજ્યા વિના તમે નાસ્તિક ન થાજો, બગડશે આ અવતાર,
ઈશ્વર સમજ્યા વિના અરે મૂરખજન મુક્તિ નહીં મળનાર,
નરકવાસી થાશો રે ભટકી ભટકી જાશો મરી, સાધુ૦ ૧
રૂપ ઈશ્વરનું અકળિત સાધુ મૂરખાને નવ સમજાય,
એ છે નિરંજન ને નિરાકારી એને તો કાંઈ ન કહેવાય,
તમો તો શું સમજો રે મૂરખ અજ્ઞાને કરી, સાધુ૦ ૨
આપાપંથી[2] તમે અંધ બન્યા છો ગુરૂ કરો તો સમજાય,
આપાપંથી તે ઢોર હરાયાં, ગુરૂ વિના જ્ઞાન ન થાય,
ગુરૂ ચરણ સેવો રે, ગુરૂ સમજાવે હરિ, સાધુ૦ ૩
ગુરૂ કરીને તમે ગુરૂવશ થાઓ, ગુરૂવેણ માનો પ્રમાણ,
ગુરૂનાં વચન ઉથ્થાપન[3] ન કરજો, ગુરૂનું જો થાય અપમાન,
ગુરૂ જાશે રૂઠી રે, પછી નહીં મળે હરિ, સાધુ૦ ૪
જેવું મડું[4] જીવતાને વશ હોયે એવા બનો વશ આપ,
ગુરૂના સામે ઉચ્ચાર ન કરજો રાખજો ગુરૂનું માપ,
ગુરૂના દાસ રહેજો રે, ડહાપણ નહીં કરજો જરી, સાધુ૦ ૫
મોહ માયાનો તમને રોગ લાગ્યો છે મેલ ભરાયો મન માંહ,
એનો વૈદ તો ગુરૂજ જાણો, બીજાથી કાંઈ નહીં થાય,

---

૧ ઇશ્વર છે અને તે ગુરૂ કરવાથી મળી આવે છે એ આ પદનો ભાવાર્થ છે. ૨ આપાપંથી=હું કહું તેજ ખરૂં, તેજ મારો ધર્મ, ખોટો મમત. ૩ ઉથ્થાપન=કહે તે નહીં કરવું તે, ઉલ્લંઘન. ૪ મડું=મડદું.

ગુરૂ વૈદ સાચો રે સર્વે રોગ તે લે હરી,[1] સાધુ૦ ૬
ગુરૂ આપાથી[2] તમને છોડાવી બેસારે એકાંત સ્થાન,
પછી લોકોથી તમે અળગા રહીને કરોને હરિનુંજ ધ્યાન,
સંસાર સર્વે ભૂલી રે માયા સર્વે મેલો પરી,[3] સાધુ૦ ૭
ત્યારે ભજનમાં ચિત્ત તો ઠરશે, ભૂલશો પોતાનું ભાન,
પછી હરિથી પ્રીત બંધાશે દેખાશે અંદર બ્હાર,
ત્યારે સમજણ પડશે રે, પછી મન રહેશે ઠરી, સાધુ૦ ૮
એના વિના તો હરિ નહીં સુઝે, દેખો નહીં દીદાર,
ભવ દરીઆમાં ભટકયા કરશો, કદી આવે નહીં પાર,
ભૂલી ભટકી મરશો રે, મતિ કેમ ગઈ છે ફરી? સાધુ૦ ૯
સંસાર ત્યાગી ગુરૂવશ થાઓ, ચાલો ગુરૂ કહે જેમ,
ગુરૂ બિના કદી ગમ નવ પડશે **જ્ઞાની** કહે છે એમ,
ગુરૂ સમજાવે રે ત્યારે તમને મળશે હરિ, સાધુ૦ ૧૦

---

## પદ સંગ્રહ સમાપ્ત.

---

૧ લે હરી = હણે, દૂર કરે. ૨ આપાથી = હુંપણાથી. ૩ પરી = દૂર.

# ગઝલ સંગ્રહ.

## ગઝલ ૧.

### નયનસેં નિકલ ગયા.

એક શોખ[૧] કરકે અશવા[૨] નયનસેં નિકલ ગયા,
ગોયા કે રૂહ[૩] મેરે બદનસેં નિકલ ગયા. ૧
ઉસ દર્દ બેકસીમેં[૪] જો એક મૈંને આહ[૫] કી,
દુદ[૬] ઉસકા સકફે[૭] ચરખે[૮] કોહનસેં[૯] નિકલ ગયા. ૨
થાંમા બહોત જીગરકો વલે કયા કરૂં મેં આહ?
શોલેપે[૧૦] શોલા સીને[૧૧] જલનસેં નિકલ ગયા. ૩
આશક જો ઉસ પરીકા હુવા જાન દિલસેં મેં,
દુનિયાકે સારે રંજો[૧૨] મહનસેં[૧૩] નિકલ ગયા. ૪
દેખ ઉસકે સુર્ખ લબકો[૧૪] બહોત આબો તાબસેં,[૧૫]
ખા રશ્ક[૧૬] લાલ[૧૭] કાન[૧૮] યમનસેં નિકલ ગયા. ૫
ઝુલ્ફુંકો[૧૯] દેખ ગેરતો[૨૦] હેરતસેં[૨૧] શર્મ ખા,
અંબર બહરસેં[૨૨] મુશ્ક[૨૩] ખુતનસેં નિકલ ગયા. ૬
કુચેકી[૨૪] સેરકે[૨૫] લીયે ઉસ રશ્ક હુરકે,[૨૬]
આદમ હો મસ્ત બાગ અદનસેં[૨૭] નિકલ ગયા. ૭
ખા ઉસકી તેગ[૨૮] અબરૂ[૨૯] શફક[૩૦] આસમાન પર,
હોકર શહીદ[૩૧] ખુની[૩૨] કફનસેં નિકલ ગયા. ૮
ભુન કરકે ઉસકે ઇશ્કમેં **અનવર**કા જીગર ભી,
અબ હો ગયા કબાબ તલનસેં નિકલ ગયા. ૯

**ભાવાર્થ:**—(આ ગઝલમાં પરમાત્માને હુર એટલે અપ્સરા રૂપે કલ્પના કરી તેના સ્વરૂપની તારીફ કરી પ્રેમભાવ બતાવ્યો છે.)
૧ બેપરવા[૧] પરબ્રહ્મ પરમાત્મા આંખોથી ઇસારો કરી ચાલ્યો ગયો (અર્થાત્ પરમાત્મા સમાધિમાં ચમત્કાર બતાવી ચાલ્યો ગયો) તે

વખતે જાણે મારા શરીરમાંથી જીવ[3] નીકળી ગયો. ૨ તે લાચારીના[4] દર્દમાં જ્યારે મેં એક એવો નિશાસો[5] નાખ્યો કે તેનો ધૂમાડો[6] આ જુની[9] આકાશ[8]–છતને[7] ચીરીને ઉપર નીકળી ગયો. ૩ મેં મારા કાળજાને બહુ રોકી રાખ્યું પણ અરે હું શું કરૂં! મારી છાતીના[11] બળવાથી ભડકા[10] ઉપર ભડકા નીકળી ગયા. ૪ જ્યારથી હું તે પરમાત્મારૂપી અપ્સરા–પરી ઉપર ખરા દીલથી આશક બની ગયો છું ત્યારથી દુનિયાનાં તમામ દુઃખ[12] અને મહેનતથી[13] હું છુટી ગયો છું. (અર્થાત્ તેના પ્રેમમાં પડવાથી હું દુનિયાની માયામાંથી અને દુઃખમાંથી મુક્ત થયો છું. હું તેના પ્રેમમાં પડી પ્રેમઘેલો અને બેભાન થયો છું તેમાં તો કાંઈ નવાઈ નથી પરંતુ દુનિયાની બીજી વસ્તુઓ તેના સ્વરૂપથી મોહ પામી ઘેલી થઈ છે ;તે નીચે પ્રમાણે–) ૫ તેના ઘણા તેજવાળા[15] લાલ હોઠ[14] જોઈ માણક[17] પણ યમનની ખાણમાંથી[18] અદેખાઇનો[16] લીધે બહાર નીકળી ગયાં. ૬ તેના માથાના કાળા વાળ[19] દેખીને લજ્જા[20] અને આશ્ચર્યથી[21] શરમાઈને અંબર દરિયામાંથી[22] અને કસ્તુરી[23] ખુતન દેશમાંથી નીકળી ગઈ. ૭ તે પરીની[26] ગલીઓની[24] સહેલ[25] જોવાને મનુષ્ય મસ્ત બનીને સ્વર્ગ[27] રૂપી બાગમાંથી નીકળી આવ્યો. ૮ તે પરીની ભમર[29] રૂપી તરવાર[28] ખાઈ મૃત્યુવશ[31] થઈ લાલ[32] કફન પહેરીને સંધ્યા[30] પણ આકાશ પર નીકળી આવી. ૯ તે પરીના પ્રેમમાં અનવરનું કાળજું પણ શેકાઇને કબાબ (બળી ગયેલી વસ્તુ) બની તળીને ઉપયોગ કરવાના કામથી પણ નીકરી ગયું છે (અર્થાત્ અનવરનું કાળજું બળીને ખાખ થઈ ગયું છે).

આ ગઝલ ભક્તિશૃંગારરસની છે. રચનાર કાઝી અનવર મીયાંની કાવ્ય લખવાની શક્તિ કેવી સારી છે તે આ અને આ પછીની ગઝલો ઉપરથી વાંચનારને સ્પષ્ટ સમજાઈ આવશે. આ ગઝલમાં બતાવેલી ઉપમાઓ અને અલંકાર જોતાં અનવર મીયાંની કાવ્ય લખવાની શૈલિ ગુજરાતના પ્રખ્યાત કવિ પ્રેમાનંદની શૈલિને ઘણા અંશે મળતી આવે છે તે પ્રેમાનંદ કવિના નળાખ્યાનમાંનું નીચેનું કાવ્ય વાંચવાથી જણાઈ આવશે–

દમયંતીના અધર દેખી પેટ વીંધ્યું પ્રવાળી,
એ કામનિનો કંઠ સાંભળી કોકિલા થઈ કાળી.

રસના વાણી સાંભળી સરસ્વતીને આવ્યો વૈરાગ,
કુંવારી પોતે રહી સંસાર કીધો ત્યાગ.
દંત દેખી દાડમ ફાટ્યું કપોત સંતાડે મ્હોંને,
તે નાદ કરતો ફરે વનમાં કહે દુઃખ કહું હું કોને?
દમયંતીનાં કુચ દેખી હાર્યું કુંજર ફૂળ,
તે હીંડતાં ચાલતાં હાથી માથે ઘાલે ધૂળ.

---

## ગઝલ ૨.

## મેં છુપાયા કોન થા?

કુછ ન થા તબ ગંજ[1] મખફીમેં[2] છુપાયા કોન થા?
ગંજ મખફીસેં નીકલ જલવા[3] દીખાયા કોન થા? ૧
ઈશ્ક[4] ખુદ ઓર હુશ્ન[5] એહમદ યેહ સીફત મોસુફ દો,
એક હી થે દુસરા વહાં દખ્લ પાયા કોન થા? ૨
થા અહદ[6] તબ દુસરા કોઈ ન થા ઉસકે સીવા,
ઈશ્કસેં તબ સુરતે[7] એહમદમેં આયા કોન થા? ૩
દેખનેકો આપકે જબ ઈશ્ક ઉસકો હો ગયા,
આપકા આદમકો[8] આયના[9] બનાયા કોન થા? ૪
તુર પર મુસાને જાકર "રબ્બે અરેની"[10] જબ કહા?
કરકે જલવા[11] "લન તરાની"[12] કેહ સુનાયા કોન થા? ૫
કોન થા મનસુરમેં આકર "અનલહક"[13] જબ કહા?
"કુમ બેઈઝની[14] કહેકે જબ મુરદા જીલાયા કોન થા? ૬
જબ મહંમદકો બુલાયા લામકાં મ્હેરાજકો,[15]
"કાબ કવસેંન"[16] કીસને બોલા વસ્લ પાયા કોન થા? ૭
સુરતે ઈનસાં[17] અદમસેં કોન લાયા દર વજુદ?
જાન ઉસમેં ડાલકર ઉસકો બુલાયા કોન થા? ૮
લોહ[18] દિલ પર કીસને લીખ્ખા ઈસિ ગઝલકો અનવરા?
કરકે ઈલહામ[19] ઓર ઝુબાંસેં[20] કેહ સુનાયા કોન થા? ૯

**ભાવાર્થ:**—(આ ગઝલમાં પરમેશ્વર છે એવું સાબીત કરવા કુદરતના ચમત્કારના દાખલા બતાવ્યા છે.) ૧ જ્યારે કાંઈપણ વસ્તુ નહોતી ત્યારે ખજાનામાં[૧] છાની[૨] વસ્તુ હતી તે શું હતું? તે છાના ખજાનામાંથી નીકળી જેણે આ પ્રકાશ[૩] દેખાડ્યો તે કોણ હતો? ૨ પોતે પ્રેમ[૪] અને તેનું કાંતિસ્વરૂપ[૫] એહમદ તે બંને સીફત મોસુફની છે એટલે એહમદ એ પ્રેમની સીફત–પ્રશંસા છે બંને વસ્તુ એકજ છે. (મોસુફ=જેની પ્રશંસા કરવામાં આવે તે.) તે બંને વસ્તુ એકજ હતી તો દાખલ થનાર બીજું કોણ હતું? ૩ જ્યારે તે એકજ[૬] હતો અને તેના શિવાય બીજી કોઇ વસ્તુ નહોતી ત્યારે પ્રેમથી એહમદની મૂર્તિમાં[૭] ચાવો થયો તે કોણ હતો? ૪ પોતાની જાતને જોવાને જ્યારે તેને પ્રેમ થયો ત્યારે જેણે મનુષ્ય[૮] રૂપી દર્પણ[૯] બનાવ્યું તે કોણ હતો? ૫ જ્યારે મુસા અલેહીસ્સલામ તુર નામના ડુંગર ઉપર પરમેશ્વરને "હે પરમેશ્વર! તું મને દર્શન દે"[૧૦] એ પ્રમાણે કહ્યું ત્યારે પ્રકાશ[૧૧] કરીને "તું મને દેખી શકીશ નહીં."[૧૨] આ પ્રમાણે જેણે કહી સંભળાવ્યું તે કોણ હતો? ૬ જ્યારે મનસુર હલ્લાજે "હું પરમેશ્વર છું"[૧૩] એવું આવીને કહ્યું ત્યારે મનસુરના શરીરમાં કોણ હતું? જ્યારે શમ્સ તબ્રેજે બાદશાહના મરેલા છોકરાને "મારા હુક્મથી ઉઠ"[૧૪] એમ કહી જેણે જીવતો કર્યો તે કોણ હતો? ૭ જ્યારે મહંમદ સલ્લલ્લાહો અલયેહે વસલ્લમને આકાશ ઉપર[૧૫] તેડાવ્યા ત્યારે "અમે બે એક મળી ગયા છીએ"[૧૬] એવું કોણ બોલ્યું અને કોણ મળ્યું? (કાબ કવસેન=જુદી બે કમાનોનું એક વર્તુલ–ગોળ પ્રકારમાં મળી જવું તે.) ૮ જ્યાં કાંઇ પણ નથી ત્યાંથી જેણે માનવીની[૧૭] મૂર્તિ બનાવી તે કોણ અને તેમાં જીવ મુકી બોલાવ્યો તે કોણ? ૯ હે અનવર! તારા ચેતનની પાટી[૧૮] ઉપર આ ગઝલ લખનાર કોણ હતો અને તારા મનની સત્ય વિચારની[૧૯] સ્ફુરણા કરી જીભથી[૨૦] બોલાવ્યો તે કોણ હતો? (અર્થાત્ તે તમામ ચમત્કાર બતાવનાર પરમેશ્વરજ હતો.)

---

## ગઝલ ૩.

## ન તું શામ હે ન તું રામ હે?

કયા કરૂં ગીલા[1] તેરા અય સનમ[2] ન તું શામ[3] હે ન તું રામ[4] હે?
હુવા દૂર એસા તું એક કલમ[5] ન પયામ[6] હે ન સલામ હે. ૧
તેરે દર્દ હીજ્રસેં[7] મેં મરૂં તું ખુશીસેં ગેરૂંસેં[8] જા મીલે,
કરૂં બેવફાઈ મેં કયા રકમ[9] યેહ ખીરામ[10] હે તેરા કામ હે. ૨
કભી બાદ અરસેકે મીલ ગયા તો બતાકે મોંહકો ચલા ગયા,
મેરે પેશ નઝરૂંકે એકદમ ન કયામ[11] હે ન મુકામ હે. ૩
કભી આયા ઘરમેં તો હો ખફા રહા બેઠા ચુપકા ખામોશસા,
કભી સુએ મેરે આ એકદમ ન ખીરામ હે ન કીરામ[12] હે. ૪
કભી લપટા પહેલુંમેં[13] આ મેરે તો તું સો રહા મોંહકો ફેરકે,
શબે વસ્લમેં હે યે કયા ઝુલમ ન તો જામ હે ન કલામ[14] હે. ૫
તું લપટ જા હસકે ગલે મેરે તેરે કામકા હું બુરે ભલે,
રહો રામ મેરા તું દમ બ દમ તેરા નામ હે મેરા કામ હે. ૬
મેંને લાલ લબ[15] તેરે ચુમકે કીયા સીજદા[16] તુજકો હે ઈજ્જસેં,[17]
તેરા દિલસેં **અનવર** બેદીરમ[18] યે ગુલામ હે તું ઈમામ[19] હે. ૭

**ભાવાર્થ**:—( આ ગઝલમાં પરમેશ્વરની ભક્તિમાં મસ્ત રહેનાર ખરા પ્રેમીએ રીસમાં પરમાત્મા પરમેશ્વરની પ્રાર્થના કરી છે. રીસાયેલા પ્રેમી ભક્તના ઉદ્ગાર છે. ) ૧ હે પરમેશ્વર[2] ! હું તારી પાછળ શી વાતો[1] કરૂં? શું તું મારો માલીક[3] પણ નથી તેમજ તું મારો તાબેદાર[4] પણ નથી? ( અર્થાત્ તું મને માલીકપણાથી ન મળ્યો અને તાબેદારપણાથી પણ ન મળ્યો. પરમેશ્વરને તાબેદાર કહેવાનું કારણ એ કે તે પ્રેમી ભક્તના પ્રેમને આધીન હોય છે અને ભક્તના હુકમ ઉઠાવે છે. ) તું મારાથી એવો એકદમ[5] દૂર થયો કે તારો સંદેશો[6] નથી ને સલામ પણ નથી. ૨ તારા વિયોગના[7] દુઃખથી હું મરૂં છું અને તું બીજા લોકોને[8] એટલે કે મનસુર, શમ્સ તબ્રેજ વીગેરે એવા

મહાપુરૂષોને મળે છે. તારી બેવફાઈ હું શું લખું[૯]–કહું? આવા તારા બેપરવાઈના ચાળા[૧૦] છે, આવાં તારાં કામ છે. ૩ જો કોઈ વખત તું મળી ગયો તો જરા મુખ બતાવીને ચાલ્યો ગયો. મારી નજર આગળ એક ઘડી પણ ઉભો[૧૧] રહ્યો નહીં અને મુકામ પણ કર્યો નહીં. ૪ કદી તેં મારા દીલરૂપી ઘરમાં આવીને પ્રકાશ કર્યો તો ગુસ્સે થઇને તું ચૂપકીથી બેસી રહ્યો. કદી પણ મારી તરફ આવીને હાવ-ભાવના ચાળા પણ કર્યા નહીં અને મેહેરબાની[૧૨] પણ કરી નહીં. ૫ જો તું કદી મારા પાસામાં[૧૩] આવીને લપાઈ રહ્યો તો તું મોં ફેરવીને સુઈ રહ્યો. પરસ્પર મેળાપ કરવાની રાતમાં આ તારો શો જુલમ? પ્રેમનો પ્યાલો પણ ન પાયો, અને વાતો[૧૪] પણ ન કરી. ૬ તું હસીને મારા ગળે વળગી રહે. બુરા અને ભલા તારા કામનો છું. તું મારો હરઘડી તાબેદાર રહે, તેમાં તારૂં નામ થશે અને મારૂં કામ થશે. (આ શબ્દો પરમેશ્વર પ્રત્યે ખરા આશકના રીસમાં નીકળેલા ઉદ્દગાર છે. આશક ઘડીમાં રીસ કરે છે અને ઘડીમાં આજીજી કરે છે.) ૭ મેં તારા લાલ હોઠને[૧૫] ચુંબન કરીને આજીજીથી[૧૭] તને નમસ્કાર[૧૬] કર્યા. અનવર ખરા દીલથી તારો વગર પૈસાનો મફતનો[૧૮] ગુલામ છે અને તું સરદાર[૧૯] છે.

---

## ગઝલ ૪.

## મુજકો જલા દીયા.

લગી આગ સીનેમેં[૧] અય સનમ તપે ગમને[૨] મુજકો જલા દીયા.
મેરે ચશ્મુંસેં ખુન બહા દીયા મેરે દિલકો દાગ લગા દીયા. ૧
તેં કહા "અલસ્તો બેરબ્બે કુંમ"[૩] મેં ખુશીસેં "કાલુ બલા"[૪] કહા,
યે શરાબ કેસા પીલા દીયા મુજે મસ્ત તુંને બના દીયા. ૨
થા અલેફમેં[૫] જબકે તું દર અદમ[૬] હુવા મીમમેં[૭] આકે જલવાગર,
મુજે જબસેં મુખડા બતા દીયા દો જહાંસેં[૮] મુજકો છુડા દીયા. ૩
તેં સુનાયા મુજકો જો "મન અરફ" જો નશા હે મુજકો ફકદ અરફ,
યે હીજાબ[૯] જબસેં ઉઠા દીયા બ ખુદા મેં ખુદકો ભુલા દીયા. ૪

સભી જા બ જા હર ઝર્રેમેં[10] હે તું આપ અનવર[11] જલવાગર,
મેંને નામ અપના મીટા દીયા યે ગઝલ ભી તુને સુના દીયા. ૫

**ભાવાર્થ:**—(આ ગઝલમાં પરમેશ્વરની પ્રાર્થના કરવામાં આવી છે) ૧ હે પરમેશ્વર! મારી છાતીમાં[1] આગ લાગી રહી છે, અને ચિંતાની[2] અગ્નિએ મને એવો બાળી નાખ્યો છે કે મારી આંખમાંથી લોહી વહ્યા કરે છે, અને મારા હૃદયમાં ડામ લગાડી દીધો છે. ૨ તેં કહ્યું કે "શું હું તમારો પરમેશ્વર નથી?"[3] એટલે મેં ખુશીથી કહ્યું કે "હા તું અમારો પરમેશ્વર છે"[4] આવો પ્રેમરૂપી શરાબ તેં મને એવો પાઈ દીધો કે હું મસ્ત બની ગયો. ૩ જ્યારે તું એક[5] પોતે અલોપ[6] છાનો હતો અને મહંમદનું[7] નૂર (બ્રહ્મસ્વરૂપ) પેદા કરીને સંસારમાં ચાવો થયો, અને જ્યારથી તેં તારૂં મુખ બતાવ્યું છે ત્યારથી એ દુનિયાથી[8] (આ લોક અને પરલોકથી) મને છોડાવી દીધો છે. ૪ જ્યારથી તેં મને "મન અરફ"નું જ્ઞાન સંભળાવ્યું છે ત્યારથી મને તે જ્ઞાનનો નિશો ચડ્યો છે અને જ્યારથી તારા અને મારા વચ્ચે જે જુદાઈનો પડદો[9] હતો તે ઉડી ગયો છે ત્યારથી ખરેખર તારા સમ (તારા સોગન ખાઈને કહું છું કે) હું મારી જાતને ભુલી ગયો છું. ("મન અરફ"નું જ્ઞાન એટલે કે "મન અરફ નફસહુ ફકદ અરફ રબ્બહુ" અર્થાત્ જે કોઈ પોતે પોતાના આત્માને ઓળખે છે તે પરમેશ્વરને ઓળખે છે.) ૫ દરેક સ્થળમાં અને ઝીણાં રજકણમાં[10] અર્થાત્ દરેક વસ્તુમાં તારોજ પ્રકાશ[11] છે. હું મારૂં નામ ભુલી ગયો અને આ ગઝલ સંભળાવવાવાળો પણ તુંજ છે.

## ગઝલ ૫.

## દિવાના આતા હે.

સંભલીયે[1] શમેરૂ[2] મેહફલમેં[3] અબ દીવાના આતા હે,
તડપતા લોટતા બેતાબ[4] જયું પરવાના[5] આતા હે. ૧
જહાં મેં મસજીદુંસેં ઉસ બુતે[6] કાફરકે[7] દરશનકો,
નઝરમેં અપને બેશક અબ પસંદ બુતખાના[8] આતા હે. ૨

અદબસેં મેહફીલે ખુબાંમેં[૯] અય મસ્તાં સંભલ બેઠો,
શરાબે નાબકા[૧૦] સાકી[૧૧]લીયે પેમાના [૧૨] આતા હે. ૩
નપટ[૧૩] મુશ્કેલ હે યારો કુચે[૧૪] જાનાંમેં[૧૫] કદમ[૧૬] રખના,
સુયે[૧૭]શમશીર[૧૮] કાતીલકે[૧૯] જો હે મરદાના[૨૦] આતા હે. ૪
બહારે[૨૧] ગુલશને[૨૨] હસ્તીસેં[૨૩] કયા દિલ બાંધીએ અનવર!
જીધર દેખા ઉધર અબ તો નઝર વેરાના[૨૪] આતા હે ૫.

**ભાવાર્થ:**—(આ ગઝલમાં પ્રેમસ્વરૂપ કેવું છે તે બતાવ્યું છે.) ૧ હે દિવ્ય પ્રેમી લોકો[૨]! તમે સાવધ રહો.[૧] હવે સભાની[૩] અંદર દિવાનો આવે છે (અર્થાત્ તમારા શરીરમાં હવે પ્રેમના જુસ્સાનો પ્રવેશ થાય છે). પતંગીઆની[૫] માફક દિવાનો કુદતો અને લોટતો બેચેનીમાં[૪] આવે છે (અર્થાત્ પ્રેમના પ્રકાશથી આકર્ષાઈ પતંગીઆની માફક આવીને ઝંપલાય છે.) ૨ દુનિયામાં તે છાના અકળિત[૭] પ્યારા પરમેશ્વરને[૬] જોવા માટે મસીદો કરતાં શરીર[૮] રૂપી મંદીર બેશક મારી નજરમાં વધારે પસંદ પડે છે (અર્થાત્ મંદીરમાં જઇ દર્શન કરવા કરતાં અંતઃકરણમાં ધ્યાન ધરવું હું વધારે પસંદ કરૂં છું.) ૩ હે પ્રેમી લોક! તમે સંભાળીને અદબથી ખુબસુરત[૯] સભામાં બેસો. જુઓ હવે શરાબ પાવાવાળો[૧૧] પરમેશ્વર શુદ્ધ પવિત્ર[૧૦] શરાબનો પ્યાલો[૧૨] લઇને આવે છે (અર્થાત્ પ્રેમનો જોશ હવે જાગૃત થાય છે.) ૪ હે પ્રેમી લોકો! એ પરમાત્માની[૧૫] ગલીમાં[૧૪] પગલું[૧૬] ભરવું તે ઘણુંજ કઠણ[૧૩] છે, કારણ કે મારવાવાળાની[૧૯] તરવારના[૧૮] સામે[૧૭] જે પુરો શૂરવીર[૨૦] હોય છે તે આવે છે (અર્થાત્ સંસાર ત્યાગ કરી વૈરાગ્ય દશામાં જવું તે ઘણું કઠણ છે. ઇંદ્રિયોને વશ કરી કામ, ક્રોધ, માયા વીગેરેની સામે થવું તે મહા દૃઢ મનવાળા મહાપુરૂષનું કામ છે). ૫ આ વસંતરૂતુથી[૨૧] ખિલી રહેલા જીંદગી[૨૩] રૂપ બગીચાથી[૨૨] શું પ્રેમ બાંધવો? કારણ કે જ્યાં જોઉં છું ત્યાં મને સર્વ ઉજ્જડ[૨૪] લાગે છે (અર્થાત્ આ કાયાથી પણ પ્રીતિ બાંધવાની નથી કારણ કે તે પણ નાશ પામવાની છે.)

---

## ગઝલ ૬.
## દિલ સદા બેચેન હે.

દિલ સદા બેચેન હે મુજ ઇશ્કકે[1] બીમારકા,[2]
લગ ગયા હે ઝખ્મ[3] ઇસકો અબરૂએ[4] ખમદારકા.[5] ૧
ચશ્મ[6] નરગીસકા હે ઘાયલ ઓર મીઝેકે[7] તીરકા,
ઝુલ્ફ[8] નાગનકા હે મારા ઓર તેરે રૂખસારકા.[9] ૨
કયા કરૂં મેં યા મસીહા[10] હે કોઈ ઇસકા ઇલાજ?
મેં તો આશક હો ગયા હું એહમદે મુખતારકા. ૩
ખોલ ઘુંઘટ ઓર દીખા દે એક ઝલક[11] મુખડેકી તું,
ઈસ દિલે ઝખ્મીકા મરહમ[12] હે તેરે દીદારકા.[13] ૪
નીમ બીસ્મીલકો[14] દીખા મુખડા તેરા અય માહલીકા,[15]
હુસ્નકા[16] ઘાયલ હે **અનવર** ઈશ્કકી તલવારકા. ૫

**ભાવાર્થઃ**—(આ ગઝલમાં પરમેશ્વરને ખુબસુરત છોકરાની ઉપમા આપી પ્રેમભાવ જણાવ્યો છે.) ૧ મારૂં-પ્રેમના[1] દર્દીનું[2]-મન સદા બેચેન રહે છે; વાંકી[5] ભમર[4] (રૂપી તરવાર) નો મનને ઘા[3] લાગ્યો છે; ૨ નરગીસના ફુલ જેવી આંખોથી[6] અને પાંપણરૂપી[7] બાણથી મન ઘાયલ થયું છે; માથાના વાળ[8] રૂપી નાગણથી અને તારા ગાલથી[9] મારૂં મન ડસાયેલું છે; ૩ માટે હે ઇસુ[10]! હું શું કરૂં? તેનો કાંઈ ઇલાજ છે? (ઇસુ જેની દવા કરતા હતા તેને બીલકુલ આરામ થતો હતો તેથી બિમારીના વખતે કવિ લોકો ઇસુને વિનંતી કરે છે.) હું "એહમદે મુખતારકા" એટલે મહમદનો આશક થઇ ગયો છે. ૪ તું તારો ઘુંઘટ ખોલીને તારા મુખનો પ્રકાશ[11] દે; તારા મુખનું દર્શન[13] તે આ ઘાયેલ થયેલા મનનો ઘા રૂઝવવાનો મલમ[12] છે. ૫ હે ચંદ્ર જેવા મુખવાળા[15] પરમાત્મા! આ અધમુવાને[14] તારૂં મુખ દેખાડ. અનવર તારા પ્રેમની તરવારથી અને ખુબસુરતીથી[16] ઘાયલ થઈ ગયો છે.

## ગઝલ ૭.
## તીર મીઝગાં લગાદીયા.

તેરી ચશ્મ[1] જાદુને અય પરી મુજે તીર મીઝગાં[2] લગા દીયા,
બખુદા[3] સનમ મેરા મુર્ગ[4] દિલ તેં શીકાર અપના બના દીયા. ૧
દેખા જબસેં તેરા મેં ખદ્દો[5]ખાલ[6] નહીં હજા[7] અસવદકા[8] ખ્યાલ,
ચેહી કાબા મેરા હે એજવાલ[9] મેંને સરકો[10] અપને ઝુકા દીયા. ૨
મેં ગુલામ હું તેરા એદીરમ[11] નહીં ઝુઠ મુજકો તેરી કસમ,
તુને દામ[12]ઝુલ્ફમેં અય સનમ મેરે સાદે દિલકો ફસા દીયા.૩
તેરે ઇશ્કમેં હુઆ મેં તબાહ[13]ન સવાબ[14]રહાતા હું ન ગુનાહ,[15]
મેંને મઝહબો[16] મીલ્લતકા[17]રાહ સભી દિલસેં અપને છુડા દીયા.૪
ચેહી બખ્શા મુજકો હે ઇશ્કને અબ તુજેહી પુજું મેં જો બને,
નહીં ડેરા મસ્જીદ મુજ કને સભી એકદમ મેં ઉડા દીયા. ૫
અબ હુઆ મેં કાફર[18] ઇશ્કમેં રખા કામ બુતકે[19] હી દીદસેં,
જો કહેં સો મુજકો ભલે કહેં મેંને સાફ સબકો સુના દીયા. ૬
મેરા બુત[20] થા કાફર[21]લાકલામ કીયા ખુબ મેં ઉસે રામ રામ,[22]
અબ હુવા મુસલમાં નેકનામ મેંને ફર્જ હક્કા[23] બજા દીયા. ૭
અબ ઈસીમેં હેગા મેરા ભલા દુઆ રામ[24] જીસેં[25] કરૂં સદા,
જો મીલે પિયાકા મુજે પતા[26] જીને સબ્ર[27] મેરા ઉઠા દીયા.૮
ન ગરઝ હે કુફ્ર[28] ઈસલામસેં હું મેં મસ્ત અલસ્તોકે જામસેં,
લગા દિલ ઉસીહીકે નામસેં જીને જલવા[29] મુજકો બતા દીયા.૯
કયું સનમકા ખોજ કરૂં નહીં ખુદા મેરા કાફર[30] હે યકીન,[31]
હે ખુદાઇ સબ ઇસી બુત મહીં જીને ખોજા ઉસકો દીખા દીયા. ૧૦
હુવા સબમેં **અનવર** તેરા નામ કીયે ઇસિ વજે કે જો તેં કલામ,[32]
ચુપ અદબસેં રેહ લે ઝબાંકો[33]થામ તુને કેસા શોર મચા દીયા.૧૧

**ભાવાર્થ:**—(આ ગઝલમાં પરમેશ્વરને પરીની ઉપમા આપી પ્રેમ બતાવ્યો છે, તેની સાથે આત્માનું ખરૂં રૂપ બતાવી અભેદ સ્વરૂપ

સમજાવ્યું છે; આવી ગઝલનો અર્થ બરાબર સમજી આત્માનો ઉંડો ભેદ વિચારવાનો છે, અને ઉંચા દરજ્જે પહોંચેલા માણસ માટે જ આવી ગઝલો છે. અજ્ઞાની માણસો ખરો અર્થ સમજ્યા વિના અવળો અર્થ કરે છે માટે આત્મજ્ઞાન, અભેદ જ્ઞાન, તથા સમાધિ વિગેરેનાં કાવ્યો બરાબર સમજી સાર ગ્રહણ કરવો જોઇએ.) ૧ હે પરી! તારી જાદુ ભરેલી આંખોએ[1] મને પાંપણુ[2] રૂપી બાણ લગાવી દીધાં છે. ખુદાના સમ[3]! હે પરી! મારા મનરૂપી પક્ષીનો[4] તેં તારો શિકાર બનાવી દીધો છે (અર્થાત્ હે પરમાત્મા! તેં મારી સામે નજર કરીને મારૂં મન હરણ કર્યું છે.) ૨ તારા ગાલ[5] ઉપરનો તલ[6] દેખી મને મક્કાના કાળા[8] પવિત્ર પથ્થરનો[7] કાંઈ ખ્યાલ આવતો નથી (અર્થાત્ તે તલ આગળ મક્કાનો પથ્થર હું ભૂલી જાઉં છું એવો તારા તલનો પ્રભાવ છે) અને તુંજ મારો હમેશનો[9] નમાજ પડવાનો કાબો છે અને તનેજ મેં મારૂં માથું[10] નમાવ્યું છે (અર્થાત્ બીજી તરફ નજર નહીં કરતાં હું તારૂંજ ધ્યાન ધરીને બેઠો છું.)

આ સ્થળે કાબા અને હજ્રે અસવદ સંબંધી વાચક વર્ગને કેટલોક ખ્યાલ આવે અને માહીતી મળે એવા ઉદ્દેશથી તે સંબંધી ટુંકાણમાં કેટલીક હકીકત નીચે પ્રમાણે દાખલ કરવામાં આવી છેઃ—

કાબાનું પવિત્ર ધામ મક્કામાં છે. કાબાની સ્થાપના હઝરત આદમના વખતમાં થઈ હતી. તે વખતે તે ઇમારતનું નામ બેતુલ્-મામૂર હતું. હઝરત નૂરના તોફાન પછી તેની દુરસ્તી હઝરત ઇબ્રાહીમ અને તેમના દીકરા હઝરત ઇસ્માઇલ એ બંનેએ માલીકની બંદગી કરવા માટે આ ઇમારતને ફરીથી ઉભી કરી અને ખુદાતાલા આગળ અરજ ગુજારી કે "હે પરવર દિગાર! અમને બંનેને તારા સેવક બનાવ! અમારા વંશમાંથી તારો હુકમ બજાવનારી એક પ્રજા પેદા કર! અમને અમારી હજની ક્રિયા બતાવ. તેમનામાંથી એક પેગમ્બર પેદા કર કે જે તેમને તારા ફરમાનો વાંચી સંભળાવે અને તેમને ધર્મશાસ્ત્ર શીખવી પવિત્ર કરે." "કાબેતુલ્લા" અથવા "કાબા"ને "કિબલા" અથવા "બએતુલ્લા" પણ કહે છે. દુનિયાના તમામ મુસલમાનો નમાઝ અદા કરતી વખતે તે તરફ મોંઢું રાખે છે. મક્કા શહેર

કાબા શરીફના ધામ માટે પ્રખ્યાત છે. મક્કામાં હઝરત મહંમદ પેગંબર સલ્અમની જન્મભૂમિ છે, ત્યાં એક ઝમઝમ નામનો પાણીનો ઝરો છે, તેનું પાણી ઘણું શુદ્ધ ગણાય છે અને હાજી યાને યાત્રાળુ લોકો કુપ્પીઓ ભરીને લઈ જાય છે. કહે છે કે હઝરત ઈસ્માઈલ જ્યારે નાના હતા અને તેમની મા બીબી હાજરા સાથે જંગલમાં ફરતા હતા તે વખતે તે ઝરો તેમના પગ આગળથી કુદરતી રીતે પેદા થયો હતો. ઝમઝમ નામ તેની અંદરથી નીકળતા પાણીના અવાજ ઉપરથી પડ્યું હોય એમ કહેવાય છે. ઇતિહાસ ઉપરથી જણાય છે કે કાબાનું ધામ છેલ્લામાં છેલ્લું ઇસ્વીસન પૂર્વે બે હજાર વર્ષમાં તૈયાર કરવામાં આવ્યું હતું; તેનો ઘાટ અને કદ મૂળમાં જે હતાં તે જ હજુ પણ કાયમ છે તેની ઉંચાઈ ૩૬ ફુટ, લંબાઈ ૧૮ ફુટ અને પહોળાઈ ૧૪ ફુટ છે, તેની ભીંતો પથ્થરની મોટી મોટી છાટોની બનેલી છે, તેમાં બારીઓ નથી, પણ મોખરા આગળ ભોંયથી ૭ ફુટ ઉંચું એક રૂપેરી બારણું છે. હાલમાં તે ઘણુંજ આબાદ સ્થિતિમાં છે. કાબાની ઈમારતમાં અગરના થાંભલા છે, અને વચ્ચે બત્તીઓ ટાંકેલી છે, તેની અગાસીને એક કીમતી નળ છે કે જેમાંથી વરસાદનું પાણી ચોકમાં પડે છે. તેની ભીંતો ઉપર કાળા કસબાવાળા પડદા ઢાંકેલા છે; આ પડદા દરેક વર્ષે બદલાય છે; દરસાલ હજારો મુસલમાનો ત્યાં હજ કરવા જાય છે. ઈસ્વીસન ૬૦૫ માં કુરેશી લોકોએ કાબાની ઈમારત જે બિસ્માર થઈ ગઈ હતી તેને દુરસ્ત કરવાનું કામ હાથમાં લીધું. ઈમારત જ્યારે તૈયાર થઈ ત્યારે હજ્રે અસવદને તેની મૂળ જગોએ ગોઠવવાનો વખત આવ્યો. (આ હજ્રે અસવદ યાને કાળો પથ્થર આકાશમાંથી પડેલો માનવામાં આવે છે, તેવી માન્યતા કયારે બંધાઈ તે નક્કી નથી. માત્ર મહાન હઝરતના હાથથી કાબામાં ગોઠવાયા પછી લોકો તેને અગત્યનો ગણે છે.) આ વખતે અરબસ્થાનના દરેક કુટુંબના લોકો કહેતા કે એ ગોઠવવાનો હક અમારો છે. આ સ્વાલ ગંભીર અને તકરારરૂપ થઈ પડયો અને લડાઇનો સંભવ ઉભો થયો. પછી બધાએ મળી સલાહ કરી કે કાબાની મસ્જીદમાં બની—શએબા દરબાજામાંથી જે કોઈ પહેલો દાખલ થાય તે તેનો તોડ પાડે. કુદરતી

યોગે એવું બન્યું કે હઝરત મહંમદ પેગમ્બર સલ્અમ ત્યાં થઇને આવ્યા, લોકોએ કહ્યું કે એ પુરૂષ પ્રમાણિક છે માટે તે જે કરશે તે અમારે કબુલ છે. આ પ્રમાણે પોતાના પ્રત્યે લોકોની આતૂરતા અને ભાવ જોઈ હઝરતે પોતાની પાસે લુગડું હતું તે પાથર્યું, અને તેમાં પેલો હજ્રે અસવદ મુકીને કહ્યું કે દરેક કુટુંબનો એકેક માણસ આ લુગડાને ચારે તરફથી ઉંચકે, અને મને પોતાનો પ્રતિનિધિ બનાવી અખત્યાર આપે તો હું તેને તેની મૂળ જગોએ સ્થાપન કરૂં; આ વાત બધાંને પસંદ પડી. હઝરતે તે પ્રમાણે કરી બધાઓ પાસે લુગડું ઉંચકાવ્યું અને હજ્રે અસવદને તેની મૂળ જગોએ ગોઠવી દીધો. આથી જે લોકો લડવા તૈયાર થયા હતા તે શાંત પડયા અને કજીયાનું મૂળ પતી ગયું. આ દિવસથી આ હજ્રે અસવદની યાને કાળા પથ્થરની ખ્યાતિ વધારે થઈ. કાબાના ધામની ચોતરફ ઘણી મૂર્ત્તિઓ હતી અને કાબાની દિવાલો ઉપર ચિત્રો પણ હતાં તે બધાં હઝરત મહંમદે મક્કામાં દાખલ થયા પછી ઉખેડી નાખ્યાં. ( વાંચો મહંમદ પેગંમ્બરનું વૃત્તાંત પાન ૧૩૧ ) આ પ્રમાણે કાબાની અને હજ્રે અસવદની હકીકત પીરજાદા મોટા મીયાં કૃત "હઝરત મોહમંદ પેગમ્બર સલ્અમ" એ પુસ્તકમાંથી લેવામાં આવી છે.

૩ હું સોગન ખાઇને કહું છું કે હું તારો મફતનો[૧૧] ચાકર છું તેમાં જરા પણ જુઠું નથી. તારા સુન્દર વાળરૂપી જાળની[૧૨] અંદર તેં મારૂં શુદ્ધ મન ફસાવી દીધું છે. ૪ હું તારા પ્રેમમાં એવો બેહાલ[૧૩] બની ગયો છું કે મને પુણ્ય[૧૪] પાપની[૧૫] ખબર નથી. મેં ધર્મના[૧૬] વ્યવહાર[૧૭] મારા મનથી સર્વે કાઢી નાખ્યા છે. ૫ "ગમે તેમ થાય તો પણ હું તો તનેજ પૂજું" એવી વસ્તુ તારા પ્રેમે મને બક્ષિસ કરી છે. મારી પાસે હવે મંદીર કે મસીદનું કામ નથી, તે સર્વેને મેં મુકી દીધું છે. ૬ હવે હું તારા પ્રેમમાં ઘણોજ દઢ[૧૮] થયો છું. અને મારા શરીરમાં[૧૯] આત્માની શોધ કરવાના કામમાં હું પડયો છું. ભલે લોકો મને ગમે તેવો કહે પણ મેં તો સાફ સોને સંભળાવી દીધું છે; ૭ મારૂં મન[૨૦] જે ઘણુંજ કઠણ[૨૧] હતું કે હું કાંઇ કહી શકતો નથી તેને હવે મેં ઘણુંજ નરમ કરી મારા આધીન[૨૨] કરી દીધું છે. હવે હું ખરો મુસલમાન થયો છું. મેં હવે પરમેશ્વર[૨૩] તરફની મારી ફરજ બજાવી દીધી

છે. ૮ હવે એજ કામ કરવામાં મારૂં ભલું છે કે કોમળ[૨૪] મનથી[૨૫]પરમાત્માનું ભજન કરૂં જેથી મને પરમેશ્વરનીની નિશાની[૨૬] મળે જે પરમેશ્વરે મારૂં શાંતપણું[૨૭]ઉઠાવી લઇ બેચેન કર્યો છે. ૯ પૂજા કરવાની ( ઇસ્લામધર્મથી નાસ્તિકપણાની)[૨૮]તેમજ ઇસ્લામ ધર્મની મને હવે ગરજ નથી. હું "અલસ્તો"ના પ્યાલાથી મસ્ત બની ગયો છું. જેણે મને પ્રકાશ[૨૯] બતાવ્યો છે તેના નામમાં મારો જીવ લાગી રહ્યો છે. ૧૦ હું શા માટે મારા પરમાત્માનો તપાસ કરૂં નહીં ? કારણ કે બેશક[૩૧] મારો પરમાત્મા તદન છાનો[૩૦]છે. તમામ પરમેશ્વરપણું તે આ મનમાંજ છે. જેણે તેનો તપાસ કર્યો છે તેને તે મળી આવ્યો છે. ૧૧ આવા આવા તારા શબ્દોથી[૩૨]હે અનવર ! તું લોકોમાં ચાવો થયો. હવે ચૂપ કરી અદબથી બેશી રહે, અને જીભને[૩૩] રોકી રાખ. આ તેં કેવા પ્રકારની બુમો પાડી છે? ( આ ભાવાર્થ ઉપરથી વાંચનારને સમજાયું હશે કે આ ગઝલ તદન અભેદ માર્ગની છે. જેના મન ઉપર બરાબર કાબુ હોય છે અને એકાગ્ર અંતર્ધ્યાન કરી શકે છે તેને બાહ્ય સંસાર વ્યવહારની દરકાર હોતી નથી, તે ખરો ઇશ્વરનો ભક્ત કહેવાય છે. આ પ્રમાણે અભેદ માર્ગની હકીકત કાઝી અનવર મીયાંએ પાછળ ભજન ૨૧ અને ૨૨ માં તથા પદ ૨૯ માં જણાવી છે.)

---

## ગઝલ ૮.

### જાની ઉઠા લે અબ તો.

જાની ઉઠા લે અબ તો યે પરદા નીકાબકા,
આશકકે રૂબરૂ હે કયા બાઅસ[૧] હીજાબકા ?[૨] ૧
આશકકો ઇન્તેઝાર[૩] હે દીદારકા તેરે,
કયું છુપ રહા હે પેહેનકે જામા તુરાબકા ?[૪] ૨
તું જાન હે તું જીવ હે તું પીવ[૫] હે તું સીવ,[૬]
દરિયા હે લેકીન નામ ધરાયા હુબાબકા.[૭] ૩
લે દેખ દો જહાંમેં સીવા તેરે કુછ નહીં,
જલવા[૮] હે હર ઝરેહમેં રૂખે[૯] આફતાબકા.[૧૦] ૪

હેરત[11] હું દેખ ગમ્ઝા[12] અદાયેં[13] તેરી મીયાં !
યે નાઝ[14] યે કરશમા[15] યે આલમ શબાબકા,[16] ૫
સુરતમેં તેરી આપકો મેં મહો[17] કર દીયા,
દેખેસેં તેરે મુજકો નશા હે શરાબકા. ૬
માયનેમેં[18] મેંને દેખ લીયા તુજકો જા બ જા;
કયા વર્ક[19] હે કયા હર્ફ[20] કયા નુકતા[21] કીતાબકા[22]? ૭
જો કુછ હે સબ તુંહી હે નહીં મેં નહીં દીગર,[23]
હોઇ કહું તો ખૉફ[24] હે સીરકો[25] ઇતાબકા.[26] ૮
કયા ઝાત[27] ઓર સીફાતમેં[28] હે ફર્ક દુસરા,
નીસબત તેરે મેરેમેં હુઆ બરફો આબકા.[29] ૯
કેહેતા હે તુંહી ઓર હે સુનતા ભી તુંહી તું,
તાકત[30] કહાં હે મુજકો સવાલો જવાબકા ? ૧૦
આરફ[31] જો હો વ્હો સમઝે કે હે રમ્ઝે[32] મારેફત,[33]
કયા દે વ્હો ફીર જવાબ ગઝલ લા જવાબકા ? ૧૧
વાસલ[34] જો ઝાતમેં હેં વ્હો કયા જાને ખાફો બીમ ?[35]
ઝાહદકો[36] ખૉફ હેગા સવાબો[37] અઝાબકા.[38] ૧૨
**અનવર** હે તુંહી સબમેં તુંહી સબમેં જલવગર,
તુને હી ઝીક્ર[39] કર દીયા કવસેનો[40] કાબકા. ૧૩

**ભાવાર્થ:**—( આ ગઝલમાં પરમેશ્વર પ્રત્યે પ્રેમી ભક્તના ઉદ્ગાર છે.) **૧** હે પરમાત્મા ! હવે તું મારા સામેથી તારા મોં ઉપરનો પરદો ઉઠાવી લે. આશકની આગળ પરદો[2] રાખવાનું શું કારણ[1] છે ? **૨** આ આશક તારા મુખનું દર્શન કરવાને ઘણો આતુર[3] છે. તું શા માટે શરીરરૂપી માટીનો[4] જામો પહેરીને સંતાઇ રહ્યો છે ? ( અર્થાત્ તું શા માટે શરીરમાં છુપાઇ રહ્યો છે? **૩** તું પ્રાણ છે, તું જીવ છે, તું પિયુ[5] છે, તું મહાદેવ[6] છે, તું તો મોટો સમુદ્ર છે, પરન્તુ નામ પરપોટાનું[7] ધરાવે છે. **૪** તું જોઇ લે, તારા શીવાય બંને દુનિયામાં બીજું કાંઇ નથી, દરેક ઠેકાણે તારા મુખ[9] રૂપી સૂર્યનો[10] પ્રકાશ[8] છે.

૫ હે પરમાત્મા! તારા હાવભાવ[૧૨] અને ચાળા[૧૩] જોઇને હું આશ્ચર્ય[૧૧] પામ્યો છું કે આ તારા કેવા લટકા[૧૪]! કેવા તારા ચમત્કાર[૧૫]! કેવો તારી યુવાનીનો[૧૬] વખત! ૬ તારી સુરતમાં હું મારી જાતને ભૂલી[૧૭] ગયો છું, તને દેખીને મને પ્રેમ શરાબનો નિશો ચડયો છે. ૭ તાત્પર્ય[૧૮] જોતાં દરેક ઠેકાણે મેં તનેજ જોયો છે; પાનામાં,[૧૯] અક્ષરમાં,[૨૦] મીંડામાં,[૨૧] પુસ્તકમાં[૨૨] વીગેરે દરેકમાં હું તનેજ જોઉં છું. ૮ જે કાંઈ છે તે સર્વે તુંજ છે. હું એ નથી ને બીજો[૨૩] કોઈ પણ નથી. જો હું એ કહું તો મારા ઉપર ઠપકાનો,[૨૬] અને "એક પરમેશ્વરને છોડી બીજાને ભજવાનો"[૨૫] ડર[૨૪] છે. ૯ તારામાં[૨૭] અને તારા ગુણમાં[૨૮] બીજો શો ફેર છે? તારી સાથે મારો સંબંધ બરફ અને પાણી[૨૯] જેવો છે. ૧૦ તું કહે છે અને તું સાંભળે છે. મને સ્વાલ કે જવાબ કરવાની કયાં શક્તિ[૩૦] છે. ૧૧ જે જ્ઞાની[૩૧] માણસ હોય તે સમજે કે આ જ્ઞાનનું[૩૩] રહસ્ય[૩૨] છે. તે પછી ગઝલનો ઉત્તર શા માટે આપે? (જ્ઞાની લોકો ગઝલનો ભેદ બરાબર સમજે છે એટલે તેમને સ્વાલ જવાબ કરવાની જરૂર હોતી નથી.) ૧૨ જે તારામાં મળી[૩૪] રહ્યો છે તેને શાનો ડર[૩૫]? જાહેરમાં બંદગી કરનારને[૩૬] સુખ[૩૭] અને દુઃખની[૩૮] બાંક હોય છે. ૧૩ હે અનવર! સર્વેમાં તું જાહેર છે, સર્વેમાં તું પ્રકાશ કરનારો છે; તેંજ એ વાત[૩૯] કહી હતી કે "બે કમાનોની માફક હું ગોળ મળી રહ્યો છું."[૪૦] (જ્યારે મહંમદને મ્હેરાજ થઇ ત્યારે પરમેશ્વરે કહ્યું હતું કે "કાબ કવસેનો અઓ અદના" અર્થાત્ જેમ બે કમાનો મળીને એક ગોળ પ્રકાર થાય તેથી પણ વધારે હું મળી રહ્યો છું.)

---

## ગઝલ ૯.

## મુજકો ગશ આને લગા.

દેખકર ઝુલ્ફેં સનમકી મુજકો ગશ[૧] આને લગા,
જ્હો નીગારે નાઝની[૨] જબ નાઝ[૩] બતાલાને લગા, ૧
પડ ગયા દિલ બીચ મેરે એક બ એક આ પેચોતાબ,
ચાંદસે રૂખસાર[૪] પર કાકુલ[૫] જો બલ[૬] ખાને લગા. ૨

